નવયુગ પુસ્તક ભંડાર : : પુસ્તક સંખ્યા : ૧૧૪

સૌરિન્દ્રમોહન મુખોપાધ્યાય કૃત

# લાલમાટીનો રસ્તો

[ સામાજીક નવલકથા ]

: અનુવાદક :
' બાજીગર '

કિંમત રૂા. અઢી

: પ્રકાશક :

નવયુગ પુસ્તક ભંડાર
બુકસેલર્સ અને પબ્લીશર્સ
રાજકોટ : : : [ કાઠિયાવાડ ]

આવૃત્તિ ૧ લી ] ∴ જુન' ૧૯૪૨

## —: લી લા વ તી ગ્રં થ મા ળા :—

વર્ષ ૧૦ મું પુસ્તક ૧ લું



**: લવાજમ :**

[ એક હજાર પાનાના ત્રણથી ચાર પાકા પૂંઠાના પુસ્તકો ]

| | | |
|---|---|---|
| દેશમાં : | બ્રહ્મદેશમાં : | પરદેશમાં |
| રૂપિયા ચાર : | રૂપિયા સાડાચાર : | શિલિંગ આઠ |

: પ્રકાશક :
સૌ. વિજ્યાબ્હેન દોશી
નવયુગ પુસ્તક ભંડાર
રાજકોટ : [કાઠિયાવાડ]



: મુદ્રક :
મણિલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટારોડ : અમદાવાદ.

......બંગાલના સાહિત્ય સ્વામી શ્રીમાન સૌરિન્દ્રમોહન મુખોપાધ્યાયની ઉત્તમ કૃતિઓમાંથી વીણી કાઢેલી આ એક અત્યુત્તમકૃતિ છે. બંગાલના વાચક વર્ગે આ કૃતિને ખૂબ અપનાવી છે. આ કથાનું મૂળ નામ ' રાંગા માટીર પથ ' છે. આ કથામાં કશું પરિવર્તન ન કરતાં એના એ રૂપમાં રજૂ કરી છે.

આ કથાની શૈલિ, ભાવના, પાત્રાલેખન વગેરે નૂતન છે. કથા પણ નવાયુગની છે. પહેલેથી છેલ્લે સુધી એકધારો રસ જાળવી રાખવામાં શ્રી સૌરિન્દ્રબાબુ જેટલા સિદ્ધહસ્ત છે, તેટલા જ તેઓ કથાના આખાયે પ્રવાહને એકદમ થંભાવી દેવામાં પણ કુશળ છે. એ કુશળતાનો પરિચય આ કથાથી સહુ કોઈને થશે.

આ કથા માટે હું વિશેષ કંઈપણ કહેવા નથી ઈચ્છતો: કારણ કે કોઈપણ મહાકવિના કાવ્યની સૌરભ સ્વયં વિસ્તારિત બને છે.

વાચકોને યોગ્ય લાગે તે ઝીલે...અને સમાલોચકોને યોગ્ય લાગે તે અભિપ્રાય આપે............

૩-૩-૪૨ ' બાજીગર '

સ્ત્રીઓના જીવનમાં અનેરો ઉત્સાહ અને જ્ઞાનનો

પ્રકાશ પાડતી

# લીલાવતી ગ્રંથમાળા

[ વાર્ષિક ૧૦૦૦ પૃષ્ઠના ત્રણથી ચાર પુસ્તકો ]

| વાર્ષિક લવાજમ | : સ્વદેશ : | : બ્રહ્મદેશ : | : પરદેશ : |
|---|---|---|---|
| પાકું પૂંઠું | ૪–૦–૦ | ૪–૮–૦ | શીલીંગ આઠ |

## લીલાવતી ગ્રંથમાળા : વર્ષ ૫ મું

| | | |
|---|---|---|
| પરણ્યા પછી ભાગ ૩ જો | મહાશંકર ઈ. દવે | ૧–૦–૦ |
| સુહાસીની | બાબુરાવ જોશી | ૧–૦–૦ |
| ભગવો નેજો | ગુણવંતરાય આચાર્ય | ૧–૦–૦ |
| સ્વાર્પણ | ભદ્રકુમાર યાજ્ઞીક | ૧–૦–૦ |
| દેવદાસી | ડો. રઘુનાથ કદમ | ૧–૦–૦ |

## લીલાવતી ગ્રંથમાળા : વર્ષ ૬ ઠું

| | | |
|---|---|---|
| ભસ્માંગના | ગુણવંતરાય આચાર્ય | ૧–૪–૦ |
| હાસ્ય છાંટણાં | ‘મસ્ત ફકીર’ | ૧–૮–૦ |
| વિરાટનો ઝભ્ભો | ગુણવંતરાય આચાર્ય | ૧–૦–૦ |
| ઓટના પાણી | ” ” | ૧–૦–૦ |
| પ્રિયતમા | મોહનલાલ ચુ. ધામી | ૦-૧૨-૦ |

# ૧

વિમલકાંતિ બર્મા ગયો હતો. બર્મા જતાં પહેલાં એણે સાંભળ્યું હતું કે, બર્માની માટીમાંથી સોનું ફળે છે! ત્યાં ભેજાની કિંમત છે અને બંગાળીનું ભેજું જો બર્માના વાણિજ્ય બજારમાં એકવાર ખેલી લેવાનો સુયોગ મેળવે, તો ગમે તેવી ભીડ વચ્ચેથી પણ લક્ષ્મીદેવી બંગાળીના ભેજાને જ વિજયમુગટથી સુશોભિત કરે! દૃષ્ટાંત તરીકે ઘણા ભેજાબાજ બંગાળીઓની નામમાળા આર્ટ ગેલેરીની ચિત્રાવળી માફક તેના માનસ-નયનો સામે ઝૂલી રહી હતી.

પરંતુ બર્મામાં દોઢ વર્ષની કઠિન તપશ્ચર્યા કર્યા પછી વિમલકાંતિને બે મહાન સૂત્રો હાથમાં આવ્યાં. એક તો, 'તારું તકદીર લઈને તું પાછો બંગાળમાં જા' અને બીજું સૂત્ર, 'બર્માથી દૂર રહે એ ભાગ્યશાળી!' એટલે ન છૂટકે થાકેલું શરીર, થાકેલું મન અને થોડા નુકશાનનો બોજો માથા પર ધારણ કરીને તે પાછો દેશમાં આવ્યો.

તરુણ વય. વિમલકાંતિની બાલ્ય અને કિશોરાવસ્થા રાંચી શહેરમાં પસાર થઈ હતી. એના પિતા અયસ્કાન્તિ સારા વકીલ હતા. વકીલાતમાં એમણે ઘણું ધન પ્રાપ્ત કર્યું હતું, પરંતુ એકના એક પુત્ર

વિમલકાંતિનું આ ધંધા પ્રત્યે જરાયે આકર્ષણ નહોતું. આ જોઈને પુત્રના ભાવિ અવલંબનની આશાએ તેમણે વાણિજ્યના માર્ગ પ્રત્યે દૃષ્ટિ દોડાવી. પરંતુ લક્ષ્મીદેવી આ પરિવર્તનથી રોષે ભરાયાં, અને વાણિજ્યના અજાણ્યા અને કાંટાભર્યા માર્ગેથી જર્જરિત બનીને અયસ્કાન્તિ એક દિવસે વેદના ભર્યા હૈયે આ સંસારના સઘળાં બંધનો કાપીને વિદાય થયા. વિમલકાંતિ ત્યારે ફોર્થઈયરમાં હતો.

પિતાનું છત્ર હતું ત્યાં સુધી વિમલકાંતિ સ્વપ્ન વિભ્રમના વિચિત્ર રંગો વચ્ચે વિભોર હતો, પણ પિતાના મૃત્યુ પછી ગોવર્ધન પર્વત જેવડું દેણું મસ્તક પર પડેલું જોઈને એ બધા સ્વપ્નરંગ ધૂળ ચાટતા થઈ ગયા. મુરબ્બીઓ અને સલાહકારોની ઓથમાં ગુંચવાઈને તેણે ગમે તે રીતે દેણાનો ભાર અળગો કર્યો, અને મુક્તિનો શ્વાસ ખેંચ્યો. ત્યાર પછી વિમલે વિચાર્યું કે ગતાનુગતિક માર્ગે ચાલીને આ દેશમાં જિંદગીનો વિકાસ કરી શકાશે નહિ, એટલે પ્રતિભાસ અને કલ્પનાનો આશ્રય લઈને તે બર્મા તરફ રવાના થયો.

પરંતુ બર્માનું સ્વપ્નતો ભાંગીને ભુકો થઈ ગયું. ભાંગેલા સ્વપ્નની વેદના લઈને રંગુનમેલમાં બેસી, આજ તેણે કલકત્તા શહેરમાં પગ મૂક્યો.

વિમલના પિતાના મિત્રનું નામ પ્રિયશંકર રાય. વેપારના મહાન ખેલાડી. બાલ્યકાળથી વિમલ જોતો આવતો કે પ્રિયશંકર ઉપર લક્ષ્મીદેવી ચારે હાથે સોનાના ફૂલ વેરી રહેલ છે! રાંચીમાં એમની એક બેંક હતી, ઘણા મકાનો પણ હતાં. તે સિવાય હજારીબાગ, ગયા, કાશી, ઢાકા, કલકત્તા, મુંબઈ વગેરે ઘણા સ્થળોએ પ્રિયશંકરની વ્યાપારિક કુશળતાના પુરાવા રૂપે વિજય સ્તંભ જેવી પેઢીઓ હતી.

વાણિજ્યના રાજા જેવા પ્રિયશંકરના ઘેર વિમલકાંતિનો અવરજવર અબાધિત હતો અને પ્રિયશંકરની એકની એક પુત્રી વિભાવરી......જવાદો, એ બધું ધીરે ધીરે સમજાશે.

બર્માથી કલકત્તામાં પગ મૂકીને વિમલ પાર્ક સર્કલ પાસે આવેલ બેંગાલ હોટલમાં ઉતર્યો સ્ટીમરમાં એક સહયાત્રી સાથે આલાપ–પરિચય થયેલો અને એની પાસેથી જ આ હોટલનું નામ–ઠેકાણું મેળવી લીધેલું. આ હોટલમાં આશ્રય લેવા પાછળ તેનો એક હેતુ હતો, બર્મામાં મળેલી નિષ્ફળતા પર વિચાર કરીને ભાવિનો કાર્યક્રમ નક્કી કરવા માટે તેને આવા શાંત અને નિર્જન સ્થાનની જરૂર હતી.

બપોર પછી વિમલકાંતિ ફરવા નિકળ્યો. કોઈ પણ સ્થળ નક્કી કર્યા વગર. અને ફરતાં ફરતાં એકાએક તે ચૌરંગીપાડાના એક સિનેમા હાઉસ સામે આવી ચડ્યો. આવીને જોયું, હાઉસની સામે ભારે ભીડ. ગાડીપર બેસીને અને પગે ચાલીને લોકોના ટોળે ટોળાં સિનેમા હાઉસમાં ધસવા માંડ્યાં. લોકો જાણે દિવાના બનેલા ! એ ભાવ જોઈને મનમાં થતું, આ ચિત્ર ન જોવાય તો જિંદગી જાણે અસત્ય બની જાય! વિમલકાંતિને પણ નશો લાગ્યો. ટિકિટ ખરીદીને તે પણ એમ્પાયરમાં ગયો.

અંદર અપાર ગિરદી હતી. જાણે નર–મુંડનો સાગર ! વિમલ-કાંતિએ વિચાર્યું, વાણિજ્ય–લક્ષ્મીને પકડવા માટે લોકો અનેક પ્રકારના ફાંસલા રચે છે એ સાચું, પરંતુ સિનેમાની જાળ ખરેખર અમોઘ અને અવ્યર્થ છે! કોણ જાણે અમેરીકાના કયા ખૂણામાં આવેલું એક હોલીવુડ......ત્યાં યંત્રો અને લોકોના સહકારથી જે ચિત્રો તૈયાર થાય છે, તે ચિત્ર માટે અહીંના લોકોમાં કેટલો બધો રસ અને આગ્રહ ! ખર્ચનો હિસાબ કોઈના મનને જાણે સ્પર્શતો જ નથી......

આવા વિચારો વચ્ચે વિરાટગૃહનો પ્રકાશ વિરામ પામ્યો – અને અંધકાર જામ્યો. અને એ અંધકારમાં પ્રકાશની નાની રેખાદ્વારા ચિત્ર પ્રગટ્યું. છબી માત્ર ! પરંતુ એ છબીની પ્રત્યેક રેખાઓમાં

માનવ- મનની કોઈ વિચિત્ર કહાણી જાણે ખીલી ઊઠી! હાસ્ય અને રુદનના સંયોગથી ડોલી રહેલા માનવ જીવનનો અપૂર્વ પરિચય!

ચિત્ર જોઈ ને વિમલકાંતિ મુગ્ધ બની ગયો!

ત્યાર પછી એ મુગ્ધતાને તોડીને પડદા પરનું ચિત્ર ક્યાંક મળી ગયું! જે અંધકારમાં પોતાની જાતને એકાન્તભાવે રસ લેતી કરી મૂકી હતી, તે અંધકાર ટળીને વિરાટગૃહમાં ઝાકમઝોળ પ્રકાશ ઉભરાયો! સ્વપ્ન વિભ્રમને મારી મચડીને આસપાસ અને ચારે દિશાએ તીવ્ર ઉન્મત કોલાહલ જામી પડ્યો!

ઊંઘતો માણસ સ્વપ્ન નિહાળે છે......સુખનું સ્વપ્ન! બરાબર એ સમયે કોઈ એને ધક્કો મારીને જગાડે, એટલે એ માણસ પ્રથમ તો બહાવરો બની જાય, વિચારી પણ ન શકે કે કયું સત્ય અને કયું સ્વપ્ન. ઇલેક્ટ્રિકના પ્રકાશ કિરણો અને જનતાના પ્રચંડ કલરવથી વિમલકાંતિ પણ એ રીતે બહાવરો બની ગયો! વિમૂઢની માફક તે જાણે સ્તંભિત બની ગયો. મનમાં થતું, બધો કલરવ દૂર થઈ ને જીવનમાં એક જ સૂર જગવતો હતો — એ સૂરમાં કેટલો પ્રકાશ, કેટલી વિહ્વલતા ભરી હતી! એ સૂર સ્થિર થાય એ પહેલાં જ વેરણ છેરણ થઈ ગયો! સિનેમાના પડદા પર જે છાયામય નરનારી આવ જા કરતાં હતાં, હાસ્ય અને રુદનના ઝૂલે ઝૂલી રહ્યાં હતાં......તેઓની વાત, તેઓના હાસ્ય – રુદન વિમલકાંતિને જાણે તેઓની પાસે ખેંચી ગયાં હતાં......જાણે એ લોકો સાથે પ્રાણભરી મમતા સ્થાપિત થઈ ગઈ હતી! ફરીવાર શું આ છાયામય નરનારના પ્રાણની નજીક આ પ્રમાણે પોતાને કોઈ દિવસ તે જોઈ શકશે?

બે વરસ થયાં વિમલકાંતિએ સિનેમા જોયો નહોતો. બે વર્ષ પહેલાં જે ચિત્રો જોયેલાં, તે તો કોઈ વાર-પરબે! અને એ ચિત્રો એને આટલાં મુગ્ધ કરી શક્યાં નહોતાં! આજ......

એકાએક પાછળથી કોઈએ કોટ ખેંચી, પીઠપર ધબ્બો માર્યો ! વિમલકાંતિએ ચમકીને પાછળ જોયું, કહ્યું : "રજત !"

રજતે કહ્યું : "તું ક્યાંથી? આકાશમાંથી ઊતરી પડ્યો છે કે શું?"

વિમલ બોલ્યો: "ના. રંગુનમેલમાંથી આજે ઊતર્યો છું. તું ?"

રજતે કહ્યું : "હું તો બે વરસથી કલકત્તામાં છું – મેં સાંભળ્યું હતું કે તું વેપાર ખેડવા બર્મા ગયો હતો?"

હસીને વિમલે કહ્યું : "ગયો હતો અને આ જ પાછો આવ્યો પણ ખરો!"

"ત્યાં શું કરતો હતો?"

વિમલકાંતિએ કહ્યું : "ઘણુંય કર્યું હતું. લાકડાનો ધંધો કર્યો હતો, ચોખાનો વેપાર ખેડ્યો હતો, ત્યાર પછી બીજા પણ કેટલાય ધંધામાં પાસા નાખ્યા હતા......બર્માની માટીમાં બે ચાર હજાર રૂપિયા મૂકીને દેશમાં પાછો ફર્યો છું."

રજતે કહ્યું : "અહીં ક્યાં ઉતર્યો છે?"

"બેંગાલ હોટલમાં."

"રાંચી જવું છે કે અહીંજ રહેવું છે?"

વિમલે કહ્યું : "બે ચાર દિવસ અહીં રહીશ. ત્યાર પછી રાંચી જઈશ."

રજતે કહ્યું : "સારૂં. શો પૂરો થાય એટલે તરત ચાલ્યો ન જતો. ઘણા સમય પછી મળ્યા છીએ – મને મળજે, સમજ્યો!"

વિમલકાંતિએ કહ્યું : "ભલે."

ઘંટડીના રણકાર સાથે પ્રકાશ અલોપ થયો અને પડદાપર નરનારીના ફરી પાછાં એના એ સુખદુઃખના ઝરણ વહેવાં શરૂ થયાં !

ચિત્ર પૂરું થયું, એટલે રજત વિમલ પાસે આવીને ઊભો રહ્યો, અને બોલ્યો : "હોટલમાં જવું છે કે કોઈ કામકાજ છે?"

વિમલકાંતિએ કહ્યું : "કામકાજ તો બીજું શું હોય! આડા-અવળા ચક્કર લગાવીને સમય પૂરો કરીશ."

"તો પછી મારી સાથે ચાલ."

"ક્યાં?"

"પહેલાં જઈશું કેશીનોવામાં. અર્થાત જરા છાંટોપાણી લેવા, ત્યાર પછી there would be many more ships to carry us to other pleasure-Islands."

વિમલકાંતિએ વિરોધ ન કર્યો. રજતની સાથે તે કેશીનોવા તરફ ગયો.

જીવનમાં આ એક નવો અનુભવ! મોજશોખના માર્ગ પર વિમલને આજ કોઈ આકર્ષણ નહોતું, કોઈ લોભ નહોતો. આજ ચિત્રપટ જોઈને એના મનમાં દુર્જય સાહસ જાગ્યું હતું! કોલેજમાં ભણતાં ભણતાં ઘણીવાર તેના મનમાં થયું હતું, બંગાળીઓનું જીવન વિધિનિષેધની ચક્કીમાં પીસાઈને કુરચો થઈ રહ્યું છે, – એ વિધિ-નિષેધના નિયમો પર પડદો પાડી દેવો પડશે. પોતે તો તે બર્મામાં વેપાર કરીને પાછો ફર્યો છે – દેહ અને મનમાં વિરાટ નિષ્ફળતા અને થાક લઈને! મનને હવે કોઈપણ ઉપાયે સબળ બનાવવું પડશે! કેશીનોવા? જોવાદે, એ વળી કેવું સ્થાન હશે!

કેશીનોવાની આબોહવા તો સાવ નૂતન હતી! મનમાં થયું, ચિત્રપટના એ છાયા નરનાર અહીં જાણે જીવંત બની ગયાં છે! એવો જ પ્રકાશ, એવાં જ ગાન, એવાં જ હાસ્યકલ્લોલ – એવો જ મુક્ત આનંદ!

રજતે કહ્યું : "શું લઈશ? વ્હીસકી કે બીઅર?"

વિમલકાંતિએ કહ્યું : "બેમાંથી એક પણ નહિ. એનો મને અભ્યાસ નથી, એ સિવાય એના પ્રત્યે મને રુચી નથી!"

રજત અવાક્ થઈ ગયો! બોલ્યો : "બે વરસ સુધી બર્મામાં રહીને તેં ત્યારે કર્યું શું?"

વિમલે કહ્યું : "જે કર્યું છે, એના માટે મનમાં ઘણી વેદના ભોગવી રહ્યો છું!......એ ન કરતાં જો બીઅર–વ્હીસકીનો અભ્યાસ કર્યો હોત, તો મને લાગે છે કે આટલા નુકશાનની બળતરા ભોગવવી ન પડત!"

વ્હીસકીની ફરમાસ કરીને રજતે કહ્યું : "જરૂર નહિ."

વ્હીસકી આવી. રજતે કહ્યું : "સંધ્યા પછી બે ચાર પેગ ન લઉં તો ચાલતું નથી."

વિમલે કહ્યું : "ખૂબ આગળ વધ્યો લાગે છે? આ રસ્તે ચાલવાથી કોક દિવસ પડી જવું પડશે, રજત!"

રજતે આ વાત પર ધ્યાન ન આપતાં કહ્યું : "ઘણા ધંધામાં ભેજું દોડાવવું પડે છે, ભાઈ! અર્થાત્ મુખ્ય લક્ષ્ય આ વ્યવસાય તરફ......! પણ લોઢું, લાકડું, કોલિયારી કે શણના ધંધાતો નિર્માલ્ય છે! ઘણું નાણું રોકવું પડે...એવું નાણાનું જોર તો છે નહિ! અહીં તો મૂળ ધનમાં માત્ર ભેજું છે! તું સમજ્યો, માત્ર આઈડિયા! આ ભેજું અને આઈડિયા લઈને ક્યારેક એમ્પાયરમાં પ્લે પ્રોડયુસ કરું છું, કોઈવાર નૃત્યકલાકારોને પકડીને રંગભૂમિ પર ઉતારું છું! અર્થાત્ પબ્લીક એન્ટરટેનમેન્ટ......ધેટસ્ માઈ લાઈન!"

વિમલ ચમકી ઊઠયો. બોલ્યો : "આખું જીવન આ લઈને રહીશ, રજત? અનિશ્ચિત ઉપર ભાવિ ઘડવાનો? મોજ શોખનો નશો કેટલા માણસોને હોય છે? હોય તો પણ તે કેટલી ક્ષણો સુધી? દેશમાં આજે આર્થિક મુશ્કેલીનો ઝંઝાવાત...દેશ કંગાલ અને લોકો અન્ન વગરના છે!"

પેગ પૂરો કરીને હસતાં હસતાં રજત બોલ્યો : "કંગાલ અને

ભૂખ્યા દેશને તેં આજે એમ્પાયરના મૅટની શોમાં જોયોને! એ ચિત્ર મેં ત્રણ વાર જોયું હતું, આજે ચોથીવાર જોયું! આ ચિત્રપટ ત્રણ સપ્તાહ થયાં ચાલે છે! પણ જો બીજાં ત્રણ સપ્તાહ ચાલે, તો પણ તું આટલી જ ભીડ જોવાનો! એનું પ્રમાણ જોવું હોય તો, સાડા નવના શોમાં ચાલ, તને દેખાશે કે ટોળે મળીને લોકો એમ્પાયરમાં ધસી રહ્યા છે. મેં તો ખૂબ અનુભવ્યું છે કે, મોદીની દુકાનેથી ચોખા દાળ લેવા માટે લોકો પાસે પૈસા નથી હોતા, પણ સિનેમા કે નૃત્યની ટિકિટ ખરીદવા માટે પૈસા આવી જાય છે, વર્તમાન કાળનો આ નશો છે. આ નશાનો લાભ લેવા જ હું આ વ્યવસાય કરવા માગું છું!"

રજત પોતાના પ્રમોદ વાણિજ્યનો વૃતાંત કહેવા માંડયો. વિમલકાંતિના વિસ્મયની માત્રા હદ બહાર ચાલી ગઈ. વિમલ શહેરના લોકોની કલારુચિનો પરિચય કરી રહ્યો હતો, ત્યાં કોઈ તરુણીનો મૃદુ સ્વર રણકી ઊઠયો: "ઓ...રજત બાબુ..."

આ ગુંજનરવથી રજત એકદમ ઊભો થઈ ગયો. બોલ્યો: "હલ્લો, લલિતા દેવી..."

નારંગી રંગના મુલાયમ જ્યોર્જેટના આવરણ પાછળ પલ્લવ–તનુ ઝૂલાવતી એક તરુણી! જોઈને સંકોચ અને સપ્રતિભ ભાવે વિમલકાંતિ ઉભો થઈ ગયો.

રજતે તેનો હાથ પકડી બેસાડતાં કહ્યું: "બેસ વિમલ...બીજી ખુરશી પડી છે, તારે સર વૉલ્ટર રેલે નહિ થવું પડે!"

એક ખુરશી બતાવતાં તરુણીને કહ્યું: "બેસો લલિતા દેવી..."

તરુણી ખુરશી પર બેઠી.

રજતે કહ્યું: "પરિચય કરાવી દઉં. આ છે શ્રીમતી લલિતા દેવી...ન્યુ એમ્પાયરમાં હમણાં નૃત્યના ફુલડાં બિછાવીને સારાયે શહેરના અભિવાદન ઝીલી રહ્યાં છે. નૃત્યમાં આટલો જાદુ આજ સુધી કોઈ

બતાવી શકયું નથી, ખાસ કરીને ઓરિએન્ટલ નૃત્ય. માત્ર ત્રણ રાત્રિના પરિશ્રમમાં આઠ હજાર રૂપિયા મેળવ્યા છે. હવે તેઓ પ્રવાસે જવાના છે...પહેલાં મુંબઈ જશે. અમે કહીએ છીએ કે આ નિર્ણય ઘણો સારો છે. મુંબઈમાંથી વીસ-પચીસ હજાર સહેજે લાવી શકાશે, બંગાળીઓની અમદાવાદી શરમ આમ થશે તો કંઈક ઓછી થશે !"

વિમલકાંતિનો સારો યે દેહ પસીનાથી ભીંજાઈ રહ્યો હતો.

રજતે કહ્યું : "અને આ છે મારા બાલમિત્ર વિમલકાંતિ મજુમદાર. રાંચીમાં રહે છે. એમના પિતા ત્યાંના મહાન વકીલ હતા. તેથી જ પુત્ર માટે લક્ષ્મીનો ઢગલો તૈયાર કરતા ગયા છે! નૃત્યકલા પ્રત્યે જરા ય રુચિ નથી...વ્યાપાર વાણિજ્ય પાછળ તન – મન અને પ્રાણ અર્પણ કરી રહ્યા છે. લાકડાનો વેપાર, ચામડાનો વેપાર, લોખંડનો વેપાર !"

સંકોચનો માર્યો વિમલકાંતિ જાણે બટુક બની ગયો હતો ! આ ફેશનેબલ સાનિધ્ય...રસ શાસ્ત્રમાં પોતાની મુર્ખતાનું સ્મરણ કરીને મનમાં ને મનમાં શરમિંદો બની ગયો. તેના મનમાં થયું: અહીં બેસવાની યોગ્યતા મારામાં નથી...પોતે જાણે આ ફેશનોવામાં ગામડાના ભૂત જેવો છે !

લલિતા દેવીએ હસીને કહ્યું : "તમારા મિત્રને કલા પ્રત્યે રુચિ નથી, એથી મારે કહેવું પડે છે કે તેઓ ઘણા લકી છે!"

રજતે કહ્યું : "એનો અર્થ ?"

લલિતાએ કહ્યું : "તમે તો જાણો છો, 'આ નવયુગમાં દોડવું એટલે દારિદ્રને ભેટવું !'...કલા ઉત્તમ છે, એ હું માનું છું. પરંતુ એ કલા વેંચીને જેને પૈસા પ્રાપ્ત કરવાના હોય છે, તેની મુશ્કેલી કેટલી હોય છે, એ જરા વિચારો તો! કલા પ્રત્યે રુચિ અને પ્રીતિ એ એક વસ્તુ છે, – અને એ કલા લઈને ધંધામાં પડવું એ બીજી

વસ્તુ છે ! દરેક શા વખતે કેટલા સંશય અને ભયથી મન ભરાઈ ઉઠે છે? ઘણીવાર તો મનમાં એમ થાય છે કે, આના કરતાં સનાતન પ્રથાનો આશ્રય લઈ, કોઈ યોગ્ય સ્વામી સાથે લગ્ન કરીને જીંદગી સોંપી દીધી હોય, તો ઘણો આરામ મળે !"

રજત જાણે આકાશમાંથી ગબડી પડ્યો – એના વદને – નયને સચકિત ભાવ જાગ્યો !

રજતે કહ્યું : "ના, ના...આ વાત અન્ય કોઈ કહે તો ભલે કહે, આપના મોઢે શોભતી નથી..." કહીને તેણે સીગારેટનું ટીન લલિતા સામે ધર્યું.

લલિતાએ એક સિગારેટ લઈને મોઢામાં મૂકી; રજતે એ સિગારેટ પર સળગતી દિવાસળી મૂકી.

વિમલના મનમાં થયું: હૈયામાં પુરાયેલો પ્રાણ જાણે હમણાં પિંજરું તોડીને છટકી જશે ! ભદ્ર – શિક્ષિતા કલચર્ડ ઘરની તરુણી મહિલા આમ સંકોચ વગર સિગારેટ પીતાં શીખી છે !

લલિતાએ કહ્યું : " કેવી લાગું છું, રજત બાબુ ? "

રજતે કહ્યું : " You are born to rule a million hearts........."

લલિતાના હૈયામાંથી એક મૃદુ નિશ્વાસ નિકળી પડ્યો. તે બોલી : " એમ નથી રજત બાબુ...જે જોઉં છું. તેથી મનમાં થાય છે કે, માત્ર rolling down and down......"

આલાપ પરિચય પછી કેશેનોવામાંથી વિમલકાંતિ બહાર નીકળ્યો,...સાથે રજત અને લલિતા....

બહાર નીકળ્યા પછી લલિતા બોલી : " વાહ, ચંદ્રનો પ્રકાશ

કેટલો સુંદર છે, રજતબાબુ ! જો તમને હરકત ન હોય તો એકવાર સ્ટેન્ડ તરફ ચક્કર લગાવી આવીએ."

રજતે કહ્યું : "કંઈ હરકત નહિ !"

રજતના ઈશારે ટેક્સી ગંગાના કિનારા તરફ રવાના થઈ.

પાછા ફરતી વખતે લલિતા ને રીડરોડ પર અને રજતને વેલીંગ્ટન લેન પર ઉતારીને વિમલકાંતિ બેંગાલ હોટલમાં આવ્યો. ત્યારે રાતનો એક વાગી ગયો હતો. ટેક્સીમીટરમાં અગિયાર રૂપિયા ચૌદ આનાનો આંકડો આવેલો.

આ ભાડું વિમલકાંતિને દેવું પડ્યું.

# ૨

સવારના સાડા સાત થયા. વિમલકાંતિ બિછાનામાં પડ્યો હતો. ઉજાગરાના અંગે દેહ – મન થાકી ગયેલ. ધમ ધમ કરતો રજત વિમલના ખંડમાં આવી પહોંચ્યો.

રજતે કહ્યું : "આ શું! હજી પણ પથારીમાં પડ્યો છે! મારું તો પ્રાત:કાર્ય ક્યારનું આટોપાઈ ગયું છે!"

વિમલકાંતિએ કહ્યું : "મોડી રાતે આવ્યો હતો..."

ઉચ્ચ હાસ્યથી વાતાવરણને ધ્રૂજાવી મૂકતાં રજત બોલ્યો : "તું તો હજી એનો એ રહ્યો! રાતે એક દોઢ વાગે સૂઈ રહેવું...એ તો મારો સાધારણ સમય છે!"

રાતની ટેક્સીના ભાડાની વ્યથા હજી પણ વિમલના હૃદયમાં સમસમી રહી હતી. એક નિશ્વાસને તે રોકી શક્યો નહિ! નિશ્વાસ નાખીને વિમલકાંતિએ કહ્યું : "હોઈ શકે. સહુની ટેવ સમાન નથી હોતી."

રજત એક ખુરશી ખેંચીને બેઠો. બેસીને બોલ્યો : "ટેક્સી ભાડું શું આપ્યું ?"

વિમલકાંતિના મનમાં આશાનો મૃદુ ઉલ્લાસ પ્રગટ્યો ! તેણે ધાર્યું, કદાચ રજત ભાડાના પૈસા આપવા આવ્યો લાગે છે ! તે બોલ્યો : "ભાડું બરાબર આપ્યું છે. અગિયાર રૂપિયા ચૌદ આના."

રજતે કહ્યું : "મીટરમાં શું આવ્યું હતું ?"

"અગિયાર રૂપિયા ચૌદ આના. મીટર જોઈને ભાડું ચૂકવ્યું છે."

"ઠગાયો. તું અહીંનો નિયમ જાણતો લાગતો નથી !"

વિમલકાંતિને વિસ્મય થયું. ઠગાયો ! એનો અર્થ, મીટરમાં શું કંઈ ગોલમાલ હશે ?

તે બોલ્યો : "એના વળી નિયમો છે કે ?"

ઉત્સાહ પૂર્વક રજત બોલ્યો : "કાયદા કાનુન જેવો કોઈ નિયમ નથી. પણ, મીટરમાં જે ભાડું આવે એમાંથી પચીસ ટકા બાદ કરીને આપવાનો સામાન્ય શિરસ્તો છે ! અર્થાત, બધે સ્ટ્રગલ ચાલે છે ! હં, મીટરમાં કેટલું ભાડું આવ્યાનું તેં કહ્યું ?"

"અગિયાર રૂપિયા ચૌદ આના."

"ત્યારે એમાંથી પચીસ ટકા બાદ કર જોઉં. અગિયાર રૂપિયામાંથી અગિયાર પાવલાં જાય, અને ચૌદ આનામાંથી સાડા ત્રણ આના. એટલે થયા બે રૂપિયા બાર આના પ્લસ સાડા ત્રણ આના, બે રૂપિયા સાડા પંદર આના. તારે એને આઠ રૂપિયા સાડા ચૌદ આના દેવા ઉચિત હતા. તેં બે રૂપિયા સાડા પંદર આના વધારે આપી દીધા. મારે તને ચેતવી દેવો જોઈતો હતો."

વિમલકાંતિ બેઠો થઈ ગયો આશાતુર બનીને રજત હમણાં જ આ પૈસા આપી દેશે. પરંતુ એ દિશામાં રજતનો કોઈ પ્રયાસ

દેખાયો નહિ. આમ તેમ જોઈને રજતે કહ્યું : "લે, ઉઠ હવે. હાથ મોં ધોઈ ને ચા પાન કરી લે. તારે મારી સાથે આવવાનું છે."

"ક્યાં ?"

વિમલે ધાર્યું, કદાચ લલિતા દેવીને ત્યાં જવાનું હશે. તેને ભય થયો. સામાન્ય આલાપમાં અગિયાર રૂપિયાને ચૌદ આના તો ખિસામાંથી સરકી ગયા છે !

મનને દબાવીને તેનો આત્મા ગર્જી ઊઠયોઃ ખબરદાર ! અપરિચિત તરુણીના સંગ – લોભની આશા એટલે લોલુપતા......

રજતે કહ્યું : "તું ઊભો તો થા."

વિમલકાંતિ બિછાનાપરથી ઊભો થયો. ત્યાર પછી હાથ મોં ધોઈ હજામત કરી સ્નાન પતાવ્યું : બોય આવીને ચા ટોસ્ટ આપી ગયો.

રજતે કહ્યું : "મારા માટે પણ મગાવ. ક્યારે પાછા આવશું, એનું કોઈ ઠેકાણું નથી."

રજત માટે ચા ટોસ્ટ આવ્યાં. રજતે કહ્યું : "તું તૈયાર થઈ જા."

"કેમ ?"

રજતે કહ્યું : "મદ્રાસથી એક ડાન્સર આવી છે, શ્રીરંગમ્ પિલે...સાથે બીજી બે ફિમેલ આર્ટીસ્ટ છે – લક્ષ્મી અને પદ્મા. એને મળીને કંઈક સોદો કરીશું..."

વિમલકાંતિનું હૃદય જાણે બે હાથ નીચું ધસી ગયું ! તે બોલ્યો : "પણ હું તારી સાથે આવીને શું કરીશ ?"

રજતે કહ્યું : "એકલો જઉં છું એટલે ! તને પણ નવું જાણવાનું મળશે, ચાલને. અને કદાચ મારી સાથે જોડાવાની તારી ઇચ્છા થાય તો..."

વિમલકાંતિએ માથું હલાવતાં કહ્યું : "ના ભાઈ, એવો શોખ મને નથી ! એ સિવાય હું આમાં કશું સમજતો પણ નથી..."

રજતે કહ્યું : "આતો ધંધો છે ધંધો ! આમાં સમજવાનું કશું નથી. એ લોકો ઘુઘરા બાંધીને નાચશે, આપણે નાચની લગામ હાથમાં રાખીને ઊભા રહીશું. પૈસા આપશું ટિકિટના વેચાણમાંથી પર્સન્ટેજ રાખીને. પબ્લીસીટીનું ખરચ ? એ તે કેટલું ! બહુ બહુ તો એક હજાર રૂપિયા. અને મળશે કેટલા એ જાણે છે ? વગર મુડીનો આવો નફાકારક ધંધો બીજો એક પણ નથી... તું એકવાર મારી સાથે મેદાનમાં તો આવ, પછી તને સ્વાદની ખબર પડશે !"

વિમલકાંતિએ પોતાના મનને દૃઢ કરી રાખ્યું હતું. તે બોલ્યો : "ના ભાઈ, એમાં મારું કામ નહિ. હું તો અહીં બે ચાર દિવસ રહેવાનો છું, ત્યાર પછી રાંચી જઈશ. મને માફ કર. એ સિવાય મારે દસ વાગે બહાર જવાનું છે. એકવાર મારાં ફઇબાના ઘેર જઈશ...ભવાનીપુરમાં. પાંચ વરસથી મળ્યો નથી. હું બર્મા ગયો તે પહેલાં એમણે ઘણા કાગળો લખેલા. લખતા હતાં, એકવાર મળીજા. પણ હું મળી શક્યો નથી. અત્યારે કલકત્તામાં આવ્યો છું, તો એમને મળી આવું. ફરીવાર ક્યારે આવું...વખતે ન પણ આવું..."

રજતે ઘણો આગ્રહ કર્યો, પણ વિમલકાંતિ અટલ, અવિચલ રહ્યો ! ન છૂટકે રજતને નિરાશ ચિત્ત લઈને જવું પડ્યું.

વિમલકાંતિ ચુપચાપ એકલો બેસી રહ્યો. કેશેનોવાની સ્મૃતિ મનમાં હજારો હાથ પહોળા કરીને ઊભી રહી. નવરા માણસોને સમય પસાર કરવાનું સુંદર સ્થળ છે ! કેટલા પ્રકારના માણસો જાય છે— આવે છે...જાણે પ્રકાશનું પ્રોસેશન ચાલે છે.

પણ નહિ...એ વિચારો નહિ. કામ છે. બર્માથી નિકળતી વખતે વિભાવરીનો પત્ર મળ્યો હતો, એ પત્રનો ઉત્તર હજી સુધી આપ્યો નથી. વિભાવરીના જીવન સાથે તેના જીવનના સંયોગની સુમધુર આશા...

લેટરપેડ બહાર કાઢીને તે પત્ર લખવા બેઠો. તેણે લખ્યું:

વિભા

હું કલકત્તા આવી ગયો છું. બર્મા છોડ્યું તે દિવસે તારો પત્ર મળ્યો હતો. જહાજમાં ઉત્તર લખી શક્યો નહોતો. આજે લખું છું.

હું મઝામાં છું. અહીં ચાર પાંચ દિવસ રહેવાનો વિચાર છે. ત્યારપછી રાંચી.

બર્મામાં કેવી રીતે વેપાર કર્યો – એ તું જાણવા માગે છે? રૂબરૂમાં કહીશ. વાણિજ્ય લક્ષ્મીને પ્રસન્ન કરી શક્યો નથી. જે કંઈ હતું, એ સઘળું લૂંટી લઈને મને બર્મામાંથી ધક્કો મારીને વિદાય કરી દીધો છે – કદાચ એ સારું કર્યું છે!

નિષ્ફળતા સાથે બર્માથી કેટલીક સ્મૃતિ તારા માટે લેતો આવ્યો છું – રેશમ, કપડાના રંગીન ફૂલો, ગુંથણીના નમુના અને કેટલીક નવી ચીજો તારા પિતાશ્રી માટે પણ કંઈક લેતો આવ્યો છું – એમના શોખની ચીજ.

આશા કરું છું, તમે બધા સારા હશો. મને તું ભૂલી ગઈ નથી. એ માટે કૃતજ્ઞ હૃદયે તને ધન્યવાદ જણાવું છું.

વિમલ

# ૩

આખો દિવસ ફૂઈબા પાસે રહીને સંધ્યા પહેલાં વિમલકાંતિ હોટલ તરફ આવી રહ્યો હતો. ચૌરંગી પાસે ટ્રામ આવી પહોંચતાં મનમાં પોકાર થયો, – ફેશેનોવા...ફેશેનોવા.

એક પ્યાલો ચા, બે ટોસ્ટ, એક કેક, એની સાથે સુરની લહર!

વિમલનું મન વિમલને ફેશેનોવાના દ્વાર પાસે ખેંચી ગયું. દ્વાર પાસે ઊભું રહેવું ન ચાલે. એટલે...

અંદર જાણે સ્વપ્ન રાજ્ય! હાસ્ય – આનંદ અને આમોદપ્રમોદના રસઝરણ વહી રહ્યાં છે. એ ઝરણમાં બહારનો અભાવ, બેકારી, વ્યથા – વેદના જાણે ડોકિયું પણ કરી શકતાં નથી!

બૉય આવ્યો...ચા, ટોસ્ટ, કેક આવ્યાં...વૃંદવાદન ચાલી રહ્યું છે. પ્રત્યેક સુરમાં જાણે જીવન તરંગની લહર – લીલા!

એકાએક મલિન – વદના એક કિશોરી તેની સામે આવીને ઊભી રહી. કિશોરીના નયને વદને દારુણ ઉત્કંઠા! વિનતિ ભર્યા સ્વરે તે બોલી: "એક વાત..."

સાથે સાથે કિશોરીના બંને હાથ અંજલીબદ્ધ...

વિમલકાંતિ બેબાકળો બનીને ઊભો થઈ ગયો, બોલ્યો : "બેસો..."

કિશોરીએ કહ્યું : "બેસીશ નહિ....કારણ મારી પર્શ ચોરાઈ ગઈ છે! અથવા ટ્રામમાં પડી રહી છે!"

કિશોરીનો સ્વર અસહાયતાની વરાળથી ભીનો અને દબાયેલો હતો.

વિમલકાંતિના પ્રાણમાં ફરીવાર એ ચમક! અહીં શું કિશોરીઓ-જ આવે છે, એની દૃષ્ટિ શું બીજાની પર્શ પ્રત્યે હશે!

કિશોરીએ કહ્યું : "બે રૂપિયાની લોન...એક દિવસ માટે. આપનું કાર્ડ આપો, કાલ સવારે જ પહોંચાડી દઈશ."

વિમલકાંતિએ કશો જવાબ ન આપ્યો; સ્થિર નજરે તે કિશોરી તરફ જોઈ રહ્યો.

કિશોરીએ કહ્યું : "મને પ્રથમથી ખબર જ નહોતી. અહીં દોઢ રૂપિયાનું બીલ થયું છે .....પૈસા દેવા ગઈ ને જોયું તો પર્શ નહોતી."

કિશોરીના હાથમાં વેનિટિ બેગ હતી. એ બેગ ખોલીને કિશોરીએ વિમલકાંતિ સામે ધરી.

વિમલકાંતિએ જોયું, એમાં એક નાનો આયનો, નાનો દંતિયો, પફ–પાઉડર અને એક લીપસ્ટિક......

કિશોરીના અધર ધ્રૂજી રહ્યા હતા...વિનંતિ ભરી કરુણ દૃષ્ટિ... વિમલકાંતિનું મન ચિત્કાર કરી ઊઠયું, આ કા પુરુષ ..

પર્શ ખોલીને વિમલકાંતિ બે રૂપિયા કાઢવા ગયો...પણ છૂટા રૂપિયા નહોતા!...નોટો હતી. પાંચ રૂપિયાની એક નોટ કાઢીને તેણે કિશોરીના હાથમાં મૂકી. કિશોરીના નયનવદન પર હાસ્યનું તેજ ઉભરાયું...

નોટ લઈને કિશોરીએ કહ્યું : “ થેંક્સ. ”

કહીને તે એક મિનિટ પણ ન ઊભી રહી. વિમલકાંતિ મૂઢની માફક એના તરફ જોઈ રહ્યો.

એ જાય...સંચારિણી પલ્લવિત લતા...કેશનોવાના કેશિયરના હાથમાં નોટ મૂકી...ચેંજ...તેણે ચેંજ લીધું.

કિશોરી પાછી ફરીઃ આવીને બોલી : “ લ્યો. ”

વિમલકાન્તિના હાથમાં કિશોરીએ ત્રણ રૂપિયા મૂક્યા.

વિમલકાન્તિએ કહ્યું : “ જો આપને જરૂર હોય તો આ ત્રણ રૂપિયા રાખી શકો છો...”

“ ના, ના, ના...એ રૂપિયાની જ જરૂર હતી. શા માટે નકામું...”

વિમલકાન્તિ ખુશ થયો. સધળી સ્ત્રી લલિતા નથી ! ત્રણ રૂપિયા વિમલકાન્તિએ પર્શમાં મૂકયા.

કિશોરીએ કહ્યું : “ આપનું કાર્ડ ? ”

“ કાર્ડ નથી.”

“ નામ – ઠેકાણું ? ”

વિમલકાન્તિને કૌતૂહલ થયું. સાથોસાથ કદાચ...તરુણ વયનો જરા મોહ ! કિશોરીની સ્નિગ્ધ લાવણ્યજ્યોતિ...સુંદર નયનોમાં રહેલું અપરૂપ સારલ્ય......

વિમલકાન્તિએ કહ્યું : “ નામ – ઠેકાણાની શી જરૂર ? ”

“ ના, ના, – મને ઋણી ન બનાવો. જે ભાવથી આપે આજ મારા માનની રક્ષા કરી છે...આ દયા હું કદી નહિ ભૂલું. બીજા ઘણા ગૃહસ્થો અહીં બેઠા છે, એમાના કોઈ પાસે દયા માગવાનું સાહસ મારામાં ન આવ્યું. ખૂબ મુશ્કેલીમાં મૂકાઈને હું ચારે તરફ જોઈ રહી હતી – એ સમયે આપને જોયા. સહુથી દૂર...જાણે બધાથી

જૂદી કોટીના મનુષ્ય! જોતાં જ મનમાં થયું, કોઈ પણ ઉપાય હોય તો તે આપની પાસે જ છે!"

આ સ્તુતિવાદથી વિમલકાન્તિનું મન ગૌરવગર્વથી ડોલી ઉઠયું! પોતે આ સઘળા જેવો નથી...એ બધાં કરતાં પોતાનું સ્થાન ઘણું ઉચ્ચ છે!

કિશોરીએ કહ્યુ : "નામ – ઠેકાણું આપને કહેવું જ પડશે."

વિમલકાન્તિએ કહ્યું : "વિમલકાન્તિ મજુમદાર...બેંગાલ હોટલ."

બેગમાં નાની પેન્સીલ હતી...કેશમેમોની પાછળ નામ ઠેકાણું લખીને કિશોરીએ કહ્યું : "ધન્યવાદ! કાલ સવારે મારાથી નહિ બને તો માણસ મારફત બે રૂપિયા મોકલી આપીશ. દયા કરીને સ્વીકારી લેજો. પાછા વાળીને મને લજ્જિત ન કરતા."

ચમત્કારિક વાત! નાટક – નવલકથામાં કિશોરીઓના મુખમાં જેવાં મિષ્ટ મધુર નમ્ર વચનો સરી પડે, તેવાં જ!

વિમલકાન્તિનું મન ઠરી ગયું હતું. મોઢેથી તે એક શબ્દ પણ કહી શકયો નહિ.

કિશોરી હસી. હસીને બોલી : "આપની દયાથી આજે જેની મર્યાદા સચવાઈ છે, તે ગમે તેટલી તુચ્છ હોય, તેનું નામ – ઠેકાણું આપ જાણવા ન માગતા હો તો પણ તેણે પોતાને કહેવું ઉચિત છે. મારું નામ અલકા સેન. હું રહું છું રસારોડ, કાલીઘાટ. કાલીઘાટના ટ્રામ ડીપાની દક્ષિણે ચાર મજલાનો એક વિશાળ ફ્લેટ છે...એ ફ્લેટના ચોથા મજલે હું રહું છું. ત્યારે તો કાલ સવારે બેંગાલ હોટલમાં..."

કિશોરી જવા તૈયાર થઈ...વિમલકાન્તિના મનમાં થયું, વિદાય ક્ષણ આવી છે...કદાચ આ વિદાય...

એના મનમાં કંઈક થયું...તે બોલ્યો : "સાંભળો છો?"

કિશોરી ફરી બોલી : “ મને કહો છો ? ”

“ હા. ”

“ કહો. ”

બેગ ખોલી પફ બહાર કાઢી કિશોરીએ ગાલે અને કપાળે આછો પાવડર લગાવ્યો.

એક પ્રકારની સુમધુર સુરભી! વિમલકાન્તિના સારાયે મન ઉપર થઈને વસંત વાયુની લહર રમી ગઈ.

કોઈ પણ રીતે ધ્રુજતા અચકાતા સ્વરે વિમલકાન્તિ બોલ્યો : “એ હોટલમાં...કદાચ કોઈ કારણે હું ત્યાં ન હોઉં...અને આપનો માણસ આવે તો...એ વિચારી રહ્યો છું.”

વાત કેવી રીતે કહેવી એ વિમલકાંતિ નક્કી કરી શક્યો નહિ! કેવી રીતે ટૂંકામાં મૂખ્ય વાત કહી શકાય, અને તે પણ એવી રીતે કે મનની છૂપી વાસના જરાય પ્રકાશ પામે નહિ!

કિશોરીએ હળવા કૌતૂકનો અનુભવ કર્યો. પરંતુ એ ભાવને દાબી દઈને તે અચપલ અને શાન્ત સ્વરે બોલી : “ કહો...”

વિમલકાન્તિએ કહ્યું : “ એ કરતાં, જુઓને, હું હંમેશ સંધ્યા સમયે કેશેનોવામાં આવું છું...એટલે આપને હરકત ન હોય તો, કાલે જો આપ અહીં આવી શકો...”

“કાલ ? ” અલકાના નેણ સંકુચિત બન્યાં. કંઈક વિચારવા લાગી...

વિમલકાન્તિ તરત બોલી ઉઠ્યો : “ એટલે, આપને હરકત ન હોય તો, જરૂર...”

અલકા બોલી : “ હરકત નથી. તોય કાલે...હાં, કેટલા વાગે ? કહો તો ? આ સમયે ? ”

દ્વિધા ભર્યા સ્વરે વિમલકાન્તિએ કહ્યું : “ હા...”

એનું મન અલકાના ઉત્તરની આશાએ સજાગ રહ્યું.

અલકાએ કહ્યું : "જો કે મારે એક કામ હતું, પણ કંઈ નહિ, હું આવીશ...માત્ર આપની દયાનો પરિચય મળ્યો છે, અન્ય કશો પરિચય તો મળ્યો નથી. તોય મને આવતાં પંદર વીસ મિનિટની વાર લાગે તો ?"

હર્ષિત મનથી વિમલકાન્તિ બોલ્યો : "કંઈ હરકત નહિ. એક કલાક મોડાં થશો તો પણ મને અહીં જોઈ શકશો. કારણ કે અહીં મારે કોઈ કામધંધો નથી."

સ્મિત હાસ્ય અને મધુર સ્વરે અલકા બોલી: "આવીશ, જરૂર આવીશ. ના, પંદર વીસ મિનિટથી વધુ મોડી હું કોઈ કાળે નહિ થાઉં."

વિમલકાન્તિના મનનો સઘળો સંશય જાણે આકાશમાં મળી ગયો. તે બોલ્યો : "કાલ માટે હું આપને નિમંત્રણ આપું છું. અહીં ચા-પાનનું નિમંત્રણ !"

લાગણી ભર્યા સ્વરે અલકા બોલી : "So kind of you થેંક્સ !"

૪

મધુર કલ્પનાઓ અને સ્વપ્ન વચ્ચે વિમલકાન્તિએ દિવસ પસાર કર્યો. તે ક્યાંય બહાર ન ગયો, પાસે બે ચાર પુસ્તકો હતાં. પેંગ્વીન સિરીઝનાં તાજાં નોવેલ. એ વાંચવાનો પ્રયત્ન કર્યો, પરંતુ એક પણ વાક્ય પ્રત્યે મન ચોંટયું નહિ. પુસ્તકના પૃષ્ઠ પ્રત્યે બળ પૂર્વક નજર રાખવા છતાં પણ એનું મન અલકા સેન પાછળ દોડવા માંડયું !

હજારો પ્રશ્નો જલ બુદ્‌બુદની માફક મનમા ઊઠવા લાગ્યા, અને શમવા માંડયા ! અલકા સેન કોણ હશે ? વાતચિત અને આચાર વ્યવહાર પરથી સમજાતું કે એ કોઈ શિક્ષિતા છે ! અને શિક્ષણની સાથે ધૂમકેતુના પૂંછડા જેવો જે અહંકાર સ્ત્રીઓના મનને વળગેલો હોય છે, તે અહંકારનું એક બિન્દુ પણ અલકા સેનના આચાર વ્યવહારમાં ક્યાંય જણાયું નહિ ! અલકાની બાજૂમાં એ લલિતાદેવીને વારંવાર કલ્પના સામે ખડી કરવા લાગ્યો ! એક ક્યાં અને બીજી ક્યાં ! એમ્પાયરના નૃત્યમાં વિજયી પ્રતિભા મેળવવા છતાં પણ લલિતાદેવી અલકા સેનની પડખે ઊભી રહી શકે નહિ. લલિતાના મનમા

જેવો અહંકાર હતો તેવી જ કોઈ જાણે સર્વગ્રાસી લોલુપતા ! ચંદ્રના પ્રકાશમાં ભાડૂતી મોટરમાં બેસીને ગંગાકિનારે ફરવા જવામાં કોઈ દોષ નહોતો, જો એ ભાડું એક અજાણ્યાના ખીસા પર ન પડ્યું હોત તો !

અલકા પ્રત્યે વિમલકાંતિનું મન પોકરવા માંડ્યું, ચમત્કાર! ચમત્કાર !

પરંતુ એનો પરિચય શું ? મા બાપ ? ઘરબાર ? એકલી કેશેનોવામાં આવી હતી...કોઈ સાથે નહોતું ! કિંમતી મોટરમાં આવી નહોતી, ભાડૂતી મોટરમાં આવી નહોતી ! એતો બોલી, ટ્રામ !...મોટાઈનો હળવો ઇશારો પણ ન જણાવ્યો...જાણે વિનયની જીવંત પ્રતિમા !

વિભાવરી ? મન બોલી ઊઠ્યું. ના, ના, વિભાવરી સાથે કોઈની તુલના થઈ શકે નહિ. રસ્તા પર ચાલતાં ઘણા માણસોના સુંદર સુંદર મકાનો નજરે પડે – એ બધાં મકાનો સામે જોતાં આંખ ચોંટી જાય, મનને આરામ મળે – પરંતુ વિરામ સુખ માટે પોતાના જીર્ણ ઘરની માયામાં જ મનનો આનંદ હોય છે ! આ પણ એવું છે ! અલકા જેવી નારી સાથે વાતો કરવામાં આરામ મળી શકે – એને જોવામાં મઝા પડે, એનુ સાનિધ્ય ગમે ! છતાં વિભાવરી એ વિભાવરી...અને અલકા એ અલકા ! આ બંનેને બાજૂમાં રાખીને સરખામણી કરવા મન ચાહતું નહોતું. વિભાવરી તો એને ચાહે છે, એ પણ વિભાવરીને ચાહે છે – બંનેના જીવન એક દિવસ એક જ ગ્રંથિ બંધનથી બંધાઈને આનંદ ભરપૂર બની જશે ! બંનેનો પ્રેમ કોઈપણ દિવસે ઉદ્દામ ઉચ્છવાસથી ચપળ કે પ્રગલ્ભ થયો નથી... સંયત ગૌરવવડે એ પ્રેમ એક મૂલ્યવાન સંપત્તિ જેવો રહ્યો છે !

એમ નહિ. અલકાની વાતમાં વિભાવરીની વાત શા માટે આવે ? અલકાતો અમુક પળની અતિથિ...સમય પસાર કરવા માટે બે પળની સાથી...મિત્ર ! જીવનના માર્ગે આવો કોઈ અતિથિ એને આજ

પર્યંત મળેલ નથી! મળ્યો હોત તો જીવનનો માર્ગ જરૂર સ્નિગ્ધ અને રમણીય બન્યો હોત, એમાં જરા ય સંશય નથી!

અલકા સમા અતિથિના સમાગમમાં જેવું અભિનવત્વ છે, તેવો જ એ સમાગમ અપરુપ છે!

આવા તરંગો અને આવી કલ્પનાઓના મનોરાજ્યમાં વચ્ચે વચ્ચે ખંડમાં લટકતું ઘડિયાળ વિમલકાન્તિને સચકિત બનાવી દેતું! ...અને વાગતાં વાગતાં ઘડિયાળ બે – ત્રણ સુધી જઈને નિયમિતરૂપે લોલક ચારના ઘર તરફ કુચ કરવા માંડયું અને નાનો કાંટો પણ ચારની લગોલગ પહોંચ્યો.

કેશેનોવામાં તે શા માટે આવતી હશે! એ સૌરભ, ગાન, પ્રકાશ અને હાસ્યના ઉત્સવમાં...એ આમોદ પ્રમોદના મેળામાં, એ એકલી શા માટે વિચરતી હશે?

વિમલ પોતે શા માટે કેશેનોવામાં જાય છે? એ પણ એકલો ...સાથી વગરનો છે. કદાચ વિમલની માફક અલકા પણ એકાકિની અને સાથી વગરની હશે, તેથી જ ત્યાં જતી હશે.

ચાર વાગ્યા.

વિમલકાન્તિનું મન અધીર બનીને પોકારી ઊઠયું, હવે શા માટે? તૈયાર થા, સજાવટ કર, હમણા સાડાચાર વાગશે......ત્યાર પછી પાંચ!

વિમલકાન્તિ નહાવા ગયો. એક વારને બદલે આજ એને બે વાર મોઢે અને શરીરે સાબુ લગાડ્યો ..ત્યાર પછી સજાવટ! સજાવટ પ્રત્યે આજ જરા વધારે રસ હતો...સેન્ટ, મનોમુગ્ધ રૂમાલ,...... પર્શમાં નોટાનો થોકડો...ચેંજ...

સાડાપાંચ વાગે વિમલકાન્તિ બેંગાલ હોટલમાંથી બહાર નીકળ્યો. મન બોલી ઊઠયું, – ટેક્સી કર, ટેક્સી!

વિમલ કેશેનોવામાં આવ્યો. અંદર વૃંદ–વાદન થઈ રહ્યું હતું... અંગ્રેજી નૃત્ય ચાલતું હતું. એ નૃત્યમાં કિશોરી રૂપવતીઓ અંગ મરોડ-દ્વારા રૂપ રેલી રહી હતી ! વૃંદ–વાદનના સૂરોમાં મન ખરેખર નાચી ઊઠતું ! ચારે દિશાએ હાસ્ય – કલરવ...જીવન સંગ્રામના ગર્જન અહીંની હવામાં જરાય સંભળાતાં નહોતાં. અહીં કેવળ વિલાસ હતો ! એ સિવાય જાણે જીવનમાં કોઈ મહત્વની કામના છે જ નહિ !

પણ ક્યાં છે ? એ ક્યાં છે ? નવીન – અતિથિ અલકા સેન ક્યાં છે ?

એક ખુરશીપર વિમલ બેઠો...વૃંદવાદનના સૂરથી એનું એકાકી મન સાથી માટે વ્યાકુળ બન્યું !

ચારે દિશાએ જોતાં જોતાં નજર પડી...એ...

વિમલકાન્તિ અલકા પાસે ગયો, બંને હાથ અંજલીબદ્ધ કરીને બોલ્યો : “ નમસ્કાર ! ”

હાસ્યની વિદ્યુત રેખા વડે નયનવદન પ્રદીપ્ત કરીને અલકા સેન ઊભી થઈ, ચંપાની કળી માફક આંગળીઓ પુટબદ્ધ કરી નમસ્કાર જણાવીને બોલી : “ આપને જરા વાર લાગી છે...”

વાર ! વિમલકાન્તિએ આરામ અનુભવ્યો ! અહીં આવવા માટે મનની તીવ્ર અધીરતા પકડાઈ ગઈ નથી એથી મનને શાંતિ મળી !

તે બોલ્યો: “ હા. એક કામ હતું એટલે......”

તેનો સ્વર જાણે કોઈએ દબાવી દીધો...અકારણ અસત્ય ન બોલ્યો હોત તો ! મન બોલ્યું, પુરુષની મર્યાદા સચવાઈ !

અલકાએ કહ્યું : “ બેસો. ”

“ આપ બેસો. ”

બંને બેઠાં – સામસામી ખુરશી પર.

અલકાની દૃષ્ટિ કંઈક ઉદાસ હતી ! વિમલના મન પર હળવો

આઘાત થયો ! અલકાનું મન શું અન્ય કોઈ સ્થળે વિચરતું હશે... શું અન્ય કોઈના સંગની ઈચ્છા રાખતું હશે ?

કોઈપણ ઉપાયે સાહસ એકઠું કરીને મૈત્રિ મેળવવાના પ્રયત્ન રૂપે વિમલકાન્તિ બોલ્યો : "આપને કંઈક ઉદાસ જોઉં છું !"

હળવો નિશ્વાસ નાખીને અલકાએ કહ્યું : "ઓ......હાં. આ વૃંદ–વાદનનો સૂર મને ઉદાસ કરી મૂકે છે ! આપને શું પસંદ છે ! એ છે નિરાશ હૈયાની અંતિમ પ્રાર્થનાનો સૂર. સાંભળીને મનમાં એક આહ્ નખાઈ જાય છે."

કહેતાં કહેતાં વિમુગ્ધ ચિત્તથી અલકાએ બંને આંખો મીંચી દીધી.

વિમલકાન્તિના મનમાં જેટલું વિસ્મય, તેટલી શ્રદ્ધા ! અલકાનો પ્રાણ શું આટલો રસિક ?

વિમલકાન્તિએ કહ્યું : "ખૂબ કરુણ સૂર...ખરેખર મનને ઉદાસ કરી મૂકે છે..."

મુગ્ધ મનથી સંગીતના સૂરઝરણનો ઉપભોગ કરતાં કરતાં એકાએક ચમકીને અલકાએ હાથબેગ ખોલી, બે રૂપિયા બહાર કાઢીને કહ્યું : "આ લ્યો !...લેણદેણનો વ્યવહાર પતી ગયો ! મન હળવું થયું."

શુષ્ક હાસ્ય સહ વિમલકાંતિએ બે રૂપિયા પર્શમાં મૂકયા; ત્યાર પછી અલકા સામે જોયું. અલકા એના સામે જ જોઈ રહી હતી... એના બંને નયનોની દૃષ્ટિમાં સ્નિગ્ધ માધુર્ય છલી રહ્યું હતું !

અલકાએ કહ્યું : "વ્યવહારિક દેણું ચૂકવ્યા છતાં પણ મનમાં જે દેણું લખાયેલું છે, એ કદી ચૂકવી શકાશે નહિ !"

વિમલકાન્તિ આ વાકયનો અર્થ બરાબર સમજી શકયો નહિ. તે પ્રશ્નભરી નજરે અલકા સામે જોઈ રહ્યો.

અલકા બોલી : "There are moments in life...આપે મહાભારત જરૂર વાંચ્યું હશે. કૌરવોની સભામાં દ્રૌપદી ઉપર જ્યારે

પીડન થઈ રહ્યું હતું, પાંચ પાંડવો મૌન થઈને સભામાં બેઠા હતા... ત્યારે દ્રૌપદીએ શ્રીકૃષ્ણને પોકાર કર્યો. પોકારીને તે બોલી હતી: મારી આબરૂનું રક્ષણ કરો. એ વિપદમાંથી શ્રીકૃષ્ણે દ્રૌપદીની લાજ રાખી! શ્રી કૃષ્ણની એ કરુણાને દ્રૌપદી કોઈ દિવસ વિસરી શકી નહિ! તેથી દ્રૌપદી સમગ્ર જીવન પર્યંત શ્રીકૃષ્ણના ચરણોમાં પોતાની પ્રાર્થના પાથરતી રહી. ગઈ કાલે અહીં મારી દશા પણ કુરુસભાની દ્રૌપદી જેવી થઈ હતી! મનમાં ભક્તિ નહોતી એટલે મેં શ્રીકૃષ્ણને નહોતા પોકાર્યા...તોય શ્રીકૃષ્ણ જેવા કોઈ દયાળુ માણસને મન શોધી રહ્યું હતું."

આ વાતથી વિમલકાન્તિ એકદમ ચમત્કૃત બન્યો! એના દેહ પર રોમાંચ રેખા......

ઘડીક મૌન રહીને મૃદુહાસ્ય સહ અલકા બોલી : "કુરુસભાના શ્રીકૃષ્ણ માફક આપે પણ ગઈ કાલે આ કેશનોવામાં મારી લાજ રાખી હતી..."

મનના સમસ્ત આવેગને કેન્દ્રિત કરીને વિમલ અલકાની વાત સાંભળી રહ્યો હતો...નયનો અલકા પ્રત્યે સ્થિર હતાં.

અલકાએ એક નિશ્વાસ નાખ્યો. નિશ્વાસ નાખીને કહ્યું: "કદાચ જીવનમાં આપની સાથે ફરી મિલાપ નહિ થાય. મિલાપ નહિ થાય તો પણ ગઈ કાલનો પ્રસંગ હું જીવનમાં કદી ભૂલીશ નહિ."

સામાન્ય પ્રસંગ! એ પ્રસંગ નાટક જેવો વણાઈને હાસ્યકર બનેલો હોવા છતાં પણ વિમલકાન્તિ આ નાટકમાં મુગ્ધ બન્યો. તેણે વિચાર્યું, અલકા સેન ખૂબ લાગણી પ્રધાન છે, એમાં કશો સંશય નથી! કદાચ જીવનમાં આ......

વાત પૂરી કરીને અલકા નમેલા વદને બેઠી હતી અને એના ફરતા હજારો પ્રશ્નો ઊભા કરીને વિમલનું મન ચક્કર ખાઈ રહ્યું હતું!

પાંચ મિનિટ સુધી બેમાંથી કોઈના મોઢામાંથી એક શબ્દ ન નિકળ્યો! બોય આવીને ટેબલ પાસે ઊભો હતો...એકાએક તેના સામે વિમલકાન્તિની નજર પડી.

વિમલે કહ્યું : "ચા મગાવું ને?"

અલકાએ કહ્યું : "હું ચા નહિ લઉં...વધારે ચા હું સહી શકતી નથી. આજ આખો દિવસ ચા પીવામાં જ ગયો છે...એ કરતાં એક પ્યાલો કોફી લાવવાનું કહો."

વિમલે કહ્યું : "ત્યારે તો આપ જ એને ફરમાશ કરો...શું શું જોઈએ...મારી વિનતિ છે!"

અલકા પ્રતિવાદ કરવા જતી હતી...પરંતુ, વિમલકાન્તિની દૃષ્ટિમાં વિનતિ ભરી હતી! પ્રતિવાદ કરી શકાયો નહિ. અલકા બોલી : "સારું..."

ખાતાં ખાતાં વિમલકાન્તિ આસપાસ જોઈ રહ્યો હતો...લોકોની સામે. દૂરના એક ટેબલ પાસે વરિયાળી રંગની સાડી પહેરીને બેઠેલ તરુણી તરફ તેની નજર ગઈ. તરુણીની સાથે સાહેબી પોષાક પહેરેલા ત્રણ તરુણ બંગાળી બેઠા હતા. ઉલ્લાસમાં પ્રમત્ત બનીને તરુણી લાજ – શરમ ભૂલી ગઈ હતી! અને ત્રણે તરુણો પ્રચંડ હાસ્ય વડે વાતાવરણને ખળભળાવી રહ્યા હતા.

ન ગમે એવું લાગ્યું! બંગાળની નારી આમ છડે ચોક આટલા સ્વેચ્છાચારમાં પાગલ બની છે!

અલકા સામે જોઈ ને વિમલે પ્રશ્ન કર્યો :–"આપ એમને ઓળખો છો?"

અલકા સેન બોલી : "હા. એ છે પ્રતિભા ગુપ્ત. એનો બાપ પ્રખ્યાત બેરિસ્ટર હતો. ખૂબ સાહ્યબી અને અંગ્રેજી રીતે રહેતો... એક પૈસો પણ મૂકી ગયેલ નથી...ઘણું દેણું છે! પુત્રીને આધુનિક

શિક્ષણથી તૈયાર કરી હતી! પ્રતિભા અત્યારે ફિલ્મ કંપનીમાં કામ કરે છે."

ફિલ્મ કંપની!

વિમલકાન્તિ ચમકી ઊઠયો. એના આ જન્મના સંસ્કારને આઘાત લાગ્યો. મનમાં થયું, બે વર્ષમાં તો બંગાલની કાયા-પલટ થઈ ગઈ છે! આ દેશ જાણે છ પેનીની કિમતની નવલકથાની પટ-ભૂમિ બની ગયો છે અને બંગાલના તરુણ-તરુણી...જાણે એ નોવેલના જીવતાં પાત્રો બની ગયાં છે!

અલકા બોલી : "મોજ શોખથી જીવે છે. ઘણા મિત્રો છે - તેઓની સાથે આમ વિચરે છે!"

વિમલકાંતિનું મન વિદ્રોહી બની ગયું. વિધિનિષેધ ન માનવાનું પરિણામ શું આવું...એ બંને પક્ષો વચ્ચે શું કોઈ માર્ગ નથી?

વિમલકાન્તિએ કહ્યું : "શું ફિલ્મ કંપનીમાં કામ કરે છે?"

ઝાંખા હાસ્ય સહ અલકા બોલી : "હા, પૈસાનો અભાવ... અસહાય...બીજું શું કરે, કહો?"

"કેમ, બીજો કોઈ ઉપાય નથી?"

અલકા બોલી : "આપ કહેશો કે, શિક્ષિકા, સંગીત શિક્ષિકા, સિવણ ગુંથણ શીખવે...નહિ તો પછી નર્સ બને! ખરુંને? પણ એમાં મેળવે શું? એક જોડી બુટ, બહાર ફરવા જવા માટે એક સુંદર સાડી-બ્લાઉઝ, ટોયલેટ - આ બધો ખર્ચ શું કંઈ ઓછો છે?...જે જીવવા ખાતર જીવવું ચાહે છે - ઓછા પૈસાથી તેનું ચાલે કેમ?"

વિમલાકાંતિ કંઈક કહેવા જતો હતો, અલકા સમજી ગઈ, બોલી : "વકિલાત કરે? એ ઉપાય નથી! પુરુષ વકીલોને પણ પૂરું મળતું નથી. દાક્તર થાય : એ થવા માટે જે સાધનની જરૂર હોય છે, એનો અભાવ હોય છે, અથવા એના પ્રત્યે રુચિ હોતી નથી. તેથી

જ આ માર્ગ ઘણો સહજ બની ગયો છે! આમાં પૈસા પણ ઘણા મળે છે. એક એક ચિત્રમાં ઉતરવા માટે પ્રતિભાને હજારો રૂપિયા મળે છે...પણ એ ઉડાવ છે...પૈસો રાખી શકતી નથી...રાખતાં શીખી નથી."

વિમલકાન્તિએ કહ્યું: "એ સમજી શક્યો છું પણ..."

શબ્દો અટકી ગયા. તે બોલી શક્યો નહિ.

અલકા બોલી: "કહો, શું કહેતા હતા?"

વિમલકાન્તિએ કહ્યું: "પૈસા ખાતર ધંધો કરવો હોય તો કરી શકે. પણ એથી આ પ્રમાણે મુક્ત વિહાર કરવો, એ શું આપને ખરાબ નથી લગતું?"

આ પ્રશ્ન અલકાના મનને કાંટા માફક વીંધી ગયો. એક નિશ્વાસ ઊઠ્યો...એ નિશ્વાસનો રોધ કરીને અલકા બોલી: "જેની જેવી રુચિ! આપના વર્ગમાં પણ ઘણા આ રીતે વિચરે છે...અને ઘણા શાન્ત હોય છે...આવો વિહાર જોઈ પણ શકતા નથી!"

વિમલકાન્તિના મનમાં થયું, બરોબર! વિચાર કરીને તે બોલ્યો: "પુરુષોમાં નૈતિક પતનનો દોષ હોય, એથી સ્ત્રીઓએ પણ નૈતિક પતનનો દોષ ગ્રહણ કરવો એ શું ઉચિત છે?"

ઉત્તર ન મળ્યો...કદાચ અલકા કહેશે, એ તો આપના સંસ્કાર!

મૌન ભાવે વિમલ બેસી રહ્યો.

આસપાસ પ્રમોદના તોફાનો મચ્યાં હતા! વિદેશી સભ્યતાના ચેન ચાળામાં આજે બંગાળીઓ પણ ચંદાવા વધી જાય એમ છે!

પાન ભોજન પૂર્ણ થયા પછી વેઈટરને પૈસા ચૂકવીને વિમલ-

કાન્તિએ કહ્યું : "મને માફ કરો...અહીંની આ ધમાલ મને સારી નથી લાગતી..."

"ત્યારે શું કરશો ?"

"સિનેમામાં કોઈ સારું ચિત્ર નથી ?"

"જવું છે ?"

"હા, ચાલો."

ફ્રેશોનોવા છોડીને બંને બહાર આવ્યાં.

વિમલકાન્તિએ કહ્યું : "ગઈ કાલે એમ્પાયરમાં ગયો હતો..."

અલકા બોલી : "તો પછી આજ ચાલો એલફિનસ્ટનમાં... એક જંગલ પિકચર છે...સરસ Wild romance...ખરાબ નહિ લાગે...બહુ આનંદ આવશે..."

"ચાલો..."

બંને એલફિનસ્ટનમાં આવ્યાં. અલકા ટિકિટ લેવા જતી હતી. વિમલકાન્તિએ કહ્યું : "ના. હું ટિકિટ લઈશ. આજ તમે મારા મહેમાન છો."

મૃદુ હસીને અલકા બોલી : "સારું."

ચિત્ર પૂરું થયા પછી બંને બહાર આવ્યાં. વિમલકાન્તિએ કહ્યું : "ચિત્ર જોવામાં આનંદ તો મળે ! પરંતુ આવી ભીડ વચ્ચે હવા પ્રકાશ વગરના ખંડમાં આટલી વાર બેસી રહેવું...ઓહ...માથું પકડાય છે !"

આટલું કહીને તેણે અલકા સામે જોયું, પૂછ્યું :–"આપનું માથું દુ:ખે છે કે ?"

"ના."

વિમલકાન્તિએ કહ્યું : "હું તો વનભૂમિમાં રહું છું, આ બધું જોવાનો મને અભ્યાસ નથી ! જંગલી ભેજું...શહેરની હવાથી મગજ સ્વસ્થ ન રહે !"

હસીને અલકા બોલી : "મારું માથું પણ આ પ્રમાણે અસ્વસ્થ બની જતું...અવશ્ય શરૂ શરૂમાં ! હવે ટેવ પડી ગઈ છે. બંધાયેલો અંધકાર કહો કે, પછી અનંત પ્રકાશ કહો, અત્યારે સઘળું સહી શકાય છે."

દેશી – વિદેશી નર – નારી ભીડ કરીને ધક્કા મારતા જઈ રહ્યા છે. એ લોકોની સચલ ગતિના વેગથી વિમલકાંતિ મુંઝાઈ ગયો. તેની અને અલકાની વચ્ચે લોકો ધસી પડચા. જાણે ઉત્તાલ તરંગમાલા ! અલકાને ને પોતાની પાસે ન જોઈ શકચો. તેને ભય થયો, આ ભીડમાં કદાચ હાસ્યમૂર્તિ અલકાને ખોઈ બેસવી પડશે ! પરંતુ અલકા ખોવાઈ નહિ...ગિરદી જરા મોળી પડી કે વિમલ જાણી શકચો, અલકા બાજૂમાં જ ઊભી છે !

વિમલ બોલ્યો : "આવો, જરા એક તરફ ઊભા રહીએ. કોઈ એક સન્નારી પોતાના બૂટની ઉંચી એડી વડે મારા ડાબા પગનાં પંજાને કચરતી ગઈ, એની પગ મર્યાદા ઘણી વિશેષ હશે, એવો સંદેહ પ્રગટ કરવાનો સુયોગ પણ મને ન આપ્યો !"

અલકાએ કહ્યું : "સાચે ? ત્યારે જરા ઉભા રહીએ."

એક ખૂણામાં બંને ઉભા રહ્યા. ધસમસતો જન પ્રવાહ આંખ ઊપર થઈને ચાલ્યો જાય છે...એકદમ ચાલ્યો જાય છે ! એનો ગતિ વેગ જોઈને મનમાં થાય છે, અહીંનો આમોદ પૂરો થયો છે, તેથી પ્રમત્ત બનેલું મન અધીર બનીને કહી રહ્યું છેઃ ચાલ, જલ્દી ચાલ, અહીંથી ચાલ્યો જા !

વિમલના મનમાં થયું. સહુ ઘેર પાછા જઈ રહ્યાં છે...એમાં

આટલી ઉતાવળ શા માટે? સામેના માણસને ઠેલો મારી, પડખેના માણસને ધક્કો મારી, કોઈનો પગ કચરી, બધાં કરતાં આગળ પહોંચવાનો જાણે આ નશો લાગ્યો છે!

અલકાને તેણે કહ્યું: "જે ભાવથી આ લોકો જઈ રહ્યા છે, એ જોઈને મનમાં થાય છે, બહાર જાણે આથી પણ કોઈ વધુ સારો પ્રોગ્રામ જોવાની વ્યવસ્થા છે! જો સહુથી વહેલા ન પહોંચી શકાય તો, ત્યાંની સઘળી સીટ ભરાઈ જશે...એ મઝા જોવા માટે આ લોકોને બીજી જગ્યા નહિ મળી શકે!"

અલકાએ હસીને કહ્યું: "આપ ખૂબ સરસ વાત કહો છો! સાચે, દરેક કાર્યમાં માણસો જાણે દોડાદોડી કરી રહ્યાં છે! બેસીને કે ઊભા રહીને બે ઘડી વાતો કરવાનો એ લોકોને સમય પણ નથી!"

એકાએક બાજૂમાંથી એક કંઠ સ્વર જાગ્યો. ભીડમાં ચાલતાં ચાલતાં એક મહિલાએ કહ્યું: "અરે, અલકા!"

અલકા બોલી: "હા..."

મહિલા ઊભી ન રહી–ઊભા રહી શકાય તેમ નહોતું! ઇચ્છા પણ નહોતી! ચાલતાં ચાલતાં તે બોલી: "એક દિવસ આવજે ને... ઘણા સમયથી મળ્યાં નથી. ઘણી વાતો ભેગી થઈ છે!"

અલકા ઉત્તર આપે તે પહેલાં જ ભીડના પ્રવાહમાં એ મહિલા અદૃશ્ય થઈ ગઈ!

વિમલાકાન્તિએ કહ્યું: "આપની વાતો ભારે ચમત્કારિક થઈ!"

"કેમ?"

"મેં જે સાંભળ્યું, એથી હું સમજી શકયો છું કે આપની સાથે એને ઘણી વાતો કરવાની હશે..."

અલકાએ કહ્યું : "એનું નામ સુનંદા...ફર્સ્ટ ઈયરમાં અમે સાથે ભણતાં, ઘણા દિવસો પછી એકાએક મળ્યાં..."

વિમલકાન્તિએ કહ્યું : "અમે હોત તો બે ઘડી ઉભા રહીને વાતો કરત. પણ જે ગતિથી એ અદ્રશ્ય થઈ ગયાં, એ પરથી મને લાગ્યું કે આપ બંને ફરતાં નક્ષત્ર છો...એકાએક મળી ગયાં! અને હવે પછી મળશો કદાચ બસો પાંચસો વરસ પછી! તે દિવસે પણ બંને વચ્ચે આવી જ વાત થશે!"

અલકા હસી પડી. ત્યાર પછી થોડી વારે બોલી: "ભીડ ઓછી થઈ છે...ચાલો હવે રસ્તા પર જઈએ."

વિમલકાન્તિએ કહ્યું : "આપ તો સીધા ઘેર જ જવાના છો ને?"

"હા. આપ?"

વિમલકાન્તિએ કહ્યું : "હું વિચારું છું, કર્જન ગાર્ડનના મેદાનમાં જઈને જરાવાર બેસું."

અલકા બોલી: "એ કંઈ બેસવા જેવી જગ્યા નથી. ગિરદી, ધૂળ, એ સિવાય ભારે ગંદકી. ત્યાં બેસશો તો માથું હળવું નહિ થાય. એના કરતાં તો વિક્ટોરિયા મેમોરિયલની સામે..."

વિમલકાન્તિએ કહ્યું: "સારું, ત્યાં જઈશ."

અલકા બોલી: "તો પછી મારી સાથે ચાલો...ટાલીગંજની ટ્રામ... થિયેટર રોડની સામે, આપ ઉતરી જજો અને હું સીધી ચાલી જઈશ... ઓ...આજના આ આનંદ માટે આપને ધન્યવાદ નથી આપ્યો... આપીશ નહિ! આપીશ તો આપની અમર્યાદા કરી ગણાશે. શા માટે નહિ, જે બીજા બધા મિત્રો સાથે હંમેશ મળવાનું થાય છે, તેઓ જેવા આપ નથી...સંપૂર્ણ જૂદી કોટીના માણસ...તેથી જ આપની સાથે શિષ્ટાચાર કરતાં મન પાછું પડે છે."

આ શબ્દોથી વિમલકાન્તિના હૃદય વચ્ચે જાણે વિદ્યુતની ધ્રૂજારી

જાગી ઊઠી ! અલકા જેવી કિશોરી...અનેક સાથે જે હળેમળે છે, જેણે અનેકને જોયા છે...આ યુગની આગળ વધેલી કિશોરી...વિમલના મનમાંથીએ અલકાએ સ્વાતંત્ર્યનો પરિચય મેળવ્યો છે ! આ સ્વાતંત્ર્યની વાતનો જે ઈશારો...દેશાવિદેશી નાટક, નૉવેલ વાંચીને વિમલકાન્તિ આ ઈશારાનો અર્થ સમજ્યો હતો ! આવડી વયે કિશોરીના મોઢેથી આવડું મોટું સર્ટીફિકેટ મેળવીને વિમલકાન્તિએ ગર્વ અને સુખનો અનુભવ કર્યો.

અલકાની વાતના અનુસંધાનમાં વિમલ બોલ્યો: “ આપે જો ધન્યવાદ આપ્યો હોત, તો આપના સંબંધી કરેલી મારી ધારણા બદલાઈ જાત ! ધન્યવાદને હું lip-deep તરીકે માનું છું. એનો અવાજ કદી હૈયામાં રહેતો નથી ! ”

અલકા રાજી થઈ.

અને વાતોમાં ને વાતોમાં બંને આવ્યાં ચૌરંગી પ્લેસની પાસે.

ટ્રામ ઉપર ટ્રામ જઈ રહી છે...બસ ઉપર બસ જઈ રહી છે... એ દરેકમાં ભીષણ ગિરદી !

બંને જણા ઊભાં ઊભાં ચિત્રની આલોચના કરતાં હતાં.

વિમલકાન્તિએ કહ્યું: “ એ લોકોનું જીવન એજ જાણે જીવન ! એ જીવન લઈને પહાડ પરથી કુદતાં ભય ન લાગે ! એરોપ્લેનમાંથી પેરેશુટ લઈને ઊતરતાં હૃદય કંપે નહિ ! એ જીવન લઈને સારી યે પૃથ્વીને જાણે એ લોકો ફૂટબોલ માફક મારતા મારતા ચાલે છે ! આપણે તો મરેલા છીએ – ઈંટ પત્થરને લાકડા માફક ! ”

અલકાએ કહ્યું: “ મૉડર્નીજમના સ્રોતથી આપણા જીવનમાં પણ જાગૃતિ આવી છે...હવે આપણી પંગુતા જશે ! ”

વિમલકાન્તિએ કહ્યું: “ અસંભવ ! આપણી પંગુતા દૂર કરવા માટે પ્રચંડ આઘાતની જરૂર છે અને એ આઘાત ખૂબ સાવધાનીથી

કરવો જોઇએ. બિનઆવડત અનાડીની માફક આઘાત દેવા જતાં ઉપરના પંગુ આવરણ ભાંગવાની સાથે અંદરની અસલ વસ્તુ પણ ન ભાંગી પડે !"

"એનો અર્થ ?"

વિમલકાન્તિએ કહ્યું: "આ સ્રોતથી કચરો તણાઇ રહ્યો છે, એમ ધારો છો ને ? પણ આ સ્રોતની સાથે જે કચરો આવી રહ્યો છે, એનો ભય લાગે છે...નૈતિક વસ્તુ ધોવાઇને અનૈતિક ન બની જાય ! એ લોકોના જીવનની ઉદ્દામતા લઇને જ કંઇ ચાલી શકવાનું નથી..." કહેતાં કહેતાં ચાલતી ટ્રામ પર દ્રષ્ટિ ગઇ. વિમલકાન્તિ બોલ્યો: "ઓહ્, હજી પણ ટ્રામમાં આટલી ગિરદી ! કેવી રીતે જવું ?"

હતાશ સ્વરે અલકા બોલી: "હું પણ એ જ જોઉં છું !"

વિમલે કહ્યું: "એક ટેક્સી લઇએ...મને ઉતારીને...ત્યાર પછી..."

તીવ્ર પ્રતિવાદ કરતાં અલકા બોલી: "ના, ના. નકામું શા માટે ટેક્સી ભાડું દેવું જોઇએ ! પૈસો ખૂબ સસ્તો માનતા લાગો છો !"

આ શબ્દ પાછળ જે દરદ હતું, તેથી વિમલકાન્તિ ખુશ થયો. પણ બિચારી અલકા ! વિમલના ખાતર તે માર્ગ વચ્ચે ક્યાં સુધી ઊભી રહે ? પોતે પુરુષ છે છતાં ઊભા રહીને પગમાં પીડા થવા માંડી છે...અલકાને કોણ જાણે કેટલીય વ્યથા થતી હશે ! તોય ટેક્સીની વાતનો વિરોધ કર્યો.

વિમલકાન્તિએ કહ્યું: "તો પછી કેવી રીતે ઘેર જશો કહો જોઉં ?"

અલકા બોલી: "ઘડીક રાહ જોઇએ...નહિ તો આપને જો કષ્ટ ન થાય, તો ચાલીને જઇએ. ચાલો આપને થિયેટર રોડના નાકા સુધી મૂકી જઉં. ત્યાં સુધીમાં ટ્રામની ગિરદી પણ કંઇક ઓછી થશે...

એકાદ લેડીસ સીટ જરૂર મળી જશે."

વિમલકાન્તિએ કહ્યું: "મારા તો પગ સૂજી ગયા છે...ઊભા રહી શકાતું નથી. હું જો એકાદ ઘોડાગાડી બોલાવું અને એ ગાડીમાં જો આપને બેસવાનો વાંધો નહોય, તો આપના ઘેર પહોંચાડી હું એ ગાડીમાં મારા સ્થળે ચાલ્યો જઈશ."

અલકા બોલી: "આપની કેટલી વાતોનો વિરોધ કરું, કહો? સારું, એમ કરો!"

ઘોડાગાડી આવી. ગાડીવાળા સાથે અલકાએ ભાડું નક્કી કર્યું... અલકાને રસા રોડ પરના ફ્લેટ પાસે ઊતારી પાર્કસર્કલ પર બેંગાલ હોટલનો દોઢ રૂપિયો.

અલકાને ગાડીમાં બેસાડી. વિમલકાન્તિ સામેની બેઠક પર બેઠો.

સંકોચ સહિત અલકા બોલી: "એમ શા માટે...ના...ના એમ સામેની બેઠક પર નહિ..."

વિમલકાન્તિએ કહ્યું: "સારું છે. આપ ચિંતા ન કરો!"

અલકા વધુ કંઈ બોલી નહિ.

ગાડીમાં બંને વચ્ચે કંઈ ખાસ વાત ન થઈ. સામાન્ય વાતો થઈ.

વિમલાકાન્તિએ કહ્યું: "અહીં ટ્રામમાં કેટલી ગિરદી! આટલા બધા માણસો અત્યાર સુધી ક્યાં હતા? શું કરતા હતા?"

અલકા બોલી: "હંમેશ આ પ્રમાણે હોય છે; રાતના દશ વાગે પણ ટ્રામમાં આટલી ગિરદી રહે છે. પગથિયા પર પણ જગ્યા નથી રહેતી! એ ભીડ દૂર કરીને હું તો ટ્રામમાં પણ જઈ શકતી નથી!... તોય બસમાં જવું પસંદ નથી. ભલેને દેશી ઇન્ડસ્ટ્રી રહી! શીખ ડ્રાઈવરો અને કન્ડકટરો તો મને ખૂબ અસહ્ય થઈ પડયા છે."

# ૫

રેસારોડ પરના ચાર મજલાવાળા અલકાના મકાન સામે ગાડી ઊભી રહી.

અલકા ઊતરી. વિમલ સામે જોઇને બોલી: " જઈશ ત્યારે... આભાર નહિ માનું...આપે કહ્યું હતું કે શિષ્ટાચાર ઘણો કદરૂપો લાગશે. તોય મનમાં ' આભાર'નો શબ્દ જાગી ઊઠે છે—હંમેશની ખરાબ ટેવ ! "

વિમલે કહ્યું: " મનમાં આવે તો પણ મોઢેથી ન બોલતાં, સાવધાન ! "

કહેતાં કહેતાં તે પણ ઊતરી પડ્યો. બોલ્યો: " પરિચય થયો... આપને આપના ઘર સુધી પહોંચાડીને જ જઉં, જો આપને હરકત ન હોય તો..."

સસ્મિત કંઠે અલકા બોલી: " હરકત ! આપ આ શું કહો છો ? તો તો મને ઘણો આનંદ થશે. એ ઠીક થશે...તો પછી ગાડીને રજા આપો. અહીંથી ઘણી ગાડી મળશે. "

ભાડું ચૂકવીને ગાડી વિદાય કરી. ત્યાર પછી મકાન સામે જોઈ વિમલ બોલ્યો: " આ નગરીમાં આપ રહો છો ? ઓહ્ આ તો જાણે ઝૂલતો મહેલ ! મને લાગે છે કે ટ્રામ ગિરદી કરનારા બધા લોકો આ નગરીમાં જ રહેતા હશે ? કેટલા માણસો રહે છે, કહો તો ? શું વીસ-પચીસ હજાર ? "

હસીને અલકા બોલી: " વીસ પચીસ હજાર નહિ હોય, તો પણ દોઢસો બસો તો ખરા ! "

વિમલ ધ્રૂજી ઊઠયો. બોલ્યો: " આટલેથી પણ જો સોશ્યાલીઝમ ખડુ ન થઇ શકે, તો પછી એને ખડા થવાની કોઈ આશા નથી. પણ મને તો એ વિચાર આવે છે કે, આટલી ભીડ...એની વચ્ચેથી આપ શું આપનું ઘર સહેલાઈથી શોધી શકો છો ? આ ભીડમાં જો આપ ભૂલાં ન પડી જતાં હો તો આપનામાં બહાદુરી છે, એમ મારે કહેવું પડશે. "

અલકા બોલી: " આપ જો આ મકાનમાં રહેતા હો તો ભૂલા પડી જાઓ ખરુંને ? "

વિમલે કહ્યું: " નિશ્ચય. એ સિવાય મારા ઘરને બદલે બીજાના ઘરમાં ઘૂસી જવા માટે મારે કેટલીવાર ધક્કા અને ગાળો ખાવી પડે, એ હું કહી શકતો નથી !"

અલકા બોલી: " જવાદો, એ ભય આપને નથી. કારણ આ મકાનમાં આપ રહેતા નથી અને કોઈ દિવસ રહેવાના પણ નથી ! આ મકાન તો છે અમારા જેવા કનુતર શ્રેણીના લોકોનો આશ્રય ! "

વિમલે કહ્યું: " પણ મને ભારે કૌતૂહલ થાય છે. વિચારું છું, આ મકાનમાંથી આપ આપનું ઘર શોધીને, કેવી રીતે દાખલ થતા હશો...... "

" હમણા જ જોઈને આશ્ચર્ય થશે. ચાલો... "

અલકાએ ફાટકમાં પ્રવેશ કર્યો. વિમલકાન્તિ તેની પાછળ ગયો. ફાટક પછી નાનો અંધારીઓ ચોક, અને એ ચોકમાં એક ખૂણે દાદર.

અલકાએ કહ્યું: "આપને કષ્ટ થશે. હું છેક ચોથે મજલે રહું છું."

વિમલે કહ્યું: "ત્યારે એમ જ કહોને કે લગભગ સ્વર્ગની નજીક!"

હસીને અલકા બોલી: "એક રીતે એમ જ. હવે જુઓ, આ સ્વર્ગની સીડી પાર તો કરી શકશોને?"

વિમલે કહ્યું: "સ્વર્ગ જરૂર મળવાનું છે, એવું જાણ્યા પછી પગથિયાં ગણતાં કષ્ટ નહિ થાય, એમ લાગે છે."

બંને સીડી પર આવ્યા. અલકા બોલી: "રોજ આ સીડી ઘણીવાર ચડ ઉતર કરવી પડે છે..."

વિમલકાન્તિએ કહ્યું: "લિફ્ટ નથી?"

અલકા બોલી: "છે...માત્ર નામની. એક મહિનામાં પચીસ દિવસ તો અચલ રહે છે...અમે ખૂબ હાહો કરીએ ત્યારે મિસ્ત્રી આવે અને ચાલુ થાય. વળી બે દિવસ પછી બંધ પડી જાય."

વિમલકાન્તિએ કહ્યું: "ત્યારે તો ઘરધણી ઘણો વિચક્ષણ હોવો જોઈએ. બધા ભાડૂતો સત્યાગ્રહ કેમ નથી કરતા?"

હસીને અલકા બોલી: "સત્યાગ્રહ શું કરવો, ઉપર જવું બંધ કરવું કે નીચે ઊતરવું બંધ કરવું? કહો..."

વિમલકાન્તિએ કહ્યું: "સહુએ એક થઈને આ મકાનનો ત્યાગ કરવો જોઈએ."

અલકાએ કહ્યું: "શહેરમાં મકાનની ઉપાધિ ઘણી હોય છે... મકાન ભાડું પણ ઘણું વધારે દેવું પડે. એ હિસાબે આ મકાન ઘણું સસ્તુ છે. સામે ટ્રામ...બજાર...પોષ્ટ ઑફિસ...બધું જાણે હથેળીમાં."

વાતોમાં ને વાતોમાં બંને ત્રીજા મઝલાની અધવચ્ચે આવી પહોંચ્યા હતા...બંને હાંફી રહેલા...

વિમલ બોલ્યો: "જરા ઊભા રહો...દમ લ્યો. ભગવાને જ્યારે હૃદય વચ્ચે પ્રાણને પૂરીને આ પૃથ્વીમાં માણસ જાતને મોકલી હશે ત્યારે તેણે આવા ફ્લાટ મકાનોની કલ્પના નહિ કરી હોય! તેથી જ આ દુર્ભોગ સહતાં પ્રાણ સહેજે નારાજ થાય છે!"

શાન્ત સ્વરે અલકા બોલી: "થાકી ગયા છો?"

વિમલે કહ્યું: "ના, હાંફી ગયો છું. એમાં અપરાધ શું, કહો? ભગવાનની આપેલ શ્વાસરુપી પૂંજીના પંદર આના ભાગ જો આપ સહુ આ સીડી ચડવા ઊતરવા પાછળ ખરચી નાખો, તો પછી બાકી એક આની શ્વાસમાં કેટલા દિવસ જીવી શકાય, એ વિચાર્યું છે?"

અલકા બોલી: "એ વાત વિચારવાનો સમય ક્યાં છે?"

વિમલે કહ્યું: "સ્વભાવનું આશ્ચર્યકારક પરિવર્તન કરી નાખ્યું છે! મને લાગે છે કે સ્વર્ગની બાજૂમાં વાસ કરવાથી પાર્થિવ–પ્રાણીની મમતા કે ભય પ્રાણમાં જાગતો નહિ હોય!"

ઉપરથી નરનારીનું એક ટોળું ધબધબ કરતું વિદ્યુત પગલે સીડી પરથી નીચે આવતું હતું...જાણે આલ્પસ પર્વતની ટેકરી પરથી વેગ-પૂર્વક નીચે ધસી રહેલ છે! એ ટોળામાં છે ગૂજરાતી, પંજાબી, મદ્રાસી...

એ લોકોના ગયા પછી વિમલ બોલ્યો: "આ તો જાણે હૉલ ઑફ ઑલ નેશન્સ...કોઈ અંગ્રેજ રહે છે?"

"ના."

વિમલે કહ્યું: "ત્યારે તો સમગ્ર ભારતવર્ષનું પ્રતિનિધિત્વ... ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ! મને લાગે છે કે પેલું ગીત આ મકાનમાં બેસીને અથવા આ મકાન જોઈને રચાયું હશે!"

આશ્ચર્યભરી નજરે વિમલ સામે જોઈને અલકાએ પ્રશ્ન કર્યો : "કયું ગીત ?"

વિમલે કહ્યું : "આપણું રાષ્ટ્રગીત–ગુર્જર–પંજાબ–મદ્ર–કલિંગ–ઉત્કલ–બંગ–મુંબઈ–રાજપુતાન...નમો હિન્દુસ્થાન !"

અલકા ઉચ્ચ હાસ્યથી જાણે ઉછળી પડી, બોલી : "તમે પણ ભારે છો ! પહેલા મજલાની બહાર કેટલાક કાબુલી રહે છે અને રસારોડની સામે છે એક ઈસ્લામિયા હોટલ !"

વિમલે કહ્યું : "આ સમાચારનો તો ચારે દિશાએ પ્રચાર કરવો જોઈએ. એથી આ મકાનની આર્થિક ઉન્નતિ થશે. અર્થાત્, અમેરીકન ટુરીસ્ટો સમગ્ર ભારતવર્ષમાં ઘૂમવા કરતાં સીધા આ ફ્લેટમાં આવી પહોંચે તો ભારતની જૂદી જૂદી જાતિઓનો પરિચય મેળવી શકે ! એથી એ લોકોના પૈસા અને સમય બંને બચી જાય."

ઘડીભર સીડી વચ્ચે ઊભા રહી, પગને સ્વસ્થ કરી, શ્વાસ મુક્ત બનીને બંને બાકીના પગથિયાં પૂરાં કરીને ચોથા મજલે જઈ પહોંચ્યા.

ચોથો મજલો ઉત્તરથી દક્ષિણના પટે હતો. લાંબી ઓસરી અને બંને બાજૂ – પૂર્વ–પશ્ચિમ – રહેવાની ખોલીઓ. એક તરફ ઊભા રહીને સામી દિશાએ નજર કરીએ તો એમ જ લાગે કે રંગભૂમિના પડદામાં અંકિત કરેલો રાજમાર્ગ...

અલકાએ કહ્યું : "મારું ઘર સામે છેડે દક્ષિણમાં છે. અર્થાત્ 'દક્ષિણ–દ્વાર' નામની વાત છે ને ? એ દક્ષિણદ્વાર પાર કરતાં જ પરલોક–મારું ઘર બરાબર એ દક્ષિણદ્વારે જ છે."

બંને વિશાળ ઓસરીમાં ચાલવા માંડ્યા. બંને તરફના નિવાસ સ્થાનોમાં જાણે મિશ્ર કલરવ ! ડાબી બાજૂની ખોલીઓમાં બાળકો રડારોળ કરી રહ્યાં છે, તો જમણી તરફ રેડીઓ શેટમાં નાટ્યાભિનય થઈ રહ્યો છે ! કોઈ ઘરમાં આખા દિવસના વિયોગ પછી મળેલાં સ્વામી સ્ત્રી વાતો કરી રહ્યાં છે, સાંભળીને હૃદયકંપ થાય ! એક ઘરમાં

એક છોકરો ધોરણ માટે હિસ્ટ્રી કંઠસ્થ કરતો હતો – 'And William the Conqueror landed in England in 1066... '

વિમલના મનમાં થયું, વિલિયમ ધી કોંકરરનો પ્રેતાત્મા ગમે ત્યાં હો, પણ આ નામકિર્તન સાંભળીને જરૂર ખુશી થશે અને લાલ પેન્સિલ લઈને પરીક્ષા વખતે આ છોકરાને પૂરા માર્ક દેવા માટે દોડ્યો આવશે !

આવો વિચિત્ર કલરવ સાંભળતાં સાંભળતાં બંને અલકાના બ્લૉક સામે આવી પહોંચ્યા. હાથબેગમાંથી ચાવીની રીંગ બહાર કાઢી, અલકાએ ઘરનું તાળું ખોલ્યું, અને વિમલ સામે જોઈને કહ્યું : "ઊભા રહો, હું અંદર જઈને પ્રથમ બત્તી કરું."

ઘરમાં દાખલ થઈ સ્વીચ દબાવી અલકાએ કહ્યું : "આવો..."

વિમલ ઘરમાં દાખલ થયો; અલકા બંધ બારીઓ ખોલવા માંડી.

વિમલ ઊભો ઊભો ઘરમાં ચારે તરફ જોવા માંડ્યો.

નાનું ઘર.

નાનું હોવા છતાં થોડાઘણાં ફર્નિચરથી સુસજ્જીત હતું. દક્ષિણ તરફની એક નાની બારી પાસે એક નાનો સ્પ્રીંગવાળો પલંગ હતો – પલંગ પર શ્વેત શય્યા હતી. શય્યા પર મસ્તક માટે અને પગ માટે બે ઓશિકાં હતાં; અને શય્યાના છેડે એક નકશિદાર સુજની. પલંગની છત્રી પર ધોળી નેટની મચ્છરદાની હતી. ખૂણા પર એક નાનું ટેબલ ! તેની સામે કુશનથી ઢાંકેલી એક મજાની ચેર. અને બીજા ખૂણામાં એક નાનું હાર્મોનિયમ, એની સામે ચાર ખૂણાવાળું નાનું સ્ટુલ. એક

તરફ નાનું ડ્રેસીંગ ટેબલ – તેના ઉપર બ્રશ – દાંતિયો, સેન્ટ, પાઉડરનો ડબ્બો, નીલ બ્રશ, રૂઝ, લીપસ્ટીક વગેરે પ્રસાધનના દરેક સાધનો સુવ્યવસ્થિત હતાં !

પલંગની બાજૂમાં એક નાનો રેક ! રેક પર સાદી અને રંગીન કેટલીક સાડીઓ, બ્લાઉઝ, પેટીકોટ, સાલ વગેરે...રેકના પાયા પાસે ત્રણ ચાર બુટના બોક્સ, એક લાલ રંગના ચંપલ. દિવાલ પર કેટલાંક ચિત્રો અને ફોટોગ્રાફ. કેટલાક શોખીન નરનારીના અને ફિલ્મ સ્ટારના ફોટાઓ. આ ખંડની બાજૂમાં એક બીજો ખંડ હતો. બંને ખંડ વચ્ચે દરવાજો અને દરવાજા પર પડદો, એટલે બીજા ખંડમાં શું હતું, એ જોઈ શકાતું નહિ.

વિમલે કહ્યું : "કેટલા ખંડ છે ?"

અલકાએ કહ્યું : "આ અને બાજૂમાં એક. એ ખંડની સામે એક બાથરૂમ છે અને એક નાની ઓરડી છે. એ ઓરડીમાં તો વધારાનો સરસામાન પડ્યો રહે છે."

વિમલે કહ્યું : "રસોઈ વગેરે માટે...?"

અલકાએ કહ્યું : "રસોડું છે, અગાશી પર.. હું તો બાજૂના ઘરવાળા સાથે ભાગમાં જમું છું."

"એટલે ?"

અલકાએ કહ્યું : "એનો બ્રાહ્મણ મારા માટે રસોઈ કરે છે. એટલે હું એને દર મહિને બાર રૂપિયા આપું છું."

નેણ સંકોચીને વિમલ બોલ્યો : "એ લોકો કોઈ દિવસ ખીચડી–શાક ખાય, તો આપને પણ એ જ ખાવું પડે ! અને એ લોકોને જે દિવસે બાજરાના રોટલા ખાવાનો શોખ થાય તે દિવસે આપના ભાગ્યમાં પણ ભારે મજાનું ખાણું આવે !...આ વ્યવસ્થા સારી નથી. એનું કારણ, હંમેશના આહાર માટે પોતાની રુચિ ન સચવાય તો એ આહાર એક ઉપાધિ જેવો થઈ પડે !"

અલકાએ મ્લાન દૃષ્ટિએ વિમલ સામે જોયું. ત્યાર પછી એક નિશ્વાસ નાખીને કહ્યું : "આ વ્યવસ્થા સિવાય અન્ય વ્યવસ્થા કરવી મારે માટે શક્ય નથી."

શબ્દોમાં વેદનાનો આભાસ! એ આભાસથી વિમલના હૈયામાં ક્યાંક જાણે આગ્રહ જન્મ્યો!

વિમલે કહ્યું : "આપના માતા? પિતા?"

નિશ્વાસ નાખીને અલકા બોલી : "નથી."

"ભાઈ–બેન?"

"કદી હતાં જ નહિ."

આ હાસ્યમયી કિશોરીના જીવનની પાછળ નિઃસંગતાની કોઈ પ્રચંડ ટ્રેજેડી!

વિમલ કશું કહી શક્યો નહિ...મૌન ભાવે ઊભો રહ્યો.

અલકા બોલી : "એક વાત સાંભળો તો..."

"કહો."

"દયા કરીને બાથરૂમમાં જાઓ...હું બત્તી કરી દઉં છું...ત્યાં પાણી છે, સાબુ છે, ટુવાલ છે...હાથ મોં ધોઇને આવો...શરીર પરથી સાલ તો હજી પણ ઉતારી નથી!"

પોતાના હાથે વિમલકાન્તિના શરીર પરથી અલકાએ રેશમી સાલ લઈને રેક પર રાખી – પોતાની સાડીની બાજૂમાં. ત્યાર પછી અલકા બોલી : "હવે ઊભા ન રહો. હું આપના માટે ચાની વ્યવસ્થા કરું છું."

વિમલે કહ્યું : "એના કરતાં હું જાઉં...આપનું ઘર જોવાઈ ગયું."

અલકા બોલી : "એમ ન બને. દયા કરીને જ્યારે ચરણરજ આપી છે, તો સામાન્ય સત્કાર કરવા દો. આવો મારી સાથે...બાથરૂમમાં બત્તી કરી દઉં...સામેના ખંડમાં હું ચા બનાવું છું, તમે હાથ મોં ધોઈ લ્યો."

## ૬

ચાનો પ્યાલો હાથમાં લઈ વિમલ સામે અલકા ઊભી રહી. બોલી : "જો મારી સ્પર્ધા જરા વધી જાય, તો રોષ કરશો ?"

આ જાણે સાવ નૂતન અનુભવ ! વિમલના મનમાં થયું, પોતે જાણે વાસ્તવિક વિશ્વમાંથી વિદાય લઈને કોઈ નવલકથાના કલ્પના-લોકમાં જઈ પડ્યો છે ! જેની સાથે કશો પરિચય નથી, એવા અજાણ્યા ગૃહની એક તરુણ રૂપવતી નારી સાથે પોતે સાવ અપરિચિત હોવા છતાં સંકોચ વગર નિર્દોષ અને સુમધુર આલાપ કરી રહ્યો છે ! આ આલાપમાં કેટલી પ્રગાઢ પ્રીતિ...કેવો દ્વિધાહીન વિશ્વાસ ભર્યો છે !

હાથ–મોં ધોતી વખતે કિંમતી સાબુ, મનોહર કેશતૈલ, બાથશોલ્ટ વગેરે જોઈને વિમલના હૃદયમાં અલકાની સુરુચિ અને સૌન્દર્યજ્ઞાનનો પરિચય થયો. એ પરિચય સાથે તેના પ્રાણમાં અલકા સંબંધી પારાવાર કૌતૂહલ પણ જાગૃત થયું હતું. અલકા શું કરતી હશે ! કેશે-નોવામાં શા માટે જતી હશે ? શું લલિતાદેવી માફક એને કોઈ મિત્રો કે સાથી હશે ? કે પછી પ્રતિભા ગુપ્ત જેવું હશે ?...

પરંતુ અલકાના પ્રશ્નથી વિમલની માનસિક પ્રશ્નમાળા તૂટી ગઈ.

વિમલે કહ્યું : "સ્પર્ધા જો પોતાની મર્યાદા વટી જાય, તો કોણ રોષ ન કરે, કહો ? આપ કરો કે નહિ ?"

અલકા બોલી : "હું ? પરંતુ મારી સામે કોનું આચરણ સ્પર્ધાની મર્યાદા વટાવી શકે, તે હું જાણુતી નથી."

આ કેવો પ્રશ્ન ! એકાએક અલકા પોતાને સહુ કરતાં નીચે કેમ મૂકી રહી છે ?

વિમલે કહ્યું : "જો મારું આચરણ સ્પર્ધાની મર્યાદા વટાવી જાય તો ?"

અલકા બોલી : "ન વટે...વટી શકે જ નહિ. આપના આચરણમાં દરેક સમયે મારા મનમાં ગઈ કાલની સંધ્યાનો પ્રસંગ જાગતો રહેશે !"

એક સામાન્ય ઘટનાને અલકા આ પ્રમાણે નાટકિય રૂપ આપી રહી છે, એ વિમલને સારું ન લાગ્યું. તે બોલ્યો : "આ આપ શું કહો છો ?...આવી સામાન્ય વાતને આપ જો વારંવાર યાદ કર્યા કરશો, તો પછી મારી શરમનો પાર નહિ રહે. આપની આ વાત અન્ય કોઈ સાંભળે, તો શું વિચારે, એ જાણો છો ?"

"શું ?"

"વિચારે કે, આપની ઈજ્જતનું મૂલ્ય ઘણું ઓછું છે."

અલકા બોલી : "ખરેખર એમ જ છે, વિમલબાબુ...મારી કહાણી જો સાંભળો, તો આપ ચમકી ઊઠશો !"

સર્વનાશ ! વિમલકાન્તિ ધ્રુજી ઊઠ્યો. આધુનિક યુગનો પોતે હોવા છતાં પણ કલકત્તાથી બહુ દૂર તે રહેતો હતો. અને આ યુગના મોડર્નીઝમની સાથે તેને પ્રત્યક્ષ પરિચય નહોતો, એથી બંગાલી સમાજના સઘળા સંસ્કાર આજપણ એના મનમાં જડમૂળથી સાફ થયા નહોતા,...મૂળ વળગેલું છે ! એ સંસ્કારના અંગે વિમલના હૈયામાં

પ્રશ્ન થયો, અલકાના જીવન પાછળ ત્યારે એવો ઇતિહાસ છે, કે જેનાં પાનાં કાળાં હોય ?

પોતાની જાણ બહાર વિમલથી પૂછાઈ જવાયું : "એનો અર્થ ?"

સહજ સ્વરે અલકા બોલી : "મારે નથી મા, નથી બાપ કે નથી બેન કે ભાઈ. ઘણી જ થોડી આર્થિક સહાય પર હું ઊભી છું !...મરતી વખતે મારા નાના એક મકાન સંબંધી વીલ કરતા ગયા હતા, હું જ્યાં સુધી જીવું ત્યાં સુધી એ મકાનના ભાડામાંથી દર મહિને મને થોડા રૂપિયા મળ્યા કરે. મારા મામાઓ ખૂબ આબરૂદાર અને મોટા માણસો છે. તેઓ મારી કાંઈ સાર સંભાળ રાખતા નથી. જ્યાં સુધી નાના જીવતા હતા, ત્યાં સુધી બોર્ડિંગમાં રહીને અભ્યાસ કરી શકી હતી. એમના મૃત્યુની સાથે અભ્યાસનું પણ અવસાન થયું છે...છતાં પણ હું જીવવા માગું છું...જીવવાની રીતે જીવવા માગું છું !"

આ સાંભળીને વિમલકાન્તિના દિલમાં વ્યથાનો ભારે અનુભવ થયો. તે બોલ્યો : "આવડી નાના વયમાં આપના ઉપર ભારે આંધી વરસી ગઈ છે !"

હસીને અલકા બોલી : "એ આંધી તો હજી પણ વચ્ચે વચ્ચે આવી ચડે છે, પણ આપ ચા તો લ્યો...ચા તો ઠરીને સાવ પાણી થઈ ગયો."

વિમલકાન્તિએ કહ્યું : "આપ મને વાતમાં ભૂલવી શકશો નહિ. આ ચા હું નહિ લઉં..."

કરુણ સ્વરે અલકા બોલી..."કેમ ?"

વિમલકાન્તિએ કહ્યું : "પ્રથમ આપ હાથ મોં ધોઈને આવો. ત્યારપછી બીજો ચા તૈયાર કરજો. બે પ્યાલા ચા. એક આપના માટે, એક મારા માટે."

અલકા બોલી: "સાચું કહું છું, આપ વિશ્વાસ રાખો, હું

રાત્રે ચા નથી લેતી. એટલે, લેતી નથી માટે નહિ લઉં એમ નથી... આજ આખો દિવસ એટલો બધો ચા પીધો છે કે એનાપર એક ચમચી પણ બીજી ચા લઈ શકાય એમ નથી. લઈશ તો સહન નહિ થઈ શકે."

વિમલકાન્તિએ કહ્યું : " આપના શબ્દો પર વિશ્વાસ રાખીને હું આ ચા પી લઈશ. આપ હવે બેસો નહિ, હાથ મોં ધોઈ ને આવો. જ્યાં સુધી આપ નહિ આવો, ત્યાં સુધી હું બેસીશ."

" સારું...! "

અલકા ઊઠી અને રેક પરથી એક ટુવાલ તાણી લઈ, બાજૂના બાથ રૂમમાં ગઈ.

ચા-પાન પૂર્ણ કરીને વિમલ ખુરશી પરથી ઊઠયો અને નાના ટેબલ સામે ગયો. ટેબલ પર કેટલાક પત્રો પડેલા. કૌતૂહલને વશ થઈ ન્યાય-અન્યાયનો વિચાર કર્યા વગર તેણે એ પત્રો હાથમાં લીધા. કવર ઉપર નામ લખ્યું હતું – શ્રીમતી અલકા સેન...એક કાર્ડ હતું... ' સખા – સમિતિ ' ના વાર્ષિક અધિવેશનનું કાર્ડ...બીજા એક કવર પર પુરુષના હાથે અંગ્રેજી અક્ષરોથી લખ્યું હતું–Miss Alaka Sen...

આ કવર કંઈક રૂપકડું હતું. આ કવર પર લખેલા અક્ષરો સામે વિમલ તાકી રહ્યો...કવરની અંદર રહેલા પત્રમાંથી કદાચ અલકાના જીવનના એકાદ પરિચ્છેદનો પરિચય મળી જાય !

મન બોલ્યું : ' આ કવર નહિ ખોલે ? '

હૃદય ધ્રૂજ્યું. હાથ ધ્રૂજ્યો. પણ પોતે કોણ...રસ્તાના હજારો પથિકમાંનો એક પથિક માત્ર ! વિશ્વાસ રાખીને એને અલકા પોતાના ઘરમાં બેસાડી ગઈ છે ! એ પથિકના મનમાં આટલી બધી સ્પર્ધા શા-માટે જાગે ? કયા સાહસે ? એ દિવસ પછી તો વિમલ ક્યાંય ચાલ્યો જશે – અલકા સેન પણ પોતાના નિત્ય જીવન પ્રવાહમાં ક્યાંય વહી જશે...અલકાના જીવનમાર્ગે કેટલાય પથિક આમ વિમલ માફક ઘડીભર

પડખે ઊભા રહીને, પાછા ચિરકાલ માટે દૂર દૂર ચાલ્યા જશે! એ સિવાય અલકા અહીં આવીને જોઈ જાય, કે વિમલ વિશ્વાસભંગ કરીને કાગળ પત્ર જોઈ રહ્યો છે, તો?

ભય સહિત વિમલે પત્રો મૂકી દીધા...ટેબલ ઉપર ચાર પાંચ પુસ્તકો પડ્યાં હતાં. બંગાલી નવલકથાઓ...બંગાલી કાવ્યોના ગ્રંથો... એક અંગ્રેજી નૉવેલ...એક બંગાલી સાપ્તાહિક 'ચલન્તિકા' નો અંક.

પેલી તરફ બાથ રૂમમાંથી પાણી પડવાનો જે અવાજ આવતો હતો, તે શાન્ત થયો....ત્યારે તો અલકાનું હાથ મોં ધોવાનું કાર્ય પૂર્ણ થયું છે!

'ચલન્તિકા' નો અંક હાથમાં લઈને તે પાછો ખુરશી પર બેઠો; બેસીને 'ચલન્તિકા' ના પાના ઊથલાવવા માંડ્યો. કેવળ ફિલ્મની જ વાતો...પાને પાને ફિલ્મ સ્ટારોની અવનવી છબી...

વિમલે વિચાર્યું: આવાં ચિત્રો અને આવી વાતોથી જનતાને શો લાભ?

અલકા આવી...સુમધુર સૌરભથી ઓરડો ભરાઈ ગયો.

અલકા સામે વિમલે જોયું. અલકાનો દિવ્ય વેશ...તેજોમય રૂપ... વિમલનું મન આવેશથી ભરપૂર બન્યું.

અલકા બોલી: "કદાચ આપને ખૂબ આશ્ચર્ય થતું હશે, કેમ?...હું એકલી રહું છું...ભય લાગતો નથી...એ સિવાય આખો દિવસ ચારે તરફ દોડાદોડી કરું..."

વિમલે કહ્યું: "આ યુગમાં આર્થિક સમસ્યા ઘણી પ્રબળ છે. આર્થિક પ્રશ્ન માટે આપણે જેટલા પરેશાન થઈએ છીએ, તેટલી પરેશાની આપણા વડવાઓએ કદી નહિ સહન કરી હોય!...તેમાંય ખાસ કરીને આવા સમયમાં શહેરની હાલત ખૂબ વિચિત્ર હોય છે. વળી આપે પણ કહ્યું હતું કે મોટા મોટા ગૃહસ્થ ઘરની કન્યાઓ આજે ફિલ્મ કંપનીમાં જઈ રહી છે! એથી તો મારું મન ખૂબ શંકિત

બની ગયું છે! હાથ પગ બંધાયેલી અવસ્થામાં સ્ત્રીઓ ચાર દિવાલોના એક ખૂણામાં અર્થકષ્ટ ભોગવતી પડી રહે, ધનવાન સગા સંબંધીઓને બોજારૂપ બનીને લાંછનાથી જર્જરિત બનતી રહે, અભાવ અને દરિદ્રથી ચગદાઈ મરે – એની હું હંમેશ ઘૃણા કરું છું. છતાં બીક લાગે છે, કે બહારનો માર્ગ તો એક વંટોળીઓ છે – એ માર્ગ પર બહેનોને કેટલી નિરાશા, કેટલું અપમાન, કેટલી ગ્લાનિ અમારી માફક સહવી પડે છે!...સ્ત્રીઓના આ દુર્ભાગ્યની વાત મનમાં આવતાં જ હું જાણે ધ્રૂજી ઊઠું છું!...એ સિવાય બહારની દુનિયાનો આપને કશો પરિચય નથી! સજ્જનતાનો બુરખો પહેરીને સાધુવેશમાં કેટલાય શયતાનો એ રસ્તા પર જાળ બિછાવીને બેઠા હોય છે! એ માર્ગ પર સ્ત્રીઓનું જવું..."

નિશ્વાસ નાખીને અલકા બોલી : "બીજો શો ઉપાય કહો?"

"સાચું!"

અલકાએ કહ્યું : "જીવવાની રીતે જીવવું હોય, તો કઈ બે વખત ખોરાક અને પહેરવાના કપડાં મળે એટલેથી જ ચાલતું નથી! દેહની અંદર જ મન રહે છે, એ મનને ઉપવાસી રાખવાથી માણસ જીવી શકે નહિ...એટલે, જેને હું જીવવાની રીતે જીવવું – કહું છું..."

વિમલે કહ્યું : "હું પણ એ વિચારું છું. અગાઉના સમયમાં સ્ત્રીઓ જે રીતે જીવી રહી હતી, સઘળાં બંધનો અને મુશ્કેલીઓને જન્મગત, કે ભાગ્યનું કદી ન ભૂંસી શકાય એવું વિધાન માનીને—એ આજ નભી શકે એમ નથી! કારણ, દુર્ભાગ્યનો પંદર આની ભાગ આપણે આપણા જ કાર્યોથી ભોગવીએ છીએ અને એમાંથી જો બચી શકાય તો તે પણ આપણા જ પ્રયત્નથી. આ વાત બરાબર છે... પરંતુ બહારના આ નિષ્ઠુર અને ઉત્તાલ તરંગો...જેને આપણે જીવન સંગ્રામ કહીશું..."

હસીને અલકા બોલી : " હું તો એવું એવું બધું વિચારતી નથી, અને હંમેશ મારી જાતને સ્રોતના મુખ આગળ ધકેલી દઉં છું. પછી જોઉં કે આજનું વહેણ ક્યાં, કેવી રીતે પૂરું થાય છે...એ સ્રોતમાં કેટલે દૂર તણાઈ જવાય છે ! "

વિમલે કહ્યું : " કોઈ પ્રકારનું લક્ષ્ય રાખ્યા વગર અવ્યવસ્થિત ભાવે આમ તણાઈ જવું એ બરાબર નથી."

અલકા બોલી : " લક્ષ્ય રાખીને તણાવાનો મેં પ્રયત્ન કરી જોયો છે...પણ મને જરાય સફળતા મળી નથી ! "

વાતોમાં ને વાતોમાં સ્થાન – કાળ – પાત્ર બધું જાણે વાતોની સાથે જકડાઈ ગયું...

ઘડિયાલમાં ટં – ટં કરતા અગિયાર વાગ્યા. ત્યારે ચમકીને વિમલ બોલ્યો : " કેવો સર્વનાશ ! રાતના અગિયાર ! અતિથિનો સત્કાર ઘણો મઝાનો કર્યો ! હવે હું ઊઠીશ..."

આ શબ્દોથી અલકાનું મન આધાર વગરનું બનીને જાણે ધબ દઈને આકાશમાંથી કઠોર ધરતી પર પટકાયું ! તેનો ચહેરો ઝાંખો પડી ગયો. તે બોલી : – " વાતોમાં ને વાતોમાં અત્યાર સુધી આપને રોકી રાખ્યા ! અન્યાય થયો છે ! "

વિમલે કહ્યું : " અન્યાય નહિ, સારું થયું છે. આ બધી ચર્ચાથી મનની ઘણી અસ્પષ્ટતા ઘણી રીતે દૂર થઈ – ઘણી અજાણી વસ્તુઓનો પરિચય થયો ! "

" એ પરિચયથી લાભ શું ? "

વિમલે કહ્યું : " આજસુધી હું જે કંઈ સમજી શક્યો છું, તે પરથી કહી શકું છું કે, જગતમાં કોઈપણ જ્ઞાન એવું નથી કે

જે નકામું હોય. આજે મને જે જ્ઞાનનો લાભ થયો છે, તે કદાચ જીવનમાં એકાદ દિવસ તો જરૂર ઉપયોગી થશે !"

હસીને અલકા બોલી : "ઉપયોગી થાય તો સારું ! તે દિવસે કદાચ આ તુચ્છ અલકાની વાત આપના મનમાં યાદ આવશે ?"

આ સાંભળીને વિમલે અલકા સામે જોયું. ધારીને જોયું, તો અલકાના ચહેરા પર રમતા હાસ્ય તેજની પાછળ કોઈ ઝાંખી છાયા હતી !...એ છાયાએ વિમલના મનના પ્રકાશને જાણે નિષ્પ્રભ કરી દીધો !

અલકા બોલી : "આપની સાથે જીવનમાં કદાચ ફરીવાર મળવાનું નહિ બને !"

વિમલે કહ્યું : "કદાચ !...કેમ નહિ, મારું ભાવિ તો સાવ અનિશ્ચિત છે."

"કલકત્તામાં આપ હજી કેટલા દિવસ રોકાવાના છો ?"

"વધુમાં વધુ બે ત્રણ દિવસ."

"ત્યાર પછી ?"

"ઘેર જઈશ. રાંચી...ત્યાર પછી શું કરીશ, ક્યાં જઈશ, એ જાણતો નથી."

અલકા કંઈક કહેવા જતી હતી, કહી શકી નહિ...માત્ર અધર પર મૃદુ કંપન !

વિમલે કહ્યું : "હું તો કદાચ ભૂલાઈ જવાનો...આજ થોડું ઘણું બકીને પરેશાન કરી ગયો..."

આ વાતથી અલકાના મનમાં વ્યથા થઈ ! તે બોલી : "હું નહિ ભૂલી જઉં...ભૂલી જશો આપ ! પુરુષો જેવી રીતે ભૂલી શકે છે, તેવી રીતે અમારાથી ન ભૂલી શકાય. એનું કારણ, આપ પુરુષોના જીવનમાં ભિડ ઉપર ભિડ જામ્યા કરે. આપ લોકોના મન જાણે મોટાં શહેર ! એની તુલનામાં અમારું મન તો એક નાનું ગામડું...ત્યાં ઘણું

ઓછા માણુસો આવે જાય. એમાં વૈચિત્ર્ય પણ ઓછું!"

વિમલ હસ્યો. હસીને બોલ્યો : "એ ઓછા માણુસોની વચ્ચે આપના એ નાના ગામડામાં મને પણ જરા સ્થાન મળવાનું ત્યારે?"

શરમથી અલકાનું મોઢું લાલ થઈ ગયું. તરત તે બોલી : "મારે આપને ભૂલી જવા એ કઠણ છે...પરમ દિવસે સંધ્યા સમયે આપે મારી માન રક્ષા કરી હતી..."

વિમલે કહ્યું : "ના...મને શરમિંદો બનાવવા માટે આપે કમર કસી લાગે છે?"

અલકા સામે જોઈને વિમલના મનમાં થયું, આ અલકા સેન જો પોતાનું અંગત માણુસ હોત...તેની સાથે બે દિવસના આ પરિચયનો ત્યાગ કરવો જો અસંભવ હોત...

પણ શા માટે...શા માટે આ વાત મનમાં જાગે છે? જીવનના નિત્ય પ્રવાહમાં બાજુમાં બીજા ઘણા માણસો આમ આવીને ઊભા રહે, મનને સ્પર્શી પણ જાય, ડોલાવી જાય...માણુસો પછી માણુસો આવે છે...હંમેશ નવી હૂંફ આપીને પાછા ક્યાંક મળી જાય છે!

બર્મામાં ઘણા સાથી મળેલ...મા-પાન્, મા-લૂન...ચિ-લિન્... કેટલાય, તેઓની સામે તો મન પાછું વાળીને જોતુંયે નથી!

...પરંતુ આ બધી વાતો વિચારવામાં લાભ નથી! અત્યારે પોતાને જે માર્ગે જવાનું છે, એ માર્ગ સાવ અજાણ્યો છે!...એ માર્ગ પર આ સ્મૃતિનો ભારે બોજ લઈને કદાચ નહિ ચાલી શકાય.

વિમલે ઘડિયાલ સામે જોયું. સાડા અગિયાર વાગી ગયા હતા. ના, હવે નહિ!...મનમાં થયું કુમારી કિશોરી...આટલી રાત સુધી સાથે બેસીને વાતો કરી...આસપાસના લોકો શું જાણે? અહીં તો ઘણા લોકો રહે છે...

વિમલે કહ્યું : "ત્યારે હું જઈશ..."

અલકા બોલી : "આપની સાથે ફરીવાર મળવાનું શું ખરેખર નહિ બને ?"

વિમલ બોલ્યો : "મનમાં થાય છે...કેમ નહિ, અનિશ્ચિત ભાવિ...ક્યાં રહીશ, શું કરીશ, એ કશું જાણતો નથી."

અલકા બોલી : "એક માગણી કરી શકું ?"

"ખુશીથી."

"જો કોઈ દિવસ કલકત્તા આવો, તો યાદ રાખીને મારી તપાસ કરજો...આ મકાનમાં હું કેટલા દિવસ રહીશ, એ જાણુતી નથી... અહીં મારે મકાન માટે ખૂબ અનિશ્ચિત રહેવું પડે છે. ૭ માસમાં ત્રણ વખત મકાન બદલવું પડે છે! પૈસા અને રોજગાર તો મારે માટે પદ્મ પત્રનું જળ છે!...એટલે ભય થાય છે..."

"એ ભય સહેલાઈથી દૂર કરી શકાય..."

"દૂર કરી શકાય ? ખરેખર...એવો ઉપાય – જાણો છો ?"

વિમલે કહ્યું : "હા...કહું ?"

"કહો."

વિમલે કહ્યું : "લગ્ન કરો....આપની સાથે લગ્ન કરી શકે એવા યોગ્ય પાત્રનો અભાવ નથી. આપણા દેશની પુત્રીઓ ગૃહસંસારની આશાનું વિસર્જન કરીને કેવળ પેટ ખાતર જીંદગીના અમૂલ્ય દિવસો બરબાદ કરે, એ વાત મન સામે આવતાં જ હું ધ્રૂજી ઉઠું છું !"

અલકાનો ચહેરો પળવારમાં પીળો પડી ગયો. કોઈ પણ ઉપાયે તે બોલી : "એમાં કેટલી નિરુપાયતા છે, એ તો એ જ સમજી શકે છે કે જેને એ ભોગવવું પડે છે...બીજાઓ કદી ન સમજી શકે!

૭

સારા યે રસ્તે મન વચ્ચે માત્ર અલકા અને અલકા!... બળપૂર્વક તે અલકાને મનમાંથી વિદાય દેવા ઇચ્છતો, અલકા વિદાય લેતી નહોતી!

અશાન્તિ!

હોટેલમાં આવીને તેણે કશું ખાધું પીધું નહિ...સીધો પથારીનો આશ્રય લીધો. સૂતાં સૂતાં મન વચ્ચે અનેક કલ્પનાઓ થવા માંડી! રસારોડના એ મકાનના ચોથે મજલે સ્વચ્છ શય્યા પર અલકા સૂઈ ગઈ હશે!...અલકા શું કરતી હશે?...એને નિંદ્રા આવી ગઈ હશે? કે, વિમલને યાદ કરતી હશે?

શા માટે યાદ કરે? વિમલના જીવન માર્ગ પર અલકાનો આવિર્ભાવ જેમ અપરુપ અને અભિનવ બન્યો છે, તેમ અલકાના જીવનમાં વિમલનો આવિર્ભાવ એવો નથી બન્યો!...એ પત્ર જેણે લખ્યો હશે... અલકાના ટેબલ પર પડ્યો હતો...કવર પર અંગ્રેજી અક્ષરે અલકાનું નામ લખ્યું હતું! કદાચ અત્યારે એ પત્રનો ઉત્તર લખવા અલકા

બેઠી હશે ! અત્યાર સુધી જવાબ લખવાનો સમય નહોતો મળ્યો, એટલે અત્યારે એકાંતમાં જવાબ લખી રહી હશે !

શું જવાબ લખ્યો હશે ?...કોને લખ્યો હશે ?...કદાચ જવાબમાં લખ્યું હશે, એક ગૃહસ્થ માણસ વાતો કરવા આવી ચડેલ, અનિચ્છાએ એની સાથે ઘણો સમય બગાડવો પડ્યો, એથી જવાબ લખતાં વિલંબ થયો છે !

આવી રીતે મનમાં તરંગો માફક પ્રશ્નો ઉપર પ્રશ્નો ઊઠવા માંડ્યા ! આ પ્રશ્નો એટલા વેગવંત હતા કે ઉત્તરની આશા માટે ઘડિક રોકાઈ પણ શકતા નહિ !

ઘડિયાલમાં બેના ટકોરા થયા.

ચમકીને તેણે પોતાના મનને બંને પગે પકડી રાખ્યું : ઓ મૂઢ, ઓ અજ્ઞાની,...આ તે તારો કયા પ્રકારનો નશો ? અલકા ગમે તે હો, ગમે તે કરે, એના માટે તારે આટલી બધી અધીરતા શી ?

બંને આંખોને બળપૂર્વક તેણે બંધ કરી, તો ય મન સામે પ્રશ્નો જાગવા માંડ્યા ! સ્થિર મનથી વિમલ ઘડિયાલના લોલકનું ડોલન ગણવા માંડ્યો...એક...બે...ત્રણ...ચાર...

માર્ગ પર ટેક્સી જતી હતી...નીચે કાબૂલી હોટલમાં હજી પણ લોકોનો કલરવ થતો હતો...બાજૂના મકાનમાં ખુલ્લા રહી ગયેલા નળમાંથી પાણી પડવાનો એકધારો અવાજ...

વિમલ પોતાના મનને વારંવાર કહેવા લાગ્યો, અલકાની વાત સિવાય શું બીજી કોઈ ચિંતા નથી ? એ ચિંતામાં વિભ્રમ છે...એ વિભ્રમ તને ન શોભે !...

...રાંચી...રાંચી ! ત્યાં વિભાવરી છે...જેને તું દીર્ઘકાળથી ઓળખે છે ! જેના મનનો પ્રત્યેક ખૂણો તારો સુપરિચિત છે ! અલકા

નહિ...અલકા નહિ! કોઈની વાત વિચારવાની જરૂર હોય તો તું વિભાવરીની વાત વિચાર......

ઘણા સમયથી એને જોઈ નથી! કાલે જ રાંચી જા...તારા ચિર પરિચિત રાંચીમાં પગલાં માંડ...! આ શહેરમાં હવે નહિ! અહીંની સડક, ઘાટ, ઇંટ, પત્થર, લાકડાં સર્વસ્વ ઉપર આજે કોઈ જાદુભરી માયાનો ચમકાવનારો પ્રલેપ છે!...

કોઈ પણ રીતે અનેક વિચિત્ર અને રંગીન સ્વપ્ન વચ્ચે રાત પૂરી કરીને વિમલ જાગ્યો ત્યારે સાડા સાત વાગી ગયા હતા.

મન વારંવાર કહેતું, અલકા એને ભૂલી શકી નથી! સ્વપ્નમાં વારંવાર આવીને ઊભી રહી છે! વિમલનું મન જે પ્રશ્નોમાં ગૂંચવાયેલું હતું, એ બધા પ્રશ્નોના ઉત્તર અલકાએ સ્વપ્નમાં આવીને આપી દીધા છે! ...સ્વપ્નમાં વિમલે અલકાને અંગ્રેજી અક્ષરવાળા પત્રનો પ્રશ્ન કર્યો હતો : અલકાએ એ પ્રશ્નનો ઉત્તર આપ્યો હતો, એ કોઈ મિત્ર નથી, એક કામ માટે પત્ર લખ્યો હતો, એનો એ જવાબ આવ્યો હતો!

પણ અલકા નોકરી કરે છે, એ સાચું? કોને ત્યાં? નોકરીના બહાને અલકા ફરતી પ્રલોભનની જાળ બિછાવીને એ માણસ દગો કરે તો? અને સરલ વિશ્વાસને વશ થઈને અલકા એ જાળમાં પગ મૂકે તો? અલકાને ચેતવી દેવી એ જરૂરનું છે!

વળતી પળે ભયંકર હાસ્ય સાથે મન ખીલી ઊઠ્યું! સ્વપ્નના પાયા પર આ કેવી ઈમારત તું રચી રહ્યો છે? પાગલ તો નથી બન્યો ને?

ના, અહીં એક પળ રહેવું હવે ઉચિત નથી! આજે જ રાંચી ચાલ્યા જવું!

અલકા ? અલકાની માફક અનેક નારીઓ આજ ટ્રામમાં, બસમાં સડક પર, બાગમાં સ્વચ્છંદે અને સંશય વગરના મન સાથે ઘૂમી રહેલ છે ! તેઓ પણ કદાચ અલકાની માફક કોઈ ફ્લાટમાં એકાકી જીવન ગૂજારતી હશે...અને કદાચ એ નારીઓનું જીવન પણ અલકાના જેવા જ ઇતિહાસથી ભરેલું...એ બધી નારીઓને બોલાવીને એમના મનના પ્રશ્નનું સમાધાન કરવું એ તો દીવા જેવું ગાંડપણ કહેવાય !

તો પછી...

તે જ દિવસે વિમલ રાંચી ચાલ્યો ગયો...

બીજા દિવસનો ત્રીજો પ્રહર.

વિમલ પ્રિયશંકરબાબુના ઘેર આવ્યો. પ્રિયશંકર ઘેર નહોતા... એક ટેબલ ક્લોથ પર ભરત ભરતી વિભાવરી બેઠી હતી. વિમલ આવ્યો વિભાવરી પાસે.

વિભાવરીએ કહ્યું : "બર્મા જોવાનું પૂરું થયું ?"

વિભાવરી સામે જોઇને વિમલ બોલ્યો : "પૂરું થયું."

વિભાવરીએ કહ્યું : "કેટલા રૂપિયા દંડ દેવો પડ્યો ?"

વિમલે કહ્યું : "એને દંડ ન કહે, વિભા ! શિક્ષણનું મૂલ્ય. બર્મામાં મેં જીવન સંબંધી જે જ્ઞાન મેળવ્યું છે, એની કિંમત ચૂકવી છે. તું કહીશ દંડ, હું કહીશ શિક્ષણનું મૂલ્ય !"

"ઓહ..."

વિભાવરી ઘડીભર ભરતના કામમાં તન્મય રહી, ત્યાર પછી એક પાંદડાંનું રંગીન ભરત પૂરું કરીને બીજા રંગનો દોરો લેતાં તેણે વિમલ સામે જોઇને કહ્યું : "હવે શું કરશો ? અર્થાત, તમારો next programme ?"

વિમલે કહ્યું : "હજી સુધી કશું વિચાર્યું નથી. તું શું કરવાનું કહે છે ?"

"હું !"

"હા."

વિમલ વિભાવરી સામે જોઈ રહ્યો. આંખ સામે અલકાની કલ્પનામૂર્તિ ખડી થઈ. એના સામે ચકિત માફક જોઈને ફરીવાર મનને વિભાવરી સામે સ્થિર કર્યું. વિમલની એ દૃષ્ટિથી વિભાવરી શરમાઈ ગઈ. તેણે મોઢું નીચે નમાવ્યું.

અને વિમલનું મન બે જણીની તુલના માટે પ્રવૃત્ત થયું. વિભાવરીમાં જે સ્નિગ્ધ–શાંત–રૂપ છે, તે અલકામાં નથી ! અલકા જાણે કોઈ તીવ્ર પ્રકાશ !...એના હાસ્યમાં ને એની વાણીમાં એક પ્રકારનો ગતિ–વેગ છે...ચાંચલ્ય છે ! અલકા જાણે પોતાની તાકાતથી મનનું બંધ દ્વાર અને મહેલાતને મુક્ત કરી દે છે ! અને વિભાવરી ? મનના ખુલ્લા દ્વાર પાસે આવીને પણ તે જાણે ચૂપચાપ ઊભી રહે છે !—બોલાવ્યા વગર એ દ્વારમાં તે પ્રવેશ કરતી નથી ! સંકોચ અને શરમથી સર્વદા જાણે કોઈનો હાથ પકડવા ચાહે છે...જાણે એને ભય લાગે છે, એકલાં ચાલતાં જો કંઈક થાય...કદાચ સાચો માર્ગ પકડતાં ભૂલ થાય !

તોય...ના વિભાવરી સારી છે...અલકા કરતાં અનેક ગણી સારી ! અલકા જાણે થોડું સત્ય અને થોડી કલ્પના !...જે કંઈ સત્ય છે, એનું સ્થાન મળતું નથી ! જે કંઈ કલ્પના છે, તે મનને વિહ્વલ કરી મૂકે છે ! અલકાનું થોડુંક ખૂબ સ્પષ્ટ છે...એ સ્પષ્ટતામાં જાણે વિજળીનો ચમકાર,...બાકીનું સઘળું એવા રહસ્ય પાછળ છૂપાયેલું છે કે...એ શું છે એનો વિચાર કરતાં મન માર્ગભૂલ્યું પાગલ બની જાય !

વિભાવરી ?

એની ચારે દિશાઓ સુસ્પષ્ટ છે...ક્યાંય રહસ્ય નથી, ઝાકળ નથી ! મન બોલી ઊઠ્યું:—અવિચાર કરે છે. વિભાવરી પ્રત્યે તારા મનમાં પક્ષપાત છે...અને એ પક્ષપાતનું કારણ વિભાવરી સાથે વિમલના

જીવન સંયોગના બંધનની વાત પાકી થઈ ગઈ છે, એ ઉપરાંત વિભાવરીના પિતા પાસે અગાધ સંપત્તિ છે...અને સંતાનમાં એક માત્ર વિભાવરી છે.

મનના આ વિવાદથી વિમલકાન્તિ તુલના કરવામાં મૌન રહ્યો.

વિભાવરીએ ભરતકામમાંથી માથું ઊંચું કરીને કહ્યું: " બાપુજી કહેતા હતા..."

વાત ન થઈ, આપોઆપ રોકાઈ ગઈ!

વિમલે કહ્યું: " શું કહેતા હતા ?"

" કહેતા હતા, વિમલ આ પ્રમાણે જ્યાં ત્યાં ફર્યા કરશે તો કોઈ કાળે માણસ બની શકશે નહિ..."

વિમલે કહ્યું: " અને બીજું શું ? કહે..."

મસ્તક નીચું રાખીને વિભાવરી બોલી: " તમે બાપુજીના વિચારો તો જાણો છો !...તેમણે કહ્યું હતું કે, પૈસો વધારે હોય એટલે માણસ બની શકાતું નથી. જે લોકો ગવર્મેન્ટની લોનના વ્યાજ અને જમીનદારીની આવક પર નભતા હોય, મોટા ગાદી તકિયા પર આડા પડીને કે મોટરગાડીમાં ફરીને વિચરતા હોય, એના કરતાં મહિને પચીશ રૂપિયા કમાઈને જે માણસ પોતાના પરિવારનું પ્રતિપાલન કરી શકે છે,—એ મહાન છે. બાપુજી એ પણ કહેતા હતા કે હું મારી પુત્રી કોઈ ધનપતિના છેલબટાઉ પુત્રને કે કોઈ જ્યાં ત્યાં ફરતા કામ ધંધા વગરના માણસને કદી આપીશ નહિ!"

વિમલે કહ્યું: " મારી સાથે જો તારાં લગ્ન થાય-જે એક રીતે નક્કી થયેલી વાત છે-તો કોઈપણ વિષયમાં હું તને દુઃખી નહિ કરું, એ બાબતની ખાત્રી આપી શકું છું. અને બર્મામાં જઈને ગમે તેટલું નુકશાન કરીને હું અહીં આવ્યો છું, પણ ત્યાં કોઈને દગો દીધો નથી: જુગારી કે શરાબી બન્યો નથી : અથવા બદખ્યાલની કોઈ પ્રવૃત્તિ-કોઈ દિવસ મારા હાથે થઈ નથી: આટલી વાતનો તું—વિશ્વાસ રાખજે."

વિભાવરીએ કહ્યું: "એ વાત નથી...તમે અવળું સમજ્યા છો!"

વિમલે કહ્યું: "મારા સંબંધે જરૂર તેમણે કંઈક કહ્યું હશે! સાંભળું તો એ..."

વચ્ચે જ વિભાવરી બોલી: "બાપુજીની ઇચ્છા એવી છે, કે જેના હાથમાં મને સોંપે, તે કામકાજ કરનાર હોય....એ કામકાજ કરવા સંબંધે બાપુજીના વિચારો ચોક્કસ છે અને એ દિશાથી તેઓ નિશ્ચિંત બનવા માગે છે."

ક્ષુબ્ધ અભિમાનથી વિમલનું મન પુલી ઊઠયું! Out of sight, out of mind? વિમલ બોલ્યો: "ત્યારે બર્મામાં મને જે નિષ્ફળતા મળી, એટલા માટે બાપુજી મારો ત્યાગ કરશે?"

"એમ નથી...તમે કદાચ સાંભળ્યું હશે કે મારા મોટાભાઈ જ્યારે અવસાન પામ્યા ત્યારે તેઓ ઘણું દેણું રાખી ગયા હતા. બાપુજીએ પોતાના પ્રયત્નથી એ બધું દેણું ચૂકવીને ફરીવાર સઘળું વ્યવસ્થિત કર્યું છે.—બાપુજી હંમેશા કામ કરતા રહ્યા છે, આજ આવડી મોટી વયે પણ કામ છોડીને ઘેર બેસી રહેવું ઇચ્છતા નથી! આ માટે બાપુજી વારંવાર કહે છે, ગમે તે માણસ, પછી ભલે તે સાવ ઓછા પૈસા પેદા કરી શકતો હોય, પણ ધંધો કરવાની વૃત્તિ અને તાકાતમાં જ એની કિંમત છે!"

પ્રશ્નભરી નજરે વિમલકાન્તિ વિભાવરી સામે જોઈ રહ્યો.

વિભાવરીએ કહ્યું: "હું જે કહું, તે સાંભળશો?"

"કહે."

વિભાવરીએ કહ્યું: "બાપુજીને જ તમે કહો કે, એમના કારોબારમાંથી કોઈ એક કામ તમને આપે...તમે પોતે એમને નહિ કહો તો બાપુજી પોતા તરફથી કદી બોલશે નહિ!...એમનો સ્વભાવ તો તમે જાણો છો. એમની ઇચ્છા પણ એવી છે કે તમે એમના હાથ નીચે તૈયાર થાઓ......"

વિમલકાન્તિએ કહ્યું : "એક વાત સાચી કહીશ?"

"કેમ નહિ કહું?"

વિમલકાન્તિએ કહ્યું : "મારી સાથે તારા લગ્ન કરવાની બાપુજીની ઇચ્છા નથીને?"

વિભાવરી બોલી : "દિવાના ન બનો. સમજો, જિંદગી એ કોઈ નવલકથા નથી. તમારી સાથે મારાં લગ્ન થાય એવી વાત તો આપણે ખૂબ નહાનાં હતાં ત્યારથી થઈ છે. પણ એટલા માટે હું અધીર બનીને બાપુજીને કહું કે......'હા...! અને બાપુજી જો કહે કે 'ના,—આ લગ્ન નહિ બને' તો હું આત્મહત્યા કરીશ...એવી બધી વાત તમે મનમાં વિચારતા હો, તો હું માનીશ, કે તમારી બુદ્ધિનો લોપ થયો છે!...જો કે એવું નથી...તોય આ પ્રશ્ન જ્યારે નીકળ્યો છે અને આપણે બંને સાથે રહીને મોટાં થયા છીએ...અને આપણા બંને વચ્ચે જ્યારે...એટલે..."

વિમલ વચ્ચે બોલ્યો : "પ્રેમ..."

વિભાવરીનું વદન લાલ થઈ ગયું. તે બોલી : "માની લો કે એમ જ...તોય બાપુજીની ઇચ્છા સામે હું બળવો કરું, એવું મન મારું નથી!...કોઈપણ કારણે આપણા લગ્ન નહિ થાય, તો મને દુઃખ થશે...પણ એથી બાપુજી સામે હું વિરોધ નહિ પોકારું. બાપુજીની ઇચ્છાને હું જરૂર શિરોમાન્ય કરીશ!"

એક નિશ્વાસ નાખીને વિમલે કહ્યું : "હં!"

ત્યાર પછી તે મૌન રહ્યો!

વિભાવરીએ કહ્યું : "શું વિચારો છો?"

વિમલે કહ્યું : "જો લગ્ન થાય તો?"

વિભાવરી બોલી। "તો મારા જેટલો આનંદ કોઈને નહિ થાય...બાપુજી આવી રહ્યા છે......"

# ૮

વિભાવરીનું વાક્ય પૂરું થાય એ પહેલાં જ એ ખંડમાં પ્રિયશંકર આવ્યા. વિમલકાંતિએ ઊઠીને સાષ્ટાંગ નમસ્કાર કર્યા.

પ્રિયશંકર ખુરશી પર બેઠક લઈને બોલ્યા: "ઘણાં પૈસાનું નુકશાન કરી આવ્યો ?"

સંકોચભર્યા સ્વરે વિમલ બોલ્યો: "અજાણ્યો દેશ......ધંધાનો કશો અનુભવ નહિ !"

પ્રિયશંકર બોલ્યા: "હં,......તારી ઉંમરે risk કરવું ખોટું નથી!......તોય કોઈ પણ જોખમની મર્યાદા જરૂરની છે......જવાદો, વેળાસર પાછો આવી ગયો છે!......થોડો ઘણો અનુભવતો મળ્યો... તને એ કહેવત તો યાદ છે ને, હાર એ જીતના પગથિયા સમાન છે."

કહીને પ્રિયશંકર હસ્યા.

વિભાવરીએ કહ્યું: "તમારા માટે ચા લાવવાનું કહું, બાપુજી..."

વિભાવરી આ ખંડમાંથી બહાર ચાલી ગઈ.

પ્રિયશંકરે સિગાર સળગાવીને કહ્યું: "હવે શું કરીશ, એ નક્કી કર્યું છે ?"

વિભાવરીનો એ ઈશારો......

વિમલકાંતિએ કહ્યું : "આપની પાસે એટલા માટે જ આવ્યો છું......આપ મને તક આપો, જેથી હું કામકાજમાં તૈયાર થઈ શકું."

મૃદુહાસ્ય સાથે પ્રિયશંકર બોલ્યા : "કેવા પ્રકારની તક, કહે......"

વિનયપૂર્વક વિમલકાંતિએ કહ્યું : "એટલે, ઘણા સ્થળોએ આપની ઑફિસો છે, એમાની કોઈ પણ ઑફિસમાં જો મને તક આપો તો !......આપ ગમે તે પ્રકારનું કામ મને આપજો. હું હવે એક પણ દિવસ નકામો ગાળવા રાજી નથી."

પ્રિયશંકર બોલ્યા : "હં......"

ત્યાર પછી તેઓ કંઈક વિચારવા લાગ્યા.

થોડીવાર વિચાર કર્યા પછી તેઓ બોલ્યા : "વિભા સાથે લગ્ન કરવાની આશા કે ઈચ્છા મનમાં રાખે છે ?"

વિમલે આ પ્રશ્નનો ઉત્તર ન આપ્યો. તે નીચું જોઈને ચુપચુપ બેસી રહ્યો.

પ્રિયશંકરે કહ્યું : "સંસારનો નિયમ જાણે છે, ભાઈ ? સ્ત્રીને સુખી રાખવા ખાતર જે સ્વામી નિષ્ઠાપૂર્વક કામકાજ કરે છે: પોતાના દુ:ખ કષ્ટને દુ:ખ કષ્ટ તરીકે માને નહિ, એવા સ્વામીને સ્ત્રીઓ ભક્તિ, શ્રદ્ધા અને પ્રેમથી ચાહે છે. જે સ્વામી એ કરતો નથી, કરી શકતો નથી, એ સ્વામી કોઈપણ કાળે સ્ત્રીનો પ્રેમ કે સ્ત્રીની ભક્તિ પામી શકતો નથી......એ પામવાની એનામાં યોગ્યતા પણ હોતી નથી. જરૂર, જે સ્ત્રીમાં પ્રાણ છે, મન છે......જીવંત મન......એવી સ્ત્રીની હું વાત કહું છું......a wife worth havig......I mean, a wife who has spirit and a mbition. વિભા બરાબર આવા જ મનની સ્ત્રી છે. મારી પાસે પુષ્કળ ધન છે. માની લો, કે

એમાંથી હું કશું તમને ન આપી જઉં......તું કદાચ સામાન્ય ધંધો કે માસ્તરી કરીને દિવસ વિતાવે, મહિને ચાલીશ રૂપિયા ખાતર કદાચ તું ધંધામાં કે નોકરીમાં તન્મય બની જાય, એમ થાય તો પણ તારા સંસારમાં રસોઈ વગેરે અઘરું કામ કરીને પણ વિભા સુખથી રહેશે–આનંદ પામશે......અને એના બદલે મારા પૈસાના આધારે ગાદી તકીઆ પર આડો પડીને શેઠાઈમાં દિવસો વિતાવે, વિભાની જરાયે અવહેલના કર્યા વગર તું એને માથા પર રાખે, પણ એવા વિલાસી સ્વામી પ્રત્યે વિભા કોઈ કાળે શ્રદ્ધા, ભક્તિ કે પ્રેમ રાખી શકશે નહિ. એથી તે જરાય સુખી નહિ બને, એવું શિક્ષણ વિભાએ મેળવ્યું છે. એના મનનો આ પરિચય હું જાણું છું. અને એ પરિચયમાં જેવો ગર્વ...તેવું ગૌરવ પણ હું અનુભવું છું......"

પિતૃગર્વથી પ્રિયશંકરનું વદન પ્રદીપ્ત બની ગયું. વિમલકાંતિએ એ તેજ સ્પષ્ટ ભાવે નિહાળ્યું.

વિમલે કહ્યું : "મને સ્વીકારવામાં આપને જો કશો વાંધો ન હોય, તો આ રીતે યોગ્યતા પ્રાપ્ત કરવાનો સુયોગ આપ મને એક વખત આપો..."

પ્રિયશંકરે ગંભિર સ્વરે કહ્યું : "હં......"

ત્યાર પછી ઘડીભર વિમલ સામે સ્થિર–અચલ નજરે જોઈને તે બોલ્યા : "સાંભળીને રાજી થયો......સારું, મારા હાથમાં તારી જાતનું સમર્પણ કરવા તું રાજી છે ને?"

વિમલે કહ્યું : "મારું એ સૌભાગ્ય ન હોય, તો પણ હું મારી જાતને આપના હાથમાં સોંપવા માટે જ આવ્યો છું! આપ મારા પિતાના મિત્ર......નાનપણથી મને સંભાળી રહ્યા છો......મારા પર

સ્નેહ રાખો છો. આપ મને જે ઉપદેશ આપશો, જે માર્ગ દેખાડશો, એવું અન્ય કોઈ નહિ કરી શકે."

પ્રિયશંકર બોલ્યા : "હં......હં......"

પ્રિયશંકરે કંઈક વિચારીને કહ્યું : "સારું......ત્યારે એક કામ કર......તારા જેવો જુવાન તૈયાર થઈ શકે છે કે નહિ, એ હું જોવા ચાહુ છું. અર્થસંકટ વખતે જોઈ શકાય છે, કે વિદ્વાન – બુદ્ધિમાન જુવાનો પણ દિવાના માફક ચારે તરફ આથડતા હોય છે. સહુનું લક્ષ્ય, એકદમ લક્ષાધિપતિ થવાનું હોય છે......લખપતિ થતાં પહેલાં પાઈએ પાઈને વ્યવસ્થિત સાચવવી જોઈએ અને ત્યારે જ એ સાચવણીમાંથી લાખ રૂપિયા ભેગા થઈ શકે છે. આ સત્ય મનમાં જાગતું નથી......પાઈ પૈસાની અવગણના કરીને એ બધા લાખ રૂપિયાના સ્વપ્નમાં મસ્ત બનીને દોડાદોડી કરે છે......પરિણામે, થાકી જાય છે– નિરાશ બને છે. લાખલાખ રૂપિયા એના પગતળે કચરાઈ જાય છે. લખપતિ થવાના મૂળમાં અસાધારણ ધીરજ અને ધંધા પ્રત્યે પ્રમાદ વગરની નિષ્ઠા રહેલી છે. તું ઑફિસમાં સહુથી નીચા દરજ્જાનું કામ કરવા તૈયાર થઈ શકે છે? એથી તારો ગર્વ ઝાંખો તો નહિ પડે ને? આત્મ સમ્માન પર આઘાત તો નહિ લાગેને? મનમાં કોઈ પ્રકારનો ક્ષોભ......લાજ......વિરક્તિ......"

વિમલે કહ્યું : "ના...સહુથી હલકું કામ મને આપો. હું કેવળ કામ માગું છું."

"સારું. ત્યારે મારી કલકત્તાની ઑફિસમાં તને હું રવાનગી વિભાગના કામ પર મૂકીશ......"

વિમલકાન્તિ રાજી થયો. ખુશ મનથી તે બોલ્યો : "કાલે જ મને જોડાઈ જવાનું કહેશો, તો પણ હું રાજી છું."

"કદાચ હું એમ કહું કે તારે પિયોનનું કામ કરવું પડે તો? નકલ ઉતારવાનું કામ કરવું પડે તો?"

"એમાં મારો કશો વિરોધ નહિ હોય."

"ખુશ મનથી એ કામની જવાબદારી લઈશને?"

"હા."

"ઓલરાઈટ!......એ પહેલાં એક વાત છે."

"કહો......"

વિભાવરી આવીને બોલી: "ચા માટે કહી આવી છું. તમારા માટે તો ફળ લાવેને બાપુજી?"

પ્રિયશંકરે કહ્યું: "હા .....પણ વિમલ માટે તો કંઈક ખાવાનું લાવ મા. માત્ર ચા આપીશ! આટલા દિવસો પછી આવેલ છે..."

વિભાવરીએ કહ્યું: "એ બધી વ્યવસ્થા કરી છે. જેને જે દેવાનું છે, એમાં મારી ભૂલ નહિ થાય, બાપુજી."

પ્રિયશંકરે કહ્યું: "હું સમજું છું બેટા......તું કદી ભૂલ ન કરે......"

ત્યાર પછી તેમણે વિભાવરી સામે ઘડિભર જોઈને કહ્યું: "વિમલ સાથે કામની વાત થતી હતી......વિમલ કામ ચાહે છે. હું એને કલકત્તા મોકલું છું. ઓફિસમાં રવાનગી વિભાગમાં એક માણસની આવશ્યકતા છે. હમણાતો બીજું કામ નથી......થોડા દિવસ આ કામ કરે. દુનિયા સાથે પરિચય થશે......ત્યાર પછી જોઈ–વિચારીને કોઈ સારા કાર્યનો ભાર આપીશ......પણ મારે હજી એની સાથે કેટલીક વાત કરવાની છે, વિભા......બિજનેશ ટેકટ્......તું દસબાર મિનિટ માટે જરા જા."

"જઉં છું......"

કહીને વિભાવરી ચાલી ગઈ.

વિભાના ગયા પછી પ્રિયશંકર બોલ્યા : "હવે હું જે વાત કહેવા માગું છું, એ તારી અને વિભા સંબંધી છે......અર્થાત્ નાનપણથી એક વાત ચાલી આવે છે...એ ઉપરાંત તમે રક્તમાંસના જીવ...એ વાત તમારા બંનેના પ્રાણ મનમાં મળેલી છે......અટલે, પરસ્પર બંનેનું આકર્ષણ છે...પ્રેમ...તે સિવાય વિભા બહારના કોઈ સાથે ખાસ કરીને હળતી મળતી નથી. એનું કારણ છે, હળવા મળવા સંબંધી મારો નિષેધ છે, એવું નથી. પણ, જેની સાથે હળી મળી શકાય, એવા માણસનો અહીં અભાવ છે......તેથી નાનપણથી જે વાત સંભળાતી આવી છે, તે પરથી વિભાના મનમાં એ ધારણા દૃઢ થઈ છે કે, તું એનો સ્વામી થઈશ ! અને એટલા જ માટે વિભા પણ તને ચાહે છે...નાટક નોવેલમાં આપણે જે પ્રેમ વાંચીએ છીએ... કદાચ એવો પ્રેમ હોય. એમ હોય, તો પણ એનો દોષ નથી...... she may think, she ls in love with you એટલે એને પણ મારે જરા સાવધ કરવી પડશે. હવે એના લગ્ન કરવાં જ પડશે...જીવનનો મોટામાં મોટો એ પ્રશ્ન છે...લગ્ન ઉપર જ એના સમગ્ર જીવનનો આધાર છે!..."

પ્રિયશંકર મૌન રહ્યા. વિમલ એકાગ્ર મનથી એની વાત સાંભળી રહ્યો હતો......"

પ્રિયશંકરે ફરીથી વાત શરૂ કરી: "તું તો હવે કલકત્તા જાય છે...વિભાને એના મન સાથે વિચારવાની તક આપવી જોઈએ ! ... હવેથી તમે બંને મળો એમ હું ઇચ્છતો નથી. તેમ કોઈને પત્ર પણ લખવાનો નથી, માત્ર એક વરસ માટે. સમજ્યો ?"

વિમલ ચમકી ઊઠયો...મોઢેથી કશું બોલી શક્યો નહિ.

પ્રિયશંકર બોલ્યા : "એકાદ પોસ્ટકાર્ડ પણ નહિ. બર્માથી તેં વિભાને જે જે પત્રો લખ્યા હતા, તે મેં જોયા છે......વિભા મને દેખાડતી...એ બધા પત્રો વાંચીને તારા મનનો પરિચય મને મળ્યો છે, એ પત્રો સારા હતા. એમાં કોઈ પ્રકારના લાગણી વેડા કે કોઈ પ્રકારની મૂર્ખતા નહોતી. હું એક વર્ષ માટે પત્ર વ્યવહાર કરવાની ના પાડું છું, એનું કારણ કહું: તારે હવેથી માત્ર કામમાં જ પરોવાઈ રહેવાનું છે. તું ઑફિસના કાર્યમાં તારું મન ઓતપ્રોત કરી શકે... વિભા જો તને ખરેખર ચાહતી હશે, તો તારો પત્ર ન મળતાં પણ એ પ્રેમ એવોને એવો રહેશે! અને આ જો માત્ર જુવાનીનો મોહ હશે, તો એ મોહ પર માણસ જીવન ઘડી શકશે નહિ. તમે એક બીજાને પત્ર નહિ લખો અને મળશો નહિ એટલે તમે તમારાં મનને બરાબર સમજી શકશો. આ તક તમારે બંનેએ સ્વીકારવી જોઈએ એમ હું માનું છું."

ઉદાસ નયને વિમલ બહારની દિશા સામે જોઈ રહ્યો...નિરુત્તર! એક વર્ષ સુધી એકાદ પત્ર પણ લખવો નહિ?

પ્રિયશંકર બોલ્યા : "શું કહે છે? મારા હાથમાં તું તારી જાતને સોંપવા માગતો હોય તો આ મારી શરત છે...do you accept?"

ઉછળતા નિશ્વાસને દબાવીને વિમલ બોલ્યો : "એમ જ થશે."

પ્રિયશંકરે કહ્યું : "તો પછી પરમ દિવસે કલકત્તા જવાની તૈયારી કર. હું અજીતપર એક ચિઠ્ઠી લખીશ...અજીત ત્યાંનો મેનેજર છે. એ ચિઠ્ઠી લઈને તું અજીતને મળજે. ત્યાર પછી એ તને જે કામ સોંપે......"

વિમલના મનમાં થયું, એક પળમાં જાણે પોતાનું કાર્ય નક્કી થઈ ગયું!...બે દિવસ પહેલાં જે ભાવિ અનિશ્ચિત, અવિદિત હતું – શું કરવું, એ બાબતનું કોઈ કર્તવ્ય નક્કી કરી શકાયું નહોતું...આજ પળવારમાં એ ચોકસ થઈ ગયું.

પ્રિયશંકર બોલ્યા : "અજીતને હું તારા માટે કોઈ ખાસ ભલામણ નહિ જણાવું...માત્ર એટલું જ લખીશ કે આ છોકરાને હું માણસ બનાવવા ઇચ્છું છું. આથી વિશેષ એક શબ્દ નહિ લખું! તારા અને વિભા સંબંધે મારા મનમાં જે ઇચ્છા છે, આશા સેવું છું, તે સંબંધમાં તું અજીત સમક્ષ એનો હળવો આભાસ પણ વ્યક્ત નહિ થવા દે."

ગંભિર સ્વરે વિમલ બોલ્યો : "એમ જ થશે."

# ૯

વિમલ કલકત્તા આવ્યો.

પ્રિયશંકરની કલકત્તાની ઑફિસ ડેલહાઉસી સ્કવેરમાં હતી.

વિમલ આવીને પ્રથમ તો બેંગાલ હોટલમાં ઊતર્યો. તેણે નક્કી કર્યું, પ્રથમ ઑફિસનું કામ સમજીને ઑફિસની બાજૂમાં કોઈ સારો લતો જોઈને મકાન શોધી લઈશ. આટલે દૂર રહેવામાં એને કોઈ આકર્ષણ નહોતું કે કોઈ સાર્થકતા નહોતી !

કલકત્તામાં આવી, હોટલમાં નામ લખાવી, એક ખંડમાં સર-સામાન રાખી દશ વાગ્યાની અંદર સ્નાનાહાર પતાવીને વિમલ પ્રિયશંકર બાબુની ઑફિસે જવા બહાર નિકળ્યો.

એક ભવ્ય મકાનના ત્રીજા મજલે ઑફિસ હતી. ઑફિસનું નામ હતું ઈસ્ટર્ન ટ્રેડર્સ.

એક વિશાળ હૉલમાં પાર્ટીશન ગોઠવીને ઘણા નાના મોટા ખંડ ઉભા કરવામાં આવ્યા હતા. એવો એક ખંડ મેનેજરનો હતો. સ્લીપ મોકલાવીને વિમલ, મેનેજર અજીત ચેટર્જીના ખંડમાં ગયો.

સામેના ટેબલ પર મેનેજર ચેટર્જી બેઠા હતા – એની એક બાજૂ લેડી ટાઈપિસ્ટ...બીજા ખંડોમાં એસીસ્ટન્ટ મેનજર, એકાઉન્ટન્ટ અને અન્ય વિભાગોના કર્મચારી વગેરે હતા.

અજીત ચેટર્જી સાહેબ જેવો જણાતો–એ ચાર વરસ પહેલાં યુરોપમાં જઈ આવેલ. ઑફિસમાં એને સહુ ચેટર્જી સાહેબ કહીને બોલાવતા.

વિમલે તેના હાથમાં પ્રિયશંકરની ચિઠ્ઠી આપી. ચેટર્જી સાહેબે ચિઠ્ઠી વાંચીને કહ્યું : " આપ વિમલબાબુ ? "

" જી, હા. "

" સારું, જરા બેસો. "

ચેટર્જી સાહેબે એક કાગળ હાથમાં લઈને સાદ કર્યો : – " મિસ વેસ્ટ......"

લેડી ટાઈપિસ્ટ કાગળનું એક પેઈડ લઈને ચેટર્જી સાહેબની સામેની ખુરશી પર બેઠી. ચેટર્જી સાહેબ કાગળ ડીકટેટ કરાવવા લાગ્યા અને મિસ વેસ્ટ શોર્ટ હેન્ડ નોટ લખવામાં તદ્રુપ બની. કાગળ પૂરો થયો એટલે ચેટર્જીએ કહ્યું : " કાગળ ટાઈપ કરી મારી સહી લઈ ને તું પોતે જોઈ જજે. આ કાગળ હમણાં જ ડીસ્પેચ કરવાનો છે. "

તરુણી ટાઈપિસ્ટ મસ્તક નમાવી સંમતી જણાવીને પોતાના સ્થાને બેસી ગઈ.

ત્યાર પછી અજીત ચેટર્જીએ વિમલ સામે જોઈને કહ્યું : " ચિઠ્ઠીમાં જે લખ્યું છે તે આપ જાણો છો ? "

વિમલે કહ્યું : " એ ચિઠ્ઠી તેમણે મને વાંચી સંભળાવી હતી. "

" ઓલ રાઈટ ! અમારી બે ત્રણ નવી સ્કીમ હજી વિચારાઈ રહી છે. ત્યાર પછી આપને કેટલાક પ્રકારની ટેકનીકલ લાઈન શીખવી પડશે. જમીન લે – વેચ કરવાનું કામ છે. અમે કલકતામાં જમીન લે – વેંચનું કામ કરીએ છીએ – બંગાલમાં પણ ચાલે છે. એ માટે

આપને જમીનની વેલ્યુએશનનું કામ શીખવું પડશે. સર્વે, કેનવાશિંગ. એ સિવાય લે-વેંચનો કાયદો પણ વાંચીને વિચારી જવો પડશે. તે સિવાય યુરોપ અમેરિકામાં માલની રવાનગી કરવામાં આવે છે. એ માટે વિદેશી રેલ-સ્ટીમરનું ભાડું, પરદેશી ચલણની દ્રષ્ટિ, અર્થાત એવા પરચુરણ કામ જાણી લેવાં પડશે. એ સિવાય લોકો સાથે મળવાનું, વેપારી રીતે વાતો કરવાનું વગેરે કામ પણ સમય મળે એટલે કરવાનું. મિસ્ટર રાય લખે છે કે આપને દરેક દિશાના કાર્યમાં તૈયાર કરવાનાં છે. ”

આ વાતથી વિમલને ખૂબ આનંદ અને ગર્વ થયો. તેના ઉપર પ્રિયશંકરે ભવિષ્યનું કેવું વિશાળ સ્વપ્ન રચ્યું છે ! એ સ્વપ્ન તે જરૂર સફળ કરશે – એ સફળતા માટે જે પુરેપૂરી તપશ્ચર્યા ને સાધના કરવાની હશે તો પણ વિમલ એમાં પાછો નહિ પડે. પ્રિયશંકરનો મનોભાવ યાદ કરીને વિમલ જાણે માનસ–નયને જોવા લાગ્યો. ભવિષ્યમાં ઑફિસના સર્વોચ્ચ આસન પર પોતે બેઠો છે અને આજે જે મેનેજર મુરબ્બી રીતે વાતો કરી રહેલ છે, તે સાહેબ પોતાની સામે હાથ જોડીને ઊભા રહ્યા છે !

આહ, તે દિવસ આવશે ? ક્યારે ? ક્યારે ? જરૂર એક વરસની અંદર ! પણ કોને ખબર છે, કદાચ આજથી દોઢ વર્ષ પછી...

આ વિચારોની સાથે મનમાં પૌરાણિક યુગની કથા યાદ આવી ! એ યુગમાં નાયક અધિનાયક વગેરે સાધનાથી પત્ની મેળવી ગયા હતા. શ્રી રામચંદ્રને હરધનુ ભાગવું પડ્યું હતું, અર્જુનને મત્સવેધ કરવો પડ્યો હતો. પોતે પણ એવી રીતે શ્રી રામચંદ્રની માફક, અર્જુનની માફક કર્મ સાધનામાં સફળતા બતાવીને વિભાવરીને પત્ની રૂપે મેળવશે !

જો આ સાધના વ્યર્થ જાય તો ?

એમ શા માટે બને ? ઉદ્યોગિનં પુરુષસિંહમ્......

પૂર્વકાળના બ્રહ્મચર્યનું પોતે પાલન કરશે. આમોદ પ્રમોદ, ચપળતા, અવિવેક વગેરેને વિસર્જન કરીને કેવળ કાર્ય પાછળ તપશ્ચર્યા.........!

આશાથી પ્રફુલ્લ બનીને મન બોલ્યું: 'બીજા પાંચ માણસો જ્યારે સફળતા મેળવે છે, તો તું શા માટે નહિ મેળવી શકે ? તારા કરતાં શું એ લોકોની શક્તિ વધારે છે ?'

અજીત ચેટર્જીએ કહ્યું : " અનેક પ્રકારના માણસો સાથે આપણો કારોબાર છે. વિદેશીઓમાં ખાસ કરીને જાપાની લોકોને સમજવા જરૂરી છે – એ માટે ઘણી કલા જોઈએ. એનું મન પારખી લેતાં શીખવું એ મુખ્ય ચાવી છે. ત્યાર પછી આપણા ગૂજરાતીઓ અને મારવાડીઓ...એનું મન સમજવું તો ભારે કઠણ છે. એના માટે ખુશ મિજાજ અને અસાધારણ ધૈર્ય જોઈએ......હં, પણ આપ અહીં ક્યાં ઊતર્યા છો ?"

વિમલે કહ્યું : " પાર્ક સાર્કસ તરફ એક હોટલમાં ઉતર્યો છું... પછી એકાદ સ્થાન શોધી લઈશ."

અજીત ચેટર્જીએ કહ્યું : "સ્થાન માટે તો બાલીગંજ, બ્રિડન-સ્ટ્રીટથી શ્યામબાજાર, ચિતરંજન એવન્યુ, અથવા ભવાનીપુર... આમાંથી કોઈ સ્થળ શોધી લેવું જોઈએ. સામાજીકતાની જરૂર હોય છે અને ચાલ ચલનમાં પણ થોડી ચપળતા જોઈએ !"

વાત કહેતાં કહેતાં અજીત ચેટર્જીએ વિમલને પગથી તે માથા સુધી બરાબર નીરખી લીધો. ત્યાર પછી કહ્યું : "ચપળતામાં ખામી નહિ આવે. તમે ખૂબ કુશળ દેખાઓ છો. હં, આજથી જ જો કહો તો...મિસ્ટર રાય લખે છે કે તરત દાખલ કરો...પણ આપને ક્યાં મૂકવા, એ જરા વિચારવાનું છે !"

વિમલે કહ્યું : "જે કામ આપશો તે કરીશ. એમણે તો કહ્યું છે કે પિયોનનું કામ આપે, તો પણ કરવું."

હસીને અજીત ચેટર્જીએ કહ્યું : "મિસ્ટર રાય પાસે કામની ખૂબ કિંમત છે. એમના પોતાના જીવનની એક વાત સાંભળવી છે ?"

"હા..."

અજીત ચેટર્જીએ કહ્યું : "એ વખતે કારોબારની પ્રગતિની શરુઆત હતી. ડેક પર માલ ઉતરેલો – કોઈ પણ કારણે મજૂરોએ હડતાલ પાડી. અમારા કલીયરીંગ એજન્ટે કહ્યું કે મજૂરી વધાર્યા વગર માલની ડીલેવરી લેવી મુશ્કેલ છેઃ મિસ્ટર રાયે કહ્યુંઃ 'તમારી સાથે થયેલા કોન્ટ્રેકટ મુજબ તમે મારો માલ કલીયર કરવા બંધાયેલા છો.' એજન્ટે કહ્યુંઃ 'મજૂરીનો દર વધાર્યા વગર કોઈ મજૂર મળી શકશે નહિ.' મિ. રાયે કહ્યું : 'કંઇ નહિ, આપ દૂર રહો – આ માલ આજે જ હું લઈ જઈશ. તક જોઈને આ પ્રમાણે દર વધારવાની વાતને હું કદી સ્વીકારીશ નહિ.' આટલું કહીને મિ. રાય કોટ ઉતારીને જાતે માલ ઉઠાવવા ગયા. એમને જોઈને અમે પણ માલ ઉપાડવા લાગ્યા. મિસ્ટર રાયે કહ્યું : 'કોઈ પણ કાર્યમાં શરમ નથી...માત્ર ભિક્ષા માગવી એ જ અપમાન જનક છે!"

વિમલે કહ્યું : આપ મને મજૂરીનું કામ આપશો, તો પણ મને સંકોચ નહિ થાય."

અજીત ચેટર્જીએ કહ્યું : "આપને હું મારા સેક્રેટરીની નીચે રાખવા માગું છું. થોડા દિવસ એમની પાસે રહો...તેઓ આપને જે કામ બતાવે, તે કરજો. સમજ્યા ? આપ નહિ જાણતા હો, પણ હું જાણું છું,......ત્યારે હું નિશાળમાં ભણતો, કલકત્તામાં એ વખતે ઇલેકટ્રીક ટ્રામ નહોતી ચાલતી. ટ્રામને ઘોડા ખેંચતા. જે ઘોડાઓ ટ્રામને ખેંચતા તે ઘોડાઓ વાંક વળી શકતા નહિ, એ વખતે એની

જગ્યાએ બીજા ઘોડા જોડવામાં આવતા. એ ઘોડા એટલો વળાંક પૂરો કરી દેતા. એ ઘોડા ટ્રામને લઈ જતા નહિ. એની ફરજ એટલી જ હતી કે દરેક ટ્રામને વળાંક પાર કરી દે. આપ પણ એ ટ્રામની સ્પેશિયલ ડ્યુટી બજાવનાર ઘોડાની માફક કામ કરો. અર્થાત્ જે કામમાં જ્યારે જરૂરિયાત હોય, ત્યારે તમારે એ કામ કરવાનું! સેક્રેટરીને હું બોલાવું છું."

અજીત ચેટર્જીએ ઘંટડી બજાવી. પટાવાળો આવ્યો. અજીત ચેટર્જીએ કહ્યું : બિહારીબાબુ..."

એક કદાવર માણસ આવ્યો. બંગાળી પોષાક.

અજીત ચેટર્જીએ કહ્યું : "આ જુવાનને આપની પાસે રાખો. જે કાર્યમાં જરૂર હોય તે કાર્યમાં એમને ગોઠવતા રહેજો. અર્થાત્ તેઓ અહીં હાલ તુરત તો Jack of all trade...સમજ્યા ?"

વાક્ય પૂરું કરીને અજીત ચેટર્જી હસ્યા.

બિહારીબાબુએ કહ્યું : "આજથી જ કામ સોંપવાનું છે ?"

અજીત ચેટર્જીએ કહ્યું : "ફ્રોમ ધીસ અવર ! યસ ! અચ્છા વિમલબાબુ, આપ ત્યારે બિહારીબાબુ સાથે જાઓ. મારે હજી ઘણું કામ બાકી છે...આ મોટો થોકડો...એ બધું હમણાં જ તપાસીને એની વ્યવસ્થા કરવાની છે."

વિમલ બિહારીબાબુ સાથે એના ખંડમાં ગયો. બિહારીબાબુએ કહ્યું : "આપ એક કામ કરો, ડે–બુકના સરવાળા તપાસી જાઓ. ત્યારપછી એ હિસાબ પાકા ચોપડામાં પડશે"

વિમલ માટે તો કામ મળી ગયું. એનુ આસન બિહારીબાબુના

આસનની બાજૂમાં જ એક ટેબલ સામે ગોઠવાયું. ઑફિસના હાજરી પત્રકમાં સહી કરીને આજથી જ કર્મચારીની નામાવળીમાં નોંધાયો. સાંજે મેનેજરની સહીવાળો એક પત્ર મળ્યો...એમાં જનરલ એસીસ્ટન્ટની જગ્યાપર ગોઠવ્યાની હકિકત-ઉપરાંત દરમહિને સો રૂપિયા પગાર ટ્રાવેલીંગ તથા હાઉસ એલાવન્સના પંચોતેર રૂપિયા...મળીને એકસો પંચોતેર રૂપિયા મળવાની વિગત હતી.

આ પત્ર માન્ય રાખીને વિમલકાન્તિએ એક છાપેલા ફોર્મ પર સહી કરી દીધી.

પાંચ વાગે રજા.

વિમલકાન્તિએ વિચાર્યું. હોટલમાં જઈ હાથ મોં ધોઈને મેનેજરે કહેલા લત્તામાં મકાન માટે તપાસ કરવી.

વિમલ આ વિચાર સાથે લિફ્ટમાં નીચે ઉતરી રહ્યો હતો – એ લિફ્ટમાં એક દેખાવડા તરુણ સાથે પરિચય થયો. એ તરુણ આ ઑફિસમાં જ કામ કરતો હતો...એકાઉન્ટન્ટની નીચે. તરુણનું નામ સુવ્રત–ગાંગુલી. એકાઉન્ટન્ટનો એ સંબંધી પણ હતો.

સુવ્રતે કહ્યું : "આ ઑફિસમાં આપ આજે જોઈન્ટ થયા ?"

વિમલે કહ્યું : "જી, હા."

"કયા ડીપાર્ટમેન્ટમાં ?"

વિમલે કહ્યું : "કોઈ ડીપાર્ટમેન્ટ નક્કી નથી થયું. જનરલ આસીસ્ટન્ટ તરીકે મારી નિમણુંક થઈ છે. મિસ્ટર ચેટર્જીએ કહ્યું છે, જ્યાં જરૂર પડે ત્યાં મારે કામ કરવું."

સુવ્રતે કહ્યું : "સાંભળ્યું છે કે, શેઠે આપને મોકલ્યા છે. આપના માટે પોસ્ટ ક્રિયેટ થશે."

વિમલ બોલ્યો: "એવું તો કંઈ દેખાયું નથી. રાંચીથી તેમણે તો કહી દીધું છે કે, ખુરશી પર બેસવાથી માંડીને મજૂરી કરવા સુધીનું કામ સંભાળવાનું છે..."

સુવ્રત હસ્યોઃ હસીને બોલ્યો : " એ જ આપની અનિવાર્યતા પૂરવાર કરે છે...સારું...પણ આપ અહીં ક્યાં રહો છો ? "

" હજીસુધી કોઈ ચોક્કસ સ્થળ નક્કી નથી કર્યું. બેચાર દિવસમાં એકાદ ઝાડ જોઈને એની ડાળે માળો બાંધી લઈશ..."

સુવ્રતે કહ્યું : " તો પછી લેક બાજૂ આવોને. સરસ નવા મકાનો મળશે...ફ્લાટ પણ છે...એકલા રહેવાના છો, કે વાઈફ સાથે ? "

" હજી મારા લગ્ન નથી થયાં."

" ઓ...બેચલર ! હું પણ બેચલર છું. હું રહું છું રાસવિહારી એવન્યુમાં. ઘરનું મકાન છે...પહેલો મજલો ને ત્રીજો મજલો ભાડે આપેલો છે. અમે બીજા મજલામાં રહીએ છીએ."

વિમલે કહ્યું : " ઓહ્..."

સુવ્રતે કહ્યું : " અમારા મકાનમાં કંઈ ખાલી નથી, હોતતો હું આપને ત્યાં જ લઈ જાત ! "

" તો તો સારું થાત. હું તો અહીં નદી બહારના માછલા જેવો છું...અર્થાત્ ઓળખીતું કોઈ નથી...સગામાં એક ફઈને ફઈ નો દિકરો ભાઈ છે...એ લોકો રહે છે ભવાનીપુરમાં."

" ત્યાં ન રહી શકો ? "

" કોઈનો ઘેર રહેવું, એટલે એમના પર બોજો મૂકવો ! એ કરતાં એકલાં રહેવું સારું."

સુવ્રતે કહ્યું : " એતો સાચું."

લિફ્ટ નીચે આવી ગઈ. બંને બહાર નીકળ્યા.

સુવ્રતે કહ્યું : " આપ પકડો વેલેસ્લી ટ્રામ, અને મારે બાલી–ગંજ ટ્રામ..."

વિમલે કહ્યું : " મારે તો હજી મકાનની તપાસ માટે જવાનું છે."

"કઈ બાજૂ જશો ?"

"ભવાનીપુર, બાલીગંજ તરફ."

સુવ્રતે કહ્યું : "તો પછી એક કામ કરો – જો આપને હરકત ન હોય, તો મારે ઘેર આવી ચા પીતા જાઓ. ત્યાર પછી આપણે બંને મકાનની તપાસ કરવા નીકળીશું...કંઈ વાંધો છે ?"

વિમલે કહ્યું : "જરા ય નહિ."

સુવ્રતે કહ્યું : "ત્યારે ચાલો, બાલીગંજની ટ્રામ પકડીએ..."

"સારું...!"

૧૦

લેક રોડ પર આવેલા એક ભવ્ય મકાનના પાંચમા મજલે વિમલે બ્લોક ભાડે લીધો. એ બ્લોક દક્ષિણ દિશા તરફ હતો. નાનો વરંડો પણ હતો. ઑફિસેથી પાછા ફરીને આ વરંડામાં આરામ ખુરશી નાખી વિમલ બેસતો. સામે જ્યાં સુધી નજર જાય ત્યાં સુધી જોયા કરતો.

ઑફિસના રસ્તે બંને વખત રસા રોડ પરનો અલકાનો ફ્લેટ નજરે પડતો. ટ્રામમાં તે એ તરફની બેઠક પર જ બેસતો. ફ્લેટની સામે ટ્રામ આવે એટલે બંને નયનોની પરિપૂર્ણ દૃષ્ટિવડે તે છેક ઉપરના મજલે દક્ષિણ તરફના બ્લોક સામે જોતો...કોઈ દિવસ રસ્તા પરની બારી ખુલ્લી જણાતી, કોઈ દિવસ બંધ દેખાતી! મન ઉપર છાયા દેહની માફક અલકા જાણે આવી પડતી! તેનું હૃદય ધબકારા મારી જતું...ટ્રામ આગળ જાય એટલે ભયભર્યાં નેત્રે તે બીજા મુસાફરોને જોઈ લેતો......કોઈના ધ્યાનમાં આ નિર્લજ દૃષ્ટિ આવી તો નથી ને?

નિશ્વાસ નાખીને વિચારતો : આશ્ચર્ય ! કોઈ દિવસ શું અલકાને નહિ જોઈ શકાય?...એની સાડીનો પાલવ પણ નહિ!...અને જો કોઈ દી' દેખાય તો !...

. .

ઑફિસમાં ઘણા કામકાજના અંગે કોઈપણ રીતે સમય ચાલ્યો જતો. આ કામમાં મન કડવું થઈ જતું, તોય જોરપૂર્વક એ કડવાશને ધોઈ નાખીને મનને કામકાજ વચ્ચે પરોવી દેતો!...એક વરસ...એક વરસ–પર્યંત વિમલને આ રીતે ધૈર્ય રાખીને સાધના કરવી પડશે.

એ સાધનાની મધ્યમાં અલકા...અલકાની સ્મૃતિ વારંવાર અનંતપ્રકાશ માફક ઉદય થતી ! વિમલ કંપી ઊઠતો ! ના, ના,...અલકા આવશે તો બધું વેરણખેરણ થઈ જશે !

વિભાવરી ઉપર ક્રોધ...પ્રિયશંકર ઉપર અભાવ...અલકા ઉપર અભિમાન...બધાએ મળીને જાણે વિમલને કઠોર બનાવી દીધો છે ! શા માટે? ' વિભાવરી એટલું પણ ન બોલી કે, કોઈ કોઈ વખત પત્ર લખે તો શો બાદ?' પ્રિયશંકરે વિચાર્યું : કામ વચ્ચે વિમલ વિભાવરીને પ્રણય પત્રિકા લખશે !

અને અલકા?...વિમલે તો મનથી પ્રતિજ્ઞા લીધી છે કે કર્મ-સાધના વચ્ચે હાસ્ય, વિનોદ, આમોદ, વાતો કશું નહિ! પણ અલકાએ પોતાની જાતને શા માટે આવી બંદિવાન કરી મૂકી છે કે કોઈ દિવસ એ બારીમાં પણ ડોકિયું કરતી નથી !

કામકાજના યંત્રરૂપ બોજા તળે ધીરે ધીરે નીરસતા અસહ્ય થઈ પડી. આટલા હિસાબ–નિકાશ, આખા હિંદના ગૂજરાતી મારવાડીઓ

વચ્ચે શું રહેવું પડશે ? કોઈ કોઈ વાર મનમાં થઈ જતું, વિભાવરીને પત્ર લખીને જણાવવું જોઈએ : પૃથ્વીમાં રુપ, રસ, ગંધ વગેરે કશું નથી...માત્ર મારવાડીની ગંદી પાઘડી, જાપાનીઓના સેંકડો મુખદોષ અને ઑફિસના મોટા મોટા ચોપડા !

પણ આટલુંય લખવાનો ઉપાય નથી ! પ્રિયશંકરનો નિષેધ–એક પોષ્ટકાર્ડ પણ નહિ !

અભિમાનથી વિમલનું મન ફુલી ઊઠયું. મનમાં ને મનમાં તેણે કઠિન પ્રતિજ્ઞા કરી : વિભાવરી માટે નિષેધ ? સારું...એ નિષેધને ખૂબ પ્રચંડ ઉગ્ર કરી દઈશ ! આમોદ–આહ્લાદ, આરામ...બધું બંને હાથવતી દૂર ધકેલી દઈશ ! કઠોર સાધના ! સિનેમા નહિ, થિયેટર નહિ ! અલકાતો નહિ જ !

કોઈ પણ રીતે એક વરસ પૂરું કરીને સાધનાથી દુર્બળ બનેલા દેહ સાથે પોતે જ્યારે પ્રિયશંકર સામે જઈને ઊભો રહેશે, ત્યારે જોરદાર અવાજથી કહી શકશે : ‘ એક વરસની કઠોર સાધના કરીને આવ્યો છું...લાવો મારી સફળતાની વિજયમાળ વિભાવરી ! ’

સુવ્રત વચ્ચે વચ્ચે આવતો. સિનેમાના રંગીન વર્ણનો કરીને વિમલના તપસ્વી મનને પ્રલોભક કરી મૂકતો ! રેસની ઉત્તેજીત વાતો કરતો : સાંભળી સાંભળીને વિમલ પોતાના માનસ નયનોથી જોઈ લેતો : ઘોડાનું એક ટોળું મેદાનના હૈયા પર દોડી રહ્યું છે – એ બધા ઘોડાઓના પગલે પગલે રૂપિયાનો વરસાદ થાય છે !

સુવ્રત કહેતો : “ આજ તો સિનેમા જોવા ચાલો. ઘણું આકર્ષક ચિત્ર આવ્યું છે. ”

વિમલ શુષ્ક સ્વરે ઉત્તર આપતો : " મને એ કશું ગમતું નથી. "

સુવ્રત વિસ્મિત થતો, કહેતો : " તો પછી આવતા શનિવારે ચાલો રેસ જોવા જઈએ..."

વિમલ ગંભીર સ્વરે ' ના ' કહેતો.

" રિવર ટ્રીપ ?...રાજગંજ ? નહિ તો શિવપુરનો બાગ...? "

વિમલ કહેતો : " એ સમય ચાલ્યો ગયો છે. "

સુવ્રત પરાજીત બનીને ચાલ્યો જતો. તે – વિચારતો : આટલી નિષ્ઠાથી વિમલ આ ઑફિસમાં જરૂર આગળ વધશે ! પણ ઑફિસના કામમાં મસ્ત રહીને જીવનને ઉપભોગથી વંચિત રાખવું...એ જીવનમાં સુખ શું ?...આરામ શું ?

વિમલનું સાથી વિહોણું મન ઑફિસેથી છૂટચા પછી ઘેર જઈને ત્રાસી ઉઠતું ! બે માસ પછી આ નિઃસંગતા અસહ્ય થઈ પડી.

પછી તો વિમલ બહાર ફરવા જતો. કોઈ દિવસ જતો લેક તરફ, કોઈ દિવસ મેદાનમાં. માર્ગમાં જનતાનો જીવન કલ્લોલ – આનંદ દેખાતો ! સહુની સામે તે જોઈ રહેતો. પુરુષોના ટોળાં એના મનમાં જરા યે અસર કરતાં નહોતાં ! અને જે સ્ત્રીઓ અંદરનો પડદો ફગવી દઈ બારણું વટાવીને આજે માર્ગ પર વિચરી રહી છે, તેમાંની કોઈ એના મન વચ્ચે વસી શકતી નહિ. પણ એમાં જે પ્રગલ્ભા... રસ્તા વચ્ચે હાસ્ય વિનોદથી દિશાઓને રંગીન બનાવીને ચાલી જતી હતી – એની સામે જોતાં વિમલ ધ્રૂજી ઊઠતો ! તે વિચારતો, જીવનનો માર્ગ શું આટલો સહજ અને સ્વચ્છંદ છે, કે આમ હાસ્ય વિનોદ અને ચાંચલ્યમાં પ્રમત્ત બનીને ચાલી શકાય છે ! જે લોકો કશું બોલ્યા ચાલ્યા વગર મૌન ભાવે માર્ગ પર ચાલી રહ્યા છે, એના ચહેરા પર જાણે ગંભિરતા સળગી ઉઠી છે ! દંભની અગ્નિશિખા ! ચપળ ચાંચલ્ય જોઈને લલીતા દેવીની વાત યાદ આવતી: લલીતાએ

કહ્યું હતું: 'આ કરતાં લગ્ન કરીને કોઈ ગરીબ સ્વામીના આશ્રય તળે રહેવામાં ઘણું સુખ ! ઘણો આરામ !' વિમલના મનમાં થતું : આ બધા લોકો માર્ગ પર ચાલી રહ્યા છે, જાણે કોઈ મહાન ઉદ્દેશ લઈ ને.........

એ ઉદ્દેશ કયો ? શિકાર !......ખબર નથી પડતી-પુરુષ આજ પણ ઓળખી શકાતો નથી ! પુરુષ કેવો ધૂર્ત, – ચતુર – સર્વ કાર્યોમાં. એનું ગણત્રીબાજ મન—હિસાબ કરતું જ ચાલ્યું જાય છે !

તેઓની વચ્ચે શું કોઈ બુદ્ધિ વગરના નહિ હોય ? છે...! પરંતુ એવા કેટલા ? તે સિવાય બુદ્ધિ વગરના પુરુષનો જેને આશ્રય છે, તેનો એ આશ્રય કેટલો પાંગળો છે, એ જો નારીથી સમજાયું હોત તો !

સહુના સામે વિમલ જોતો. જોઈને અનેક પ્રશ્નો વિચારતો. તેના મનમાં થતું : બંગાલના હૃદયમાં જે શાન્તિ, જે વિવેકબુદ્ધિ, શરમથી નમેલી સ્નિગ્ધતા, આદર્શ રૂપ છટા અને જે ભવ્ય પવિત્રતા વિરાજિ રહી હતી...જેના ગુણગાનથી બંગાલનું ગગનમંડળ રમણીય હતું: એ રૂપ છટા, એ પવિત્રતા છાયાની માફક આજ અદ્રશ્ય થઈ રહી છે ! તરુણ તરુણીઓના તોફાન અને ઉલ્લાસ ઉન્માદમાં એ બધું જાણે ગૂંગળાઈ રહ્યું છે ! આ વર્ગના ટોળાંઓ જ્યારે આંખ સામે આવે છે : લેક પર, બસમાં, ટ્રામમાં, રસ્તા પર, બાગમાં – ત્યારે કેવળ હાસ્યવિનોદનો પ્રબળ પછડાટ અને ઉગ્ર ઉન્માદ જ દેખાય છે ! ભાઈ નહિ, સ્વામી નહિ...કૉલેજના સહપાઠી, નહિ તો પડોશના બંધુ... આ સંપર્કના આધારે હાથો હાથની ગ્રંથિ બાંધીને, પડખો પડખ બેસીને...કલરવ ! હાસ્ય ! ચપળતા ! ચાંચલ્ય ! અને......

આધુનિક યુગની ઘેલછા......!

કઠિન વિરાગથી વિમલનું મન ભરાઈ જતું !

# ૧૧

બીજો એક માસ ચાલ્યો ગયો. પોતાની જાતને અને ત્યાં સુધી સંયમની સાંકળ વડે જકડીને વિમલ જીવન પથ પર ચાલી રહ્યો છે.

પૂજાની રજાઓ પડી. વિજયાદશમીના દિવસે કંઈક તરંગ આવતાં, વિમલ બહાર નીકળી પડ્યો. તેણે વિચાર્યું: આજ તો ખાસ દિવસ છે! વિજયાદશમી! આજ તહેવારના દિવસે ઘરના ખૂણામાં ભરાઈ રહેવું એ યોગ્ય નથી!

આ ટ્રામ–પેલી ટ્રામ કોઈ જાતના લક્ષ્ય વગર ફરતાં ફરતાં લગભગ રાતના આઠ વાગ્યા...વિમલ ચૌરંગીનાં વળાંક પાસે આવ્યો. સંગીત અને વાદ્યના સમારોહ સાથે પ્રતિમાઓ વિસર્જન થવા જઈ રહી છે. વ્હાઈટવેની દુકાન સામે પ્રચંડ ગિરદી. આ ગિરદીથી કંટાળીને વિમલનું મન ત્રાસી ગયું – તે કેશેનોવા તરફ ગયો.

આવીને જોયું તો, કેશેનોવા એવુંને એવું છે! ઢોલ ત્રાંસાના અવાજોથી કંટાળીને બંગાલના કેટલાક તરુણ–તરુણી અહીં આવીને ઉત્સવ ઉજવી રહ્યાં છે.

વિમલ એક ખૂણાની ખુરશી પર બેઠો. વેઈટર સલામ કરીને ઊભો રહ્યો.

વિમલે કહ્યું : " કૉફી અને સેન્ડવીચ લાવ..."

બોય આપી ગયો. વિમલ બેસીને કૉફીનું પાન કરવા માંડ્યો. વચ્ચે વચ્ચે એની આંખ ચારે બાજૂ ફરીવળતી......

આસપાસ એવોને એવો પ્રમોદ પ્રવાહ વહી રહ્યો હતો...અનેક પ્રકારના ખાણા પીણા...હાસ્ય વિનોદ...નાચ...વૃંદવાદન...વિમલે વિચાર્યું: ન આવ્યો હોત તો સારું હતું! પ્રતિજ્ઞા કરી હતી...એ પ્રતિજ્ઞા આટલી વહેલી......

તે ઊઠ્યો. બજારમાં જઈને બેચાર પુસ્તકો ખરીદવાનો વિચાર આવ્યો. સાથી વગરના માણસ માટે પુસ્તકો જેવું કોઈ પરમમિત્ર નથી.

વેઈટરને બોલાવી, પૈસા ચૂકવી તે બહાર આવ્યો! બહાર ફેશનેબલના દ્વાર સામે......એક તરુણીની મૂર્તિ...!

ઓળખતાં વાર ન લાગી. એ મૂર્તિ એના મનના દ્વાર સામે સર્વક્ષણ ખડી રહે છે. એ મૂર્તિ સામે નજર પડતાં, એને જોઈને મન ઉલ્લાસ – અનુભવે છે! વિમલ બળપૂર્વક એ મૂર્તિને દૂર કરવા માગતો...પણ મૂર્તિ ખસતી નહિ......વારંવાર મનના દ્વાર પાસે આવીને ઊભી રહેતી !

પરંતુ એ તો છાયા...અહીં આ છાયા નથી! સત્ય કાયા લઈને......

વિમલના મનમાં દ્વિધા જાગી. મળું? બોલાવું?......ના...

મનમાં અલકા સેન વિરાજી રહી હોવા છતાં પણ પ્રત્યક્ષ ભાવે વિમલ તેની સામે ઊભો રહેવા ચાહતો નહતો! સ્મૃતિની રેખાને જીવંત બનાવવા......

ના!

આડું જોઈને સરકી જવું યોગ્ય ધાર્યું. તેણે મોઢું ફેરવ્યું...પણ નિષ્ફળ પ્રયાસ!

અલકા બોલી ઊઠી : "ઓહ્, આપ! આપ શું ખરેખર કલકત્તામાં છો?"

અલકાના નયને વદને જાણે વિજળીનું તેજ! વિમલ એ તેજ જોઈને મનમાં ખુશી થયો.

વિમલે કહ્યું : "ઓહ્..., હું જોઈ શકયો નહિ."

અલકા બોલી : "કયાંથી જોઈ શકો!...શું આપ ચાલ્યા જાઓ છો?"

"હા. જરા કૉફી પીવા આવ્યો હતો. ફરી ફરીને ખૂબ થાકી ગયો હતો..."

અલકા બોલી : "ઓ! ..આજ વિજયાદશમી......મારે પ્રણામ કરવા જોઈએ. પણ અહીં..."

"મનમાં ને મનમાં પ્રણામ કરી લો..."

અલકા બોલી : "મનમાં તો હંમેશ પ્રણામ કરું છું...પણ મોઢેથી જણાવું...નમસ્કાર..."

વિમલ કશો ઉત્તર આપી શકયો નહિ – લાકડા જેવો થઈને ઊભો રહ્યો.

અલકા બોલી : "મેં સાંભળ્યું હતું કે આપ કલકત્તા આવ્યા છો, કેટલાક દિવસથી અહીં આવ્યા છો?"

"ત્રણ માસ......"

"ઓહ......"

વિમલે જોયું, અલકાના નયને વદને રમતા તેજ પર જાણે એક મલિન છાયા...

એક નિશ્વાસ નાખીને અલકા બોલી : "કયાં જઈ રહ્યા છો?"

" બજારમાં."

અલકા બોલી : " વાહ ! મારો પણ એજ પ્રોગ્રામ છે. એટલે, માર્કેટમાં બેચાર ચીજ લેવા જવી છે."

પણ વિમલને છૂટકારો જોઈતો હતો ! અલકા કેવું કઠિન બંધન છે...એ મનથી જાણતો હતો ! માત્ર બે દિવસનો પરિચય...એ પરિચયના પરિણામે મન એક જ ચીજ ચાહી રહ્યું છે, અલકા ! અલકા !......

તે બોલ્યો : " પણ મારે ઘણી ઉતાવળ છે મિસ સેન..."

હાથ બેગમાંથી પફ કાઢી મોઢા પર ફેરવી ફરી હાથ બેગમાં મૂકીને અલકા બોલી : " ટ્રામમાં એટલી બધી ગિરદી હતી કે હું કંટાળી ગઈ હતી...વિચાર્યું કે અહીંથી ઠંડુ શરબત પીને બજારમાં જઈશ...! કેટલી વાર લાગશે...હું અહીં રહેવા કે આમોદ કરવા નથી આવી, વિમલબાબુ ! "

શબ્દોમાં કંઈક શ્લેષ, કંઈક અભિમાન...શબ્દો વિમલના હૃદયને વીંધી ગયા. વિમલ કશું કહી શક્યો નહિ. વિમૂઢની માફક ઊભો રહ્યો.

વાક્ય પૂરું કરીને અલકાએ વિમલ સામે જોયું. અલકાની દ્રષ્ટિ જોઈને વિમલના મનમાં થયું, અલકા પણ આટલા દિવસોથી સાથી – સંગાથી વગર જાણે જીર્ણ બની ગઈ છે ! એકલવાયા પણું જાણે એના ઉલ્લાસને રૂગદી રહ્યું છે ! એકલવાયા પણાની વેદના દૂર કરવા માટે અલકાને ઘડીક માટે કોઈના અવલંબનની જરૂર છે !

પણ નહિ......

તે બોલ્યો : " અહીં કોઈ રહેવા નથી આવતું, એટલું જ્ઞાન તો મારામાં પણ છે, મિસ સેન..."

અલકા બોલી : " આજ આપને હું સાવ જૂદા જોઉં છું. ખરેખર.

જાણે મને ઓળખતાં જ નથી ! જાણે હું આપની સાથે વાતો કરું છું એ આપને ગમતું નથી !"

આ વાત સાંભળીને વિમલ સાવ ડઘાઈ ગયો !

અલકા બોલી : "હું આપને વિરક્ત કરવા નથી આવી. મને ખબર પણ નહોતી, આપ અહીં હશો. એકાએક મળી ગયા ! હું ખરેખર રાક્ષસી નથી કે આપને ભય લાગે...કદાચ હું આપને ખાઈ જઉં...!"

આ શબ્દોથી વિમલના મન પર શરમનો મોટો પહાડ જાણે પછડાયો અને વિમલ એ પહાડ તળે ચગદાયો ! શરમના બોજ સહિત તે બોલ્યો : "ના, ના, એમ નથી...એ તો..."

અલકા બોલી : "એ તો...સારું, હું શરબત પીવા નહિ જઉં ! આપ જરૂરી કામ માટે બજારમાં જઈ રહ્યા છો, મારે પણ ત્યાં કામ છે. આપને જોઈ ને મારા મનમાં થયું, કે જે વસ્તુ હું ખરીદવા માગું છું, તે વસ્તુ મારી પસંદગીની ખરીદું એ કરતાં આપની સાથે વિચાર કરીને ખરીદું તો સારું થાય !"

આટલું કહીને તેણે વિમલ સામે જોયું. વિમલ તેની સામે જ સ્થિર નજરે જોઈ રહ્યો હતો !

અલકા બોલી : "મારે એક રેશમી સાડી લેવી છે. ઘણી મહેનત પછી હાથ પર પૈસા ભેગા થઈ શકયા છે. ઘણા દિવસોથી ઇચ્છા હતી ! મારી સ્થિતિ એવી તો નથી કે એકને બદલે બે સાડી ખરીદી શકું ! વિચાર્યું હતું, જે સાડી ખરીદું તે મારી સ્થિતિ મુજબની હોવી જોઈએ—સારી હોવી જોઈએ. પૈસા ખર્ચીને જે તે ન લઈ બેસું ! જેની પાસે પૈસા છે, તે ગમે તે ખરીદી લે તો ચાલે ! પણ મારી..."

અલકાએ જે ભાવથી આ વાત કરી, તે સાંભળીને વિમલના

હૈયે મમતા જાગી! તેણે વિચાર્યું : ખરેખર, અલકાએ કશો અપરાધ કર્યો નથી! એના આચરણમાં કોઈ સ્થળે થોડીપણ કટુતા દેખાઈ નથી, તો પછી આવું રૂઢ વર્તન રાખીને એની ઇચ્છાનો અસ્વીકાર કરવો એ અન્યાય ગણાય!

વિમલે કહ્યું : " આપ મનમાં કશું ન લાવશો. મારે ઉતાવળ હતી, એ વાત સમજાવવા હું માગતો હતો. એ સિવાય આપ જાણો છો કે, કેશેનોવાની હત્યા હું વધુવાર સહી શકતો નથી! આટલા સમયથી કલકત્તા આવ્યો છું, વિશ્વાસ રાખજો આજે પ્રથમવાર અહીં આવ્યો છું!"

વિસ્મય પ્રગટ કરીને અલકા બોલી : "ત્રણ મહિનાથી આપ અહીં આવ્યા છો...અને મને કશું જણાવ્યું પણ નહિ!"

વિમલે કહ્યું : " કામ લઈને આવ્યો છું. એમાં ખૂબ રોકાઈ રહેવું પડે છે......હું ખરું કહું છું કે, મારાં ફઈબાને ઘેર હજી સુધી જઈ શક્યો નથી!"

અલકાએ કહ્યું : " હં..., ત્યારે હવે શું કરવું છે?"

વિમલ બોલ્યો : "ચાલો, આપ શરબત પી લીઓ......હું એટલો વખત બેસીશ..."

અલકા બોલી : " રહેવાદો, કશું પીવાની જરૂર નથી."

"ના, ના...એમ ન બને!"

અલકા બોલી : " બાપરે...આપતો ભયંકર લાગણી પ્રધાન લાગો છો! સારું, સારું...શરબત લઈશ..."

બંને કેશેનોવામાં ગયાં. અને શરબતનું પીણું લીધા પછી બંને બજારમાં ગયા.

અલકાએ કહ્યું : " આપને શું ખરીદવું છે?"

" પુસ્તકો..."

" લઈ લ્યો."

વિમલે કહ્યું : "રહેવા દો. પહેલાં આપના માટે સાડી પસંદ કરી લીઓ. Ladies first...ત્યાર પછી મારાં પુસ્તકો."

અલકાએ કહ્યું : " ભલે...આપ કહો છો એટલે !"

સાડીવાળાની દુકાન !

મુંબઈવાળાએ ઢગલાબંધ નવીનવી જાતની રેશમી સાડીઓ ટેબલ ઉપર ગોઠવી દીધી.

લગભગ અડધી કલાક સુધી સાડીઓ જોઈને એક આસમાની રંગની સાડી બતાવતાં વિમલ બોલ્યો : " આ લ્યો..."

અલકાએ કહ્યું : " આ સાડી મને સારી દેખાશે?"

" ખૂબ સરસ લાગશે."

" ના, વિમલબાબુ! આપ મજાક ન કરતા...મારે આંખો છે – અન્ય સ્ત્રીઓને પહેરતાં જોઈ શકું છું...આ સાડી તો એને શોભે- જે ખૂબ રૂપવતી હોય !"

કશો વિચાર કર્યા વગર ખૂબ સહજ સ્વરે વિમલ બોલ્યો : "આપને આ સાડી ન શોભે, એટલે શું આપ..."

વાક્ય પૂરું કરે એ પહેલાં જ જાણે કોઈએ વિમલના મોઢા પર ચાબૂક લગાવ્યો ! એ આઘાતથી વિમલમાં ચેતના આવી ! પોતે શું કહેવા માગતો હતો ? જે કહેવા જતો હતો, એ વાત ઉચિત નહોતી.

અલકા હસી પડી. હસતાં હસતાં બોલી : " એટલે શું હું...... કહો ! વાત પુરી કરો...શરમાવ છો શા માટે ?"

વિમલ કશું બોલી શક્યો નહિ ! તેના બંને કાનની બુટ્ટીઓ લાલ બનીને જાણે બળી રહી હતી !

અલકા બોલી : " ખોટી વાત મોઢા પર આવી ગઈ, ખરુંને ? ખરેખર, સત્યની મર્યાદા બરાબર જળવાઈ છે !"

નિશ્વાસ નાખીને વિમલે કહ્યું : "અત્યારે ચર્ચાનો સમય નથી. સાડી પસંદ કરી લો. અડધી કલાકથી આ વેપારી આપનું મનોરંજન કરવાનો પ્રયત્ન કરી રહ્યો છે!"

સાડી પોતાના શરીર પર રાખીને અલકા બોલી: "જુઓ... શોભે છે? દયા કરીને જુઓને...આપની આંખમાં ખરી વસ્તુ પકડાઈ જશે!"

વિમલે વિચાર્યું: આ તે કેટલી ભક્તિ! સામાન્ય-એક સહજ વાતમાં આટલી શરમ શા માટે?

વિમલે જોયું: અલકા તેના સામે જોઈ રહી હતી......બંને નયનોની મુગ્ધ દૃષ્ટિ!

વિમલે કહ્યું : "ખૂબ સરસ લાગે છે!"

દુકાનદારે કહ્યું : "આપના સ્વામીને જ્યારે પસંદ પડેલ છે, ત્યારે આ સાડી જ લો...!"

વાક્યનો અંત ભાગ બંનેમાંથી કોઈના કાનમાં ગયો કે નહિ, એ શંકા હતી! પણ પ્રથમ ભાગમાં દુકાનદારે જે અનુમાન કરેલું, તેથી બંને જણા શરમના માર્યા પત્થરના પુતળાં જેવા થઈ ગયા! વિમલના મનમાં જાણે એક હજાર તોપ એકી સાથે ગરજી ઉઠી! અને અલકા......

પાંચ મિનિટ પછી પોતાને સંભાળી લઈને વિમલ બોલ્યો : "ત્યારે આ સાડી લ્યો છો ને?"

શરમ ભર્યા હળવા હાસ્ય સાથે અલકા બોલી : "હા...પણ કિંમત?"

દુકાનદારે કહ્યું : "પીસ્તાલીસ રૂપિયા."

" ઓહ્......! "

અલકા એકદમ ચમકી ઉઠી ! તેના આ નાના સ્વરમાં કેટલી વેદના હતી...વિમલ તેના સામે જોઈ રહ્યો.

અલકાએ કહ્યું : " આની કિંમત બરાબર કરાવી લો વિમલબાબુ ! "

ખૂબ કસીને રકઝક કરતાં સાડત્રીસ રૂપિયાનું મૂલ્ય નક્કી થયું. દુકાનદારે કહ્યું : " માત્ર આપના માન ખાતર બાબુજી...નહિ તો આ સાડી બેંતાલીશથી ઓછી કિંમતમાં કોઈ સ્થળેથી ન મેળવી શકો ! "

વિમલે અલકા સામે જોઈને કહ્યું : " સાડત્રીસથી ઓછું નહિ કરે. "

અલકા મૌન...મુક...મોઢા પર પસીનાના બિન્દુ. ધ્રૂજતા-મૃદુ સ્વરે તે બોલી : " ચાલો, બહાર જઈએ. "

" સાડી નથી લેવી ? "

વિમલને વિરક્તિ થઈ.

વધારે મૃદુ સ્વરથી અલકા બોલી : " મારું ગજું પચીસ રૂપિયા ખરચ કરવાનું છે. એથી વધારે હું ક્યાંથી આપી શકું ? "

જરા કઠોર સ્વરે વિમલ બોલ્યો : " પહેલાં આ વાત કહેવી જોઈએને ! ઘણો સમય સુધી સાડીઓ તપાસી ને હવે..."

અપરાધના ભારથી અલકા જાણે મરી ગઈ ! કોઈ પણ ઉપાયે તે બોલી : " એ મારી ભૂલ ! "

એ સ્વરથી વિમલે વેદનાનો અનુભવ કર્યો, ને બોલ્યો : " સાડી ઘણી સરસ છે..."

અલકાએ કહ્યું : " એથી વામનને ચંદ્રનો લોભ રાખવો ઉચિત નથી, વિમલબાબુ. "

વિમલે કહ્યું : " પણ અત્યાર સુધી આપણે વેપારીને હેરાન કર્યો..."

અલકાએ કહ્યું: "મેં અન્યાય કર્યો છે. કહો તો હું ક્ષમા માગીને મારી સ્થિતિની વાત કહું...."

વિમલના હૈયામાં વેદનાએ સ્પર્શ કર્યો, તે બોલ્યો : "ના, ના,—એ ઘણું ખરાબ લાગશે. એ કરતાં મારી વાત સાંભળો..."

અસહાયની માફક અલકાએ કહ્યું : "કહો..."

"આપ પચીસ રૂપિયાનો ખરચ કરો છો ને! એના ઉપર બાર રૂપિયા વધારે..."

અલકાએ કહ્યું: "પરંતુ એથી એક રૂપિયો વધુ દેવાની મારામાં શક્તિ નથી."

વિમલે એક નિશ્વાસ નાખ્યો. દુકાનદાર એના સામે તીક્ષ્ણ નજરે જોઈ રહ્યો હતો!

વિમલે કહ્યું : "હું બાર રૂપિયા આપું છું...અને જ્યારે બની શકે ત્યારે આપ પાછા આપી જજો!"

અલકાએ દ્વિધા ભર્યા સ્વરે કહ્યું: "પણ એ બાર રૂપિયા આપવાની શક્તિ મારામાં ક્યારે આવે..."

"બહુ સારું...આવતે મહિને...નહિ તો પછીના મહિને!"

કોઈ પણ ઉપાયે આ વિપત્તિમાંથી વિમલને છૂટવું હતું!

અલકાએ કહ્યું : "પણ એ બાર રૂપિયા હું કોઈ પણ દિવસે પાછા ન આપી શકું તો?"

વિમલે કહ્યું: "તો મને એ બાર રૂપિયા કદી નહિ મળે!... પણ બાર રૂપિયા જેવી દોલતથી આપણે આ સ્થળેથી માથું ઉંચું રાખીને તો જઈ શકીશું!"

અલકાએ એક નિશ્વાસ નાખીને કહ્યું: "આજ વિજયા દશમીના દિવસે દુર્ગામાતાએ મને બરાબર શિક્ષા આપી!...જવાદો, આપનું અપમાન કરી શકીશ નહિ—એ માટે આપને જે કહેવું હોય

તે કહેજો. પણ આજે આપને મેં જે ઉપાધિમાં નાખ્યા છે, એની ગ્લાનિ જીવનમાં હું કદી નહિ ભૂલું."

વિમલે કહ્યું : "આપ મને લાગણીપ્રધાન કહેતા હતા, પણ આપ ઓછા ઊર્મિવશ નથી! હવે વાત બંધ કરીને સાડી લઈ લ્યો."

અલકા બોલી : "જે ઋણથી આપે મને ઋણી બનાવી છે—પગલે પગલે હું મને અપરાધી માનતી રહીશ! આ સાડી લજ્જા માફક મને ઘેરી રાખશે!"

વિમલને રોષ થયો...બાર રૂપિયા કાઢીને તેણે અલકાના હાથમાં મૂકતાં કહ્યું : "આપના પચીસ રૂપિયા બહાર કાઢો..."

ત્યાર પછી મુંબઈવાળા વેપારી સામે જોઈને કહ્યું : "સાડી બૉકસમાં મૂકીને આપો..."

અલકાએ કશું બોલ્યા વગર પૈસા ચૂકવ્યા. વિમલે સાડી લીધી. ત્યાર પછી બંને ચાલતા થયા.

થોડે દૂર જઈને કરમાયેલા વદને અલકા બોલી : "આપ ખૂબ રોષ કરો છો, વિમલબાબુ."

"ના..."

"આપને દંડ દેવો પડ્યો...પણ ગમે તે રીતે આવતા મહિને પૈસા આપી દઈશ....આપના પૈસાથી હું મારા શોખને પૂરો કરું, ગરીબ છું છતાં એટલું નાનું મન મારું નથી!...બાર રૂપિયા કરતાં આપની મૈત્રિનુ મૂલ્ય મારી પાસે અનેક ગણું છે."

વિમલે કહ્યું : "હવે શું પ્રોગ્રામ છે, કહો?"

અલકાએ કહ્યું : "આપના માટે પુસ્તકો લેવાનાં છે ને?"

"જવા દો! મોડું થઈ ગયું છે."

"જુઓ, આપને કેટલા પરેશાન કર્યા...કોણ જાણે ક્યાંથી કુગ્રહ આવીને ઉદય થયો..."

વિમલે કહ્યું : "આટલો બધો સંતાપ કરવાની જરૂર નથી. પુસ્તકો તો કાલે પણ લઈ શકાશે. અત્યારે તો અડધી દુકાનો બંધ થઈ ગઈ છે...ચાલો, ઘેર જઈએ."

અલકા બોલી : "ઘેર ?"

"નહિ તો ક્યાં જશું ?"

અલકાએ કહ્યું : "એ જ બેંગલ હોટલમાં ?"

"ના. બેંગાલ હોટલમાં હું નથી રહેતો !"

"ત્યારે ક્યાં રહો છો ?"

વિમલે પોતાનું ઠેકાણું કહ્યું.

સાંભળીને અલકા ચમકી ઉઠી ! બોલી : "વાહ ! હું પણ એ જ રસ્તા પર રહું છું. બાર નંબરના ફલેટમાં."

વિમલે કહ્યું : "રસારોડ વાળું મકાન ?"

"બે માસ થયા એ મકાન છોડી દીધું છે. આ ફલેટનું મકાન ઘણું સરસ છે. જો કે ભાડું પાંચ રૂપિયા વધારે દેવું પડે છે. તે સિવાય આ ફલેટમાં હાથ પગ જોડીને બેસી રહેવું પડતું નથી...હાથ પગ છૂટા રહે છે....એક દિવસ આવજો. આપના ફલેટનો નંબર ૨૬...મારો છે ૧૨. વચ્ચે કેટલા મકાનનો તફાવત ?"

વિમલે કશો ઉત્તર ન આપ્યો.

લીંડસે સ્ટ્રીટમાં થઈને બંને ચોરંગી તરફ આવી રહ્યા હતા. સામે એક ખાલી ફિટન જોઈને વિમલે કહ્યું : "ફિટન કરી લઉં છું....ટ્રામમાં તો એવીને એવી ભીડ...તેમાંય આજ રાતે તો ભીડ જરાય ઓછી નહિ થાય."

સહજ સ્વરે અલકા બોલી : "એમ જ લાગે છે."

ફિટન નક્કી કરી. બંને ફિટનમાં બેઠા.

વિમલ સામેની સીટ પર બેસવા જતો હતો,...અલકા બોલી : " ના, વિમલબાબુ! તો હું નીચે ઉતરી જઈશ. હું કંઈ એવી નથી, કે મારી પાસે બેસતાં આપને શરમાવું પડે !

વિમલને અલકા પાસે બેસવું પડ્યું. ગાડી ચાલી.

ગાડીમાં બંને નીરવ રહ્યા.

પહેલાં ૧૨ નંબરનું મકાન...ત્યાર પછી ૨૬ નંબર.

બાર નંબરની સામે ગાડી ઉભી રહી. અલકા નીચે ઉતરી. બોલી : " નમસ્કાર ! " વધુ કંઈપણ નહિ.

ગાડી આગળ ચાલી.

પાછળ ફરીને વિમલે જોયું, અલકા મકાનમાં પ્રવેશ કરી રહી છે. મનને આઘાત થયો...અલકાએ આવવાનું પણ ન કહ્યું ?

શા માટે કહે ? અલકા સાથે પોતે આજે જે વ્યવહાર કર્યો છે, એને ભદ્રતા ન કહી શકાય ! પરિચય છે !...માત્ર પરિચય શા માટે ? મિત્રતા પણ...એ મિત્રતા પર આધાર રાખીને અલકા આદરપૂર્વક તેને સાડી ખરીદવામાં સહાય્ય કરવા લઈ ગઈ હતી !...વિમલે જે રુઢ ભાષાનો ઉપયોગ કર્યો...ત્યાર પછી ગાડીમાં આખા રસ્તા પર કઠિન મૌન...

અન્યાય થયો છે ! વિમલે ઘણો મોટો અપરાધ કર્યો છે....

વળતી પળે વ્યંગભર્યા સ્વરે મન બોલી ઊઠયું : ' તું વિચારે છે શું ? તારા જેવા મિત્રોનો શું અભાવ છે ? તને બોલાવ્યો હતો, તારામાં એક દિવસ સ્વતંત્રતા જોઈ હતી, માટે !...નહિ તો શું તું એમ માને છે કે, તારા ઉપર અલકાનો......

શરમ અને ધિક્કારથી વિમલનું મન શ્યામ બની ગયું !

કોચમેનને કહ્યું : " બાબુજી, ૨૬ નંબરનું મકાન..."

ગાડી ઊભી રહી. વિમલ ગાડીમાંથી નીચે ઉતરી પડયો.

૧૨

**મન** ઉપર કાળી વાદળીની છાયા !

વરંડામાં ખુરશી ખેંચી એના પર બેસી મન પર છવાયેલ કાળી વાદળીના પટ ઉપર કલ્પનાની પીંછી વડે વિમલે અવનવા રંગથી રંગિન ચિત્રો દોરવાં શરૂ કર્યાં.

એકાએક યાદ આવ્યું: ના, ચિત્રો દોરવાના નથી ! રંગ અને પીંછી લઈને અહીં લાલ, પીળો, વાદળી રંગની રમતો કરવા તે આવ્યો નથી ! કામ કરવા આવ્યો છે ! કર્મ-સાધના ! ઉદ્દામ ઘોડા માફક મનને રમતના મેદાનમાં છૂટું મૂકયે નહિ ચાલે ! કર્મ-સાધના માટે સંયમની લગામ વડે એને કાબૂમાં રાખવું જોઈએ !

કામમાં તેણે મન પરોવ્યું.

કયારે કયું કામ કરવું પડશે એની અગાઉથી કોઈ જાણ નહોતી ! આજ કદાચ માણસો લઈને ખિદિરપુરના ડેક પર જવું પડશે...માલમાં કંઈક ગોટાળો થયો છે ! કાલ વળી કોઈ શિપીં-કંપનીના સાહેબની ભૂલ ભાંગવા જવું પડશે તો વળી કોઈ દિવસ વીસ પચીસ કાગળો ડ્રાફ્ટ કરવાના હોય છે...અને કોઈ દિવસ ખુરશી પર બેસીને બધો સમય આળસ અને બગાસાં ખાવામાં પસાર કરવો પડે છે !

વચ્ચે વચ્ચે મન બળવો પોકારતું ! પ્રિયશંકર વિમલને લઈને આ શી રમત રમી રહ્યા છે ? એમની દયા પર રહીને શું આમ અનિશ્ચિત ભાવે એક વર્ષ પસાર કરવું પડશે ? બીજા સહુ ઑફિસનું કામ કરે છે–એ બધાને નક્કી કરેલું કામ વહેંચાયેલું છે. તો પછી વિમલ માટે આવી વ્યવસ્થા શા માટે ? ચેટર્જી સાહેબે કહેલું: 'જેક ઑફ ઑલ ટ્રેડ' એનો અર્થ સમજવામાં આવે તો માણસ તરીકે ખડા થવાની સંભાવના વિમલમાં કદી ન આવે ! ઑફિસમાં એનો ગ્રેડ નથી, પોસ્ટ નથી ! મહિને મહિને રૂપિયા મળે છે ! વિમલના મનમાં થયું આ જાણે ભિક્ષા છે !

વિભાવરીનું દાન કરવું છે–તેથી પૈસા આપીને કોઈ ને જાણે વશ કરે છે ! વિભાવરીને મેળવવા માટે પોતાને યોગ્યતા પ્રાપ્ત કરવી પડશે !

પણ યોગ્યતા પ્રાપ્ત કરવાનો શું આવો માર્ગ ?

કોઈના ખાતર પોતાના મનને આમ ઉપવાસી રાખવું ?... વિભાવરીને પત્ર લખવાનો પણ પ્રતિબંધ...

મન ગર્જના કરીને બોલી ઉઠયું : ' શા માટે ? શા માટે ?'

વિભાવરીને અગાઉ પત્રો લખ્યા છે: એ પત્રોમાં કદીપણ વિમલે ચાંચલ્ય વ્યક્ત નથી કર્યું. પ્રિયશંકર એ જાણે છે !...તો પછી ?

ઑફિસ અને ઘરના દરેક દિવસોના કામનો હિસાબ-કિતાબ કરવાનો વિમલ માટે એક કાર્યક્રમ થઈ પડયો હતો ! તે જ્યારે નવરો પડતો ત્યારે તેને આવાને આવા વિચારો આવ્યા કરતા. છતાં એ નક્કી નહોતો કરી શકયો કે જે ભાવે પોતે કામ કરી રહ્યો છે, તે કામની મર્યાદાને પહોંચી વળીને એક દિવસે પોતે આ ઑફિસના જમાઈ-

પદ માટે ક્યારે યોગ્ય થઈ શકશે ! ભવિષ્યમાં આ મોટી ઑફિસના પરિચાલનમાં કેવી રીતે કુશળ બની શકશે !

ઑફિસમાં મોટાં મોટાં કામ હંમેશ થતાં. એ બધાં કામ સાથે વિમલનો પૂરેપૂરો સંયોગ થતો નહિ !...

બજારમાંથી અલકા માટે સાડી ખરીદ્યા ને આજ બે મહિના થઈ ગયા છે. ઑફિસમાં દાખલ થયાને પાંચ મહિના થઈ ગયા છે.

અલકા પ્રત્યેથી મનને પાછું વાળી લીધું છે. આ માટે પહેલું કારણ હતું: પ્રિયશંકર પ્રત્યે વિરક્તિ અને અભિમાન ! આજે એ કારણ સાથે બીજું કારણ પણ મળ્યું છે: અલકા ઉપર અભિમાન !

અલકાને ત્યાં તે નહોતો જતો, એ સાચું...પણ અલકા તો તેનું ઠેકાણું જાણે છે ! વચ્ચે કેટલા મકાન આડાં છે... !

અલકા નથી આવતી એ વિચારની સાથે જ વિમલનું મન એકાએક કોમળ બની જતું. મન બોલી ઉઠતું: બિચારી ! ઇચ્છા હોવા છતાં પણ બાર રૂપિયા ખાતર તે નહિ આવી શકતી હોય : કદાચ એટલા રૂપિયા હજી સુધી ભેગા નહિ કરી શકી હોય...! એ શરમના લીધે જ નહિ આવી શકતી હોય !

જો એમજ હોય, તો એ મામૂલી રૂપિયાથી અલકાને સહાય કરી છે એ તો બાજૂ પર રહ્યું, પણ અલકાને ખરેખર મુશ્કેલીમાં મૂકી દીધી છે !...ઉપાય ?

વિમલના હૈયામાં વિચાર આવ્યો: મારે જ એને ત્યાં જવું જોઈએ. જઈને અલકાને કહેવું જોઈએ, આટલા તુચ્છ પૈસા ખાતર આવી શકતાં નથી, મિસ સેન ! આવા સામાન્ય પૈસા માટે આપણી મૈત્રિ સંકુચિત બને, એ ઉચિત નથી. આપને યાદ રાખવું જોઈએ, આ ઋણ નથી !...મારે કોઈ દિવસે બે ચાર રૂપિયાની જરૂર હશે તો આપની પાસે માગતાં જરાયે સંકોચ નહિ રાખું...! તું પણ એ પ્રમાણે......

તું ?

પરંતુ એમ ન શોભે! અલકાને કદાચ આ વાતથી અપમાન લાગે તો ? જો કહે કે, આ ભિક્ષા હું શા માટે લઉં ?...

તો ?

હંમેશ ઑફિસેથી પાછા ફરતાં વિમલના મનમાં થતું, આજ જરૂર અલકા રાહ જોતી બેઠી હશે! ઘેર પહોંચતાં જ તે શરમ ભર્યા હાસ્ય સાથે બોલશેઃ 'ક્ષમા કરજો વિમલબાબુ, પૈસા ખાતર આવી શકી નહોતી.'

પણ કોઈ દિવસ વિમલની આ આશા પૂરી ન થઈ!

બરાબર ત્રણ વાગ્યા અને ચેટર્જી સાહેબની કેબીનમાં વિમલનો સાદ પડયો.

ચેટર્જી સાહેબે કહ્યું : "એક ખાસ કામ આવી પડેલું હોવાથી, આજ રાતે હું મુંબઈ જઉં છું...થોડા દિવસ મારે બહાર રહેવું પડશે...મિ૦ રાયે લખ્યું છે કે, ઑફિસનો ચાર્જ તમારે સંભાળવો."

વિમલનું સારું યે શરીર ધ્રૂજી ઉઠયું! શું વિમલ સ્વપ્ન જોઈ રહ્યો છે? કે આ સત્ય છે?

ચેટર્જી સાહેબે કહ્યું: "જુઓ, પ્રત્યેક ડીપાર્ટમેન્ટ વ્યવસ્થિત રહેવાં જોઈએ. ન કોઈ દગો કરી જાય કે ન કોઈ પ્રકારની ધાંધલ થાય!"

આ શબ્દો વિમલના કાન સુધી ગયા હોવા છતાં એના મન સુધી પહોંચ્યા કે નહિ, એ સમજી શકાયું નહિ. મન આનંદથી નાચી રહ્યું હતું...મનની વચ્ચે એક જ શબ્દ કલ્લોલ કરી રહ્યો—ચાર્જ! ચાર્જ!

ચેટર્જી સાહેબનું બીજું વાક્ય સાંભળીને વિમલ ચમકી ઉઠયો.

આટલા દિવસોમાં કોઈ દિવસ શું ઓફિસના યંત્રનો વિમલ સાથે પરિચય કરાવ્યો છે?...અને બધું વ્યવસ્થિત રહેવું જોઈએ ! કઈ સ્વીચ સાથે કયું ડીપાર્ટમેન્ટ સંકળાયેલું છે અને કઈ સ્વીચ દબાવવાથી ડીપાર્ટમેન્ટ સચલ બની જાય છે, એની કોઈ રીત વિમલને જણાવી છે?

વિમલ મૌન ઊભો રહ્યો.

ચેટર્જી સાહેબે કહ્યું : "યુરોપ અને જાપાનની જે ટપાલ આવે તે પરભારી મુંબઈના મારા સરનામે મોકલી આપવી. બીજા કાગળ પત્રો માટે ચિંતા કરવાનું કોઈ કારણ નથી. જ્યાં સુધી હું ન આવું ત્યાં સુધી એ બધાને વ્યવસ્થિત સાચવી રાખવા. હું આવીને એનો વ્યવસ્થા કરી નાખીશ...અને કામ માટે જે લોકો ઓફિસમાં આવે તેની સાથે આપ વાતચિત કરજો. નવા અને જૂના કોન્ટ્રાકટના કામ છે: બીલ ચેક કરવા, પેમેન્ટ કરવું, ચેક પર સહી કરવી...એ બધાં કામનો બોજો આપના પર રહે છે. એકાઉન્ટન્ટ હંમેશ આપને હિસાબ સોંપી જશે...હિસાબ તપાસીને તમારે સહી કરી આપવી. પુરાંતના રૂપિયા જે હોય તે આ તેજુરીમાં રાત માટે સાચવવા. બીજે દિવસે સવારે બેંકમાં ભરી દેવા, પણ હરવખત તેજુરીમાં બે હજાર રૂપિયા તો રહેવા જ દેવા. કોઈ પરચુરણ પેમેન્ટમાં જરૂર પડે એટલા માટે. બસો રૂપિયા ઉપરનું જે કંઈ પેમેન્ટ કરવાનું હોય તે ચેકથી કરવું અને એથી નીચેની રકમનું પેમેન્ટ ચેક અથવા કેશથી કરવું !... આ બાબતમાં દરેક ડીપાર્ટમેન્ટ આપને મદદ કરશે."

વિમલે ગંભિર ચહેરે માથું નમાવ્યું...જાણે પોતે જીવતો છે, એ જણાવવા માટે.

ચેટર્જી સાહેબે કહ્યું : " તેજુરીની અને આ ટેબલની ચાવી કોઈના હાથમાં ન જવી જોઈએ...ઓફિસમાં અવિશ્વાસ કરવા જેવા

માણસો છે, એમ હું નથી કહેતો. પણ હંમેશા સાવધ રહેવું જોઈએ. અને ઑફિસનો નિયમ પણ એ છે, જેને ડીસીપ્લીન કહે છે. તેજુરીની ચાવી આપના સિવાય અન્ય કોઈના હાથમાં ન જવી જોઈએ અને તેજુરી આપના જ હાથે ખૂલવી જોઈએ! હવે આવો, તેજુરી ખોલવાની પ્રાઈવેટ રીત બતાવું અને ચાવી આપના હાથમાં મૂકીને ચાર્જ સોંપી દઉં..."

આ બધી વ્યવસ્થા કરી ચેટર્જીસાહેબ પોતાના આસન પર વિમલને બેસાડીને વિદાય થયા.

વિમલ ઑફિસનો મેનેજર થયો.

# ૧૩

**મૂનમાંથી** બહારની દુનિયા જાણે ધોવાઈ–ભૂંસાઈ ને સાવ અદશ્ય થઈ ગઈ છે. વિભાવરી, પ્રિયશંકર, અલકા કેશનોવા...સઘળું જાણે હવામાં મળી ગયું છે!

આવડી મોટી જવાબદારી...નિષ્કલંક હાથથી આ જવાબદારી પૂરી કરી શકાશે?...ફરીવાર આ જવાબદારી પોતાના હાથમાંથી સરકીને ચેટર્જીસાહેબના હાથમાં ચાલી જશે! દઈ શકાશે? આ વિચારથી વિમલનું મન ભારે થઈ જતું.

રાતના સમયે વિમલને ખરાબ સ્વપ્ન દેખાતાં...વારંવાર નિદ્રા ભાંગી જતી. જાણે શહેરના સઘળા ચોરલોકોને ખબર પડી ગઈ છે કે તેજુરીની ચાવી આજ ચેટર્જીસાહેબ પાસે નથી...એ ચાવી વિમલ પાસે છે! અને આ સમાચાર જાણીને સઘળા ચોરો ટોળે મળીને આ દિવાલમાં ગાબડું પાડી રહ્યા છે...અને બારી તોડીને આક્રમણ કરવા ધસી રહ્યા છે...

ભયથી વિમલ જાગી ઉઠતો અને બધાં બારી બારણા તપાસી જોતો...

છતાં ભય નહોતો જતો...ઉંઘ ચાલી જતી. ઉંઘ ઉડી જાય ત્યારે વિમલ જોતો: પોતે પસીનાથી તરબોળ થઈ ગયો છે! નોકર હતો – તેનું નામ સિધુ. છેવટે વિમલ એને બોલાવતો અને કહેતો: ' મારા ઓરડામાં તારે તારી પથારી કરીને સૂઈ રહેવું! વખતે મારી તબિયત નરમગરમ થઈ જાય...'

ઓફિસમાં કેટલાક દિવસો તો મોહભર્યા સ્વપ્ન વચ્ચે પસાર થયા. ઘણા વિષય પર વિચારણા થતી. અનેક પ્રકારની દરખાસ્તો આવતી, વાતચિતો ચાલતી.

અને આ બધાં કામ કરીને સાડા પાંચ વાગે ઓફિસ બંધ થાય એટલે તેજુરીની ચાવી ખિસ્સામાં મૂકીને વિમલ ઘેર આવતો...

ટ્રામમાં નહિ...મોટરમાં. ઓફિસની મોટર. મેનેજર માટે ખાસ રાખવામાં આવેલી. મગજ થઈ જતું ભારે પત્થર જેવું.

ડ્રાઈવર હંમેશા કહેતો : " કઈ તરફ, ઘેર ?"

ચમકીને વિમલ જવાબ દેતો : " ના, ના, મેદાનમાં ..સ્ટેન્ડ..."

ગાડી કોઈ દિવસ મેદાનમાં જતી, કોઈ દિવસ સ્ટેન્ડ તરફ... અને પછી વિમલને એના ફ્લેટ પાસે મૂકી જતી.

મેદાનમાં જઈને વિમલ ઘડીક ચાલતો. બેંચપર બેસતો. એના ફરતા થાકી ગયેલા શહેરનો કલરવ ગુંજ્યા કરતો ! એ ગુંજનમાં પ્રમત્ત બનેલું મન ભાવિ માર્ગના કલ્પના –કુસુમો ચૂંટવામાં તન્મય બની જતું !

સંધ્યાનો અંધકાર વળે એટલે વિમલ ચમકતો અને મોટરમાં બેસીને સીધો ઘેર આવતો.

ઘર……

સાવ મૌન ભાવે વિમલ ઘરમાં બેઠો હતો. સામે કેલેન્ડર હતું. હંમેશ એક એક તારીખ ઉડી જતી. કેલેન્ડર સામે જોયું : મોટા મોટા અક્ષરો જાણે સળગી રહ્યા છે…સન્ડે…જાનેવારી ૨૨ !…હૃદય ધબકી ઊઠ્યું. ઓગષ્ટમાં ઑફિસમાં જોડાયો. ૭ માસ પૂરા થઈ ગયા ! હજી આવાને આવા ૭ મહિના કઠોર સાધનાથી પૂરા કરવાના છે ! અને ૭ માસ પૂરા થયા પછી વિભાવરી…ઑફિસ…એ બધું એના અધિકાર તળે આવી જશે !

કલ્પનાના આ નશાએ વિમલને વિહ્વલ બનાવી દીધો.

સામેના બ્લોકમાંથી રેડીઓ વાગી રહ્યો હતો……રવીન્દ્ર–સંગીત……

> ગ્રામ છાડા ઐ રાંગામાટીર પથ
> આમાર મન ભૂલાય રે !
> (ઓરે) કાર પાને મન હાત બાડિયે
> લૂટીયે જાય ધૂલાય રે !

વિમલ ચમકી ઊઠ્યો ! કોના તરફ વિમલનાં ગ્રામ ત્યાગી મન–હાથ લાલ માટીના રસ્તે દોડી રહેલ છે ! છેવટે કદાચ ધૂળમાં ઢળી પડશે તો ?

ચિંતાના તરંગો જાગૃત થયા અને એ તરંગોની સાથે ગીતના શબ્દો સચેત બન્યાઃ—

> (ઓજે) કેડે આમાય નિયે જાય રે
> જાય રે કોન ચુલૉય રે !

ચુલો ! અંતે પરેશાન થયેલું મન ચુલામાં જશે ?– શા માટે ? ગામડામાંથી નીકળેલા આ લાલ માટીના રસ્તા પર એણે તો કોઈ લક્ષ્ય ગુમાવ્યું નથી ! તો પછી ?

હવામાં – વાતાવરણમાં – સૂરની માળા ડોલી રહી હતી:—

(ઓગો) કોન ઑંકે કિ ધન દેખાબે,
કોનખાને કિ દાય ઠેકાબે,
કોથાય ગિયે શેષ મેલે જે—
ભેબેઈ ના કુલાય રે!

હૃદય વચ્ચે ગીતના શબ્દો પત્થરના વરસાદ માફક વાગવા લાગ્યા! ગામડાનો ત્યાગ કરીને તે આ શહેરમાં આવ્યો...લાલ માટીના રસ્તે!...તેથી જ શું?...

ટેબલ પર ગોઠવેલ વિભાવરીની છબી સામે દ્રષ્ટિ પડી. ત્રણ વરસ પહેલાં લીધેલી છબી. વિમલે નવો કેમેરા લીધો હતો, ખૂબ પાવરફુલ લેન્સ...એ કેમેરાથી પ્રથમ છબી વિભાવરીની જ લીધી હતી...

વિભાવરી અત્યારે શું કરતી હશે? કાળા પાણીની સજા પામેલા વિમલનો વિચાર કરતી હશે? જરૂર કરતી હશે. જ્યારે બર્મામાં હતો ત્યારે વિભાવરીએ પત્રો લખવામાં કદી કૃપણતા દાખવી નહોતી. એ પત્રોમાં હજારો પ્રશ્ન હતા...વિમલના કુશળ,...કામકાજ કેવું ચાલે છે એ જાણવાનો આગ્રહ...બર્માનો પરિચય જાણવાનું કૌતૂહલ. આજે વિભાવરી પત્ર નથી લખી શકતી...નિષેધ છે માટે. એ નિષેધ વિભાવરીને જેમ પીસી રહ્યો છે, તેમ વિમલને પણ ચગદી રહ્યો છે!

પત્ર લખવાનું બંધ છે! સારું, જો ડાયરી માફક લખું તો? વિભાવરીને સંબોધીને મનની પ્રત્યેક ઉર્મિઓ શબ્દોમાં ગોઠવી હોય તો?...એ લખાણ ટપાલમાં ન મોકલવું...નોટબુકમાં લખી રાખવું! અને છ માસ પૂરા થયા પછી વ્રતની પૂર્ણાહુતિ કરીને જ્યારે વિભાવરી સાથે પ્રથમ મેલાપ થાય, ત્યારે વિભાને નોટ બતાવીને કહેવું કે: 'તારું લક્ષ્ય રાખીને હંમેશાં જેટલા વિચારો મનમાં જાગ્યા હતા, તે બધા તારીખવાર આમાં ગૂંથ્યા છે! જો વિભા!...' છ માસ

ને શી વાર! આતો જોત જોતામાં છ માસ ચાલ્યા ગયા! બાકીના છ માસ પણ ચાલ્યા જશે!

વિચારમાં ને વિચારમાં વિમલનું મન અધીર–ચંચળ બની ગયું.

સિધુને મોકલીને તરત બજારમાંથી એક પાકી નોટ મંગાવી. નોટબુકના પહેલા પાના પર ખૂબ સરસ અને મોટા અક્ષરોએ વિમલે લખ્યું:—

**વિભાવરીને......**

નીચે ઝીણા અક્ષરે પોતાનું નામ લખ્યું.

'વિમલ'

ત્યારપછી નોટબુકના પાનાઓ પર અક્ષરો સાથે મનના તરંગોને વહેતા મૂકી દીધા...લખવા માંડયું :—

છ માસ કેવી રીતે અને કેમ પસાર થઈ ગયા, તે સમજી શકતો નથી. માત્ર મનમાં થાય છે, છ માસ આટલા નહાના હશે? બાકીના છ માસ પણ ચાલ્યા જશે વિભા!

હું અત્યારે ઑફિસના મેનેજરની જગ્યા પર છું. મેનેજર ચેટર્જી સાહેબ મુંબઈ ગયા છે. હજી પાછા ફર્યા નથી! લખે છે, પાછા ફરતાં હજી બે માસ લાગશે.

આજે સમજાયું છે, તારા પિતાશ્રી મને જે માર્ગ પર લઈ ગયા છે, એ માર્ગ પર હું બરાબર ચાલી શકીશ, તો એક દિવસે જીવન લક્ષ્મીને મેળવીશ!

આટલું લખાયું ત્યાં સિધુ આવીને બોલ્યો: "બાબુજી..."

વિમલે સિધુ સામે જોયું.

સિધુએ કહ્યું : "કોઈ સ્ત્રી મળવા આવેલ છે..."

સ્ત્રી! વિમલને ત્યાં...સંધ્યા પછી?

વિમલ ચમકીને ઊઠ્યો. પરંતુ વળતી ક્ષણે એ ચમક ભાંગી ગઈ! જરૂર અલકા?

વિમલ બોલ્યો : "એમને અહીં મોકલ..."

સિધુ બહાર ગયો. હમણાં જ લખવી શરૂ કરેલી નોટબુક બંધ કરી – જરા દૂર મૂકીને વિમલ સ્વસ્થ થઈને બેઠો...દ્વાર સામે દૃષ્ટિ!

અને એ દ્વારમાંથી અલકાએ ખંડમાં પગ મૂક્યો! મધુર સૌરભથી ઓરડો ભરાઈ ગયો!

હસીને અલકા બોલી : "ચમકી ગયા ખરું ને? ભૂતને જોઈને માણસ ચમકી ઉઠે...તેમ, ખરું?"

ખુરશી પરથી ઉઠીને વિમલ બોલ્યો : "શા સમાચાર છે?"

અલકા બોલી : "મુક્તિ લેવા આવી છું."

"મુક્તિ!" વિમલના કાન પર આ શબ્દો કંઈક જૂદી રીતે અથડાયા!

અલકા હસી: હસીને બોલી : "નિર્વાણ – મુક્તિ નહિ!...એ મુક્તિ આ જીવનમાં તો નહિ મળે. ઋણની મુક્તિ ..દેણું. એ બાર રૂપિયા..."

આટલું કહીને અલકાએ હાથ બેગમાંથી દસ રૂપિયાની એક નોટ અને બે રૂપિયા રોકડા બહાર કાઢીને વિમલના ટેબલ પર મૂકયાં.

વિમલે કહ્યું : "સંધ્યા સમયે ઋણ મુક્તિ!"

અલકાએ કહ્યું : "એ પહેલાં આપી શકું એવો સુયોગ નહોતો. આ બાર રૂપિયા બાર કાંટા માફક આટલા દિવસોથી ઉડતા બેસતાં મને વિંધીને વ્યથા આપી રહ્યા હતા!...કેટલાય દિવસો સુધી એકલી બેસીને અધીર બની ગઈ હતી, સમય જતો નહોતો, વખતો વખત થતું એકવાર આવીને બે વાતો કરી જાઉં! પણ આવી શકી નહિ! આ બાર રૂપિયા માર્ગ રોકીને કંટક માફક આડા પડયા હતા!"

વિમલે કહ્યું : "પરંતુ, એ બાર રૂપિયા માટે મેં કદી જાપ નહોતો કર્યો!"

"એ આપનું મહત્વ!...આપ મોટા માણુસ છો...બાર રૂપિયાનું મૂલ્ય આપની પાસે કદાચ અતિ–તુચ્છ હશે! પણ એ બાર રૂપિયા મારી પાસે...દેહના લોહી જેટલા કિંમતી હતા! આજ કંઈક રૂપિયા મેળવી શકી છું...મળ્યા કે તરત ઘેર ન જતાં સીધી આપની પાસે આવી છું...દેણું ચૂકવવા!"

વિમલ બોલ્યો : "ત્યારે તો આપે મને પઠાણ લેણુદાર માન્યો હશે......?"

અલકા બોલી : "એવું નથી, હું જાણું છું કે આપ સજ્જન છો!...તોય દેણું હંમેશાં માણુસને બહુ નીચો બનાવી દે છે...છેલ્લા કેટલાક મહિનાથી હું એ સમજી છું! બધાં ઋણ માણુસ ઉઠાવી શકે છે...માત્ર પૈસાનું ઋણ નથી ઉઠાવી શકાતું!..."

વિમલે કહ્યું : "જવા દો, દેણું ચૂકવીને હવે તો મુક્તિ મેળવીને......?"

આરામનો નિશ્વાસ નાખીને અલકા બોલી : "હવે ખૂબ શાન્તિ મળી–આપની સામે મસ્તક ઉંચું રાખીને ઊભી રહી શકું છું...આ શું ઓછો આનંદ છે?"

વિમલે કહ્યું : "માથું ઉંચુ રાખીને માત્ર ઊભા જ રહેવું છે? બેસવું નથી? આપના ઘર જેટલી સુઘડતા નથી એટલે બેસતાં શરમ આવતી હશે? તોપણ આ ઘર છે......રસ્તો નથી!"

હસીને અલકા બોલી : "આપને ઘણું બોલતાં આવડે છે, એ હું જાણું છું. હવે કશું નહિ કહેવું પડે, હું બેસું છું."

અલકા ખુરશીપર બેઠી–વિમલની સામે. અલકાએ કહ્યું : "હવે આપ બેસો...મહિલાની મર્યાદા સાચવી લીધી!"

વિમલ બેઠો: બોલ્યો : "અત્યારે કઈ બાજૂથી આવો છો?"

"કેશેનોવાથી નહિ...કામ કરવું પડે છે. અન્ન વસ્ત્ર મેળવવા માટે. કોઈ વખતે કામ મળે છે, કોઈ વખતે નથી મળતું...હમણાં કામ મળ્યું છે, એટલે બહાર નીકળવાનું સાહસ પણ મનમાં જાગ્યું છે!...પણ નહિ, આપનું ઘર તો બરાબર જોઉં."

કહેતાં કહેતાં એની નજર વિભાવરીના ફોટા સામે પડી. ફોટો હાથમાં લઈ, ઘડીભર એકાગ્ર નજરે જોઈને અલકા બોલી : "જીવન સહચરી?"

વિમલે કહ્યું : "હજી તો મારા લગ્ન થયા નથી...જીવન સહચરી ક્યાંથી હોય?"

"થનારાં છે?"

"એવી વાત તો ચાલે છે."

"તો પછી?"

વિમલે કહ્યું : "પૃથ્વીમાં અનેક પ્રકારની વાતો થયા કરે છે. શું દરેક વાતો સાચી બનતી હશે?"

એક ઉઠેલા નિશ્વાસનો અવરોધ કરીને અલકા બોલી : "એ સાચું...હું આપને વધુ પરેશાન નહિ કરું...મને લાગે છે કે હજી આપ જમ્યા નથી, ખરું ને? અહીં આવતી વખતે બાજૂના રસોડામાં મેં જોયું હતું, રસોયો ઉપાધીમાં હતો. એટલે મને થયું કે રસોઈની તૈયારી થતી લાગે છે...પણ હા, આપને હું ધન્યવાદ આપું છું... મારા જીવનમાં બીજીવાર કૃષ્ણ બનીને મારી લાજ રાખી છે!"

વિમલે કહ્યું : "ત્રીજીવાર જરૂર પડે તો, આપના કૃષ્ણને પોકાર કરજો!"

અલકા બોલી : "હવે એવી ઇચ્છા ન રાખશો!...જીંદગી સુધી

શું ઋણુનો ભાર ઉપાડ્યા કરું? એ ઋણુ તો હું આ જીવનમાં કદી વાળી શકું એમ નથી."

હસીને વિમલે કહ્યું : " કંઇ નહિ, આવતા જન્મે ચૂકવજો!"

અલકા બોલી : " ના, ના, મજાકની વાત નથી. મારી જોયેલી દુનિયા કેવડી હોય? પણ એ દુનિયામાં આપના જેવા માણુસ મેં અન્ય કોઇ જોયા નથી....હું આ ખુશામત નથી કરતી...સાવ સાચું કહું છું. વિશ્વાસ રાખજો. "

વિમલના મનમાં એકાએક કૌતૂહલ છવાયું ! એ કૌતૂહલનું પોતે દમન કરી શકયો નહિ, તે બોલ્યો : " કૃપા કરીને આપની જોયેલી દુનિયાની વાત કરશો ? હું પણ દુનિયાને બહુ નથી જાણી શકયો. "

અલકાએ કંઇક વિચાર્યું: ત્યારપછી એક નિશ્વાસ નાખીને કહ્યું : " એક દિવસ કહીશ....હજી એનો સમય નથી....ત્યારે હું જઇશ. આઠ વાગ્યા..."

અલકા ચાલી જશે ? વિમલનું મન પોકારી ઊઠયું: નહિ એને પકડી રાખ! અલકા સાથે વાતો કરવાથી આરામ મળે છે !...ફરી કયારે આવે? આવે કે ન પણુ આવે !...અલકાની દુનિયાના માણુસો...એના મિત્રો...પરિચિત જનો...એ બધાની ભીડમાં–કલરવમાં અલકા–કદાચ અહીં આવવાનું ભૂલી જાય તો ?...માણુસનું મન માણુસ સાથે મનની બે વાતો નથી કરતું તો એ મન સાવ શુષ્ક અને જીર્ણુ થતું જાય છે!

વિમલે કહ્યું : " એમ નહિ જઇ શકાય. શું મને દુર્જન બનાવીને ચાલ્યા જશો ? "

વિસ્મય પામીને અલકા બોલી : " મેં આપને કયારે દુર્જન બનાવ્યા, કહો તો ? "

વિમલે કહ્યું : " કંઈ નહિ તો એકાદ પ્યાલો ચા મંગાવવા દો! નહિ તો હું માનીશઃ હું ધીરધાર કરનારો મહાજન છું. પૈસા ઉધાર આપવા અને પાછા લેવા એ સિવાય મારે બીજું કોઈ કામ નથી!"

હસીને અલકા બોલી : " જુઓ તો....પોતાને અપરાધી માની મારા પર શ્લેષ કરે છે.......હું શું એમ કહું છું ? "

વિમલે કહ્યું : " આપે એમ કહ્યું નથી, પણ એવી વાત કદી ન કહી શકો, એવો મને સુયોગ આપો. "

અલકા બોલી : " ઓહ્...ચા પાઈને મારું મોઢું બંધ કરવા માગો છો, કેમ ? "

" હા. "

વિમલ ઊઠયો.

અલકા બોલી : " પણ ફકત એક પ્યાલો ચા! યાદ છે, મારે ત્યાં તે દિવસે આપે ચરણ રજ આપેલી, તે દિવસે કેવું આચરણ કર્યું હતું ? આજ હું એનો બદલો વાળીશ. "

વિમલે કહ્યું : " બદલો લેશો ? કહો, તોલ માપ કરીને ?"

અલકા વિમલ સામે અવિચલ નજરે જોઈ રહી. ત્યાર પછી બોલી : " કેમ કહો તો, શું કંઈ તોલ માપ રાખ્યું છે ? "

વિમલે કહ્યું : " તે દિવસે મેં કેવળ એક જ પ્યાલો ચા લીધો હતો એ સાચું...પણ બેઠો હતો બે કલાકથી વધુ...આપે અગિયાર વાગ્યા પછી ઘણી વારે રજા આપી હતી ! "

નેણ સંકુચિત કરીને અલકા બોલી : " ત્યારે મારે પણ અગિયાર વાગ્યા પછી ઘણી વારે રજા માગવી પડશે, કેમ ? "

" બદલો વાળવાનું તો આપે જ કહ્યું હતું......"

અલકા બોલી : " સારું. આપની આ ચેલેન્જ હું ઉપાડી લઉં

છું ! અગિયાર શા માટે, બાર પછી પણ આપ જવાનું નહિ કહો તો હું અહીં બેસીને આપની સાથે વાતો કરતી રહીશ. ”

વિમલના હૈયે વિજળીનો ચમકારો થયો...સાથો સાથ ભયંકર પ્રલય – વંટોળ ! તે કશો ઉત્તર ન આપી શક્યો. સિધુને ચા બનાવવાનું કહેવા તે ખંડ બહાર ચાલ્યો ગયો.

સિધુને ચા બનાવવાનું કહી, તે બાજૂના એક ખંડમાં ગયો. એનું મન કંઈક અસ્વસ્થ બની ગયું હતુંઃ શા માટે ? વિમલના મનમાં થયુંઃ જે સમયે પોતે માનસિક સંયમના અચલ બળ પરત્વે ગર્વનો અનુભવ કરીને, વિભાવરીને ઉદ્દેશીને પોતાની સાધનાનું વિવરણ લખવા તત્પર થયો હતો, તે સમયે સાધનાના ગર્વાનુભવ પર કોણ જાણે ક્યાંથી એક અટ્ટહાસ્ય માફક અલકા આવી પડી !...મનથી પોતે અલકાના સાનિધ્યની કામના પ્રતિક્ષણ કરતો હતો, તેવી જ રીતે અલકાથી દૂર રહેવાનો પ્રયત્ન પણ જીવ તોડીને કરી રહ્યો હતો !...

અલકા ગમતી. આ અજાણી હવાના અનાસ્વાદિત માધુર્ય વડે અલકા વિમલના માનસમાં ઈંદ્રજાળ રચતી. અલકા દૂર હોય છતાં પણ વિમલનું મન અલકાની કલ્પનાઓ વડે સ્વપ્ન રાજ્ય ઘડી લેતું ! અલકાના સાનિધ્યમાંથી વિમલ કદી પોતાના મનને વાળી શકતો નહિ.........

વસંતના વાયુ માફક અલકા આવતી અને જતી. એ આવવા જવા પાછળ કોઈ પ્રકારની દૂષિત આબોહવા કે નબળી વૃત્તિનો આભાસ પણ દેખાતો નહોતો !

...પણ અલકાના આવવાથી સિધુના મનમાં કોઈ તર્ક જાગે તો ?...કલકત્તાનો નોકર...એ ધારે કે કોઈ નારી આવડી રાતે આવે છે...એકાકિની......

આવા અનંત વિચારો ઘોડ દોડના ઘોડાઓ માફક મન ઉપર દોડવા માંડયા...અને એ ઘોડાઓના દાબડાના આઘાતથી છિન્નભિન્ન થયેલું મન વારંવાર કહેવા લાગ્યું: અલકા સંબંધી આવી બધી નકામી વાતો મનમાં શા માટે જન્મે છે ? મિત્રને મિત્રના સ્વરુપે શું સ્વીકારી શકતો નથી ? અલકાની શુભ્ર નિર્મળ પ્રીતિ ભરી મૈત્રી પર તારા મનની કાળાશ - લગાવીને શા માટે એને શ્યામ બનાવી રહેલ છે, શા માટે અલકાનું અપમાન કરે છે ?

જોર પૂર્વક મનને દબાવીને વિમલ ખંડમાં ગયો...જ્યાં અલકા બેઠી હતી, તે ખંડમાં.

૧૪

ઘરમાં આવીને વિમલે જોયું: અલકા નોટ બુકના પૃષ્ઠ પર એકાગ્ર ચિત્તે જોઈ રહી હતી.

સહજ સ્વરે વિમલ બોલ્યો : " કહ્યા વગર પારકી ચીજને..."

હસતા વદને વિમલ સામે દ્રષ્ટિ કરીને અલકા બોલી : " કોઈ પ્રકારની ચોરી તો નથી જ કરી!...પણ કશું જણાવ્યા વગર છૂપાઈ ને અતિથિની રીતભાત જોયા કરવી અને અતિથિને ચોરથી યે અધમ ગણવો, એ પાઠ તો આપે મને આજ શિખવ્યો!"

આ શબ્દોમાં જેટલી જ્વાળા હતી, તે જ્વાળા ઉછળતા જળ ધોધ માફક વિમલના સમગ્ર મન પર ફરી વળી.

વિમલે કહ્યું : " આપની મજાક આટલી કઠણ કેવી રીતે બની, એ જ વિચારું છું...જોવામાં તો દેખાઓ છો મૃદુ કુસુમાદપિ!"

બંને ચળકતાં નયનોની પરિપૂર્ણ દ્રષ્ટિ વિમલના વદન સામે સ્થિર કરીને અલકા બોલી : – " એનો અર્થ!"

વિમલે કહ્યું : "એટલે એક બંગાલી નવલકથા લખવાની શરુઆત

કરી છે – પત્રો રૂપે...પણ એ લખાણ પ્રગટ થયા પહેલાં લેખક સિવાય બીજાએ ન જોવું એ શું ઉચિત નથી ?"

ખુરશી પરથી ઊઠીને જરા તીખા સ્વરે અલકા બોલી : "રહેવાદો, રહેવાદો, મને મુરખ માનીને ગમે તે વાતોથી સમજાવી નહિ શકો !... ટેબલ ઉપર ફોટોગ્રાફ – અને એ ફોટોગ્રાફ સામે આ પૂજાનો મંત્ર... આટલું જોયા પછી કોઈ સમજ્યા વગર ન રહે !...હું સમજી ગઈ છું, વિમલબાબુ ! અને સમજી ગઈ છું એથી આપને શરમાવાની શી જરૂર છે, એટલું જ મારી બુદ્ધિથી અગમ્ય છે !"

પરાજયની ગ્લાનિથી વિમલનું મન ભરાઈ ગયું. એ ગ્લાનિ ધોઈ નાખવાના હેતુથી તે બોલ્યો : "આપની બુદ્ધિની પ્રસંશા કરું છું...પણ આપણા વચ્ચે આટલી સમજણ થાય એ પહેલાં જ આ ફોટાનો પરિચય આપતાં હું અચકાયો નહોતો, પણ આપ જે રહસ્ય પાછળ છૂપાઈ રહ્યાં છો, એ રહસ્ય આપ દૂર કરીને–મારી આશા શું સફળ કરી શકશો ?"

જાણે આકાશ પરથી પડતું મૂક્યું હોય, એવા વિસ્મય ભર્યા ભાવે અલકાએ પ્રશ્ન કર્યો : "એનો અર્થ ?"

વિમલે કહ્યું : "એનો અર્થ ખૂબ સહજ છે. અર્થાત રવિબાબુની ઉર્વશી માફક આપ કંઈ કલકત્તાના ફ્લેટમાં ઉતરી આવ્યાં નથી ! અને એ પરિચયનું એક વચલું પ્રકરણ તે દિવસે આપને ત્યાં બેસીને સાંભળ્યું હતું...જેમ માસિક પત્રમાં પ્રગટ થતી નવલકથાનું છૂટું છવાયું એક પ્રકરણ ! આપના ઘેર જે નવલકથાનું વચલું પ્રકરણ આપે પ્રગટ કર્યું હતું, એના અગાઉના અને અંતના પ્રકરણો આપે આજ અહીં કહેવાં પડશે...જો આપ નહિ કહો તો આપણી વચ્ચે જીવન ભરની જૂદાઈ થશે."

બંને નયનો વિસ્ફારિત કરીને અલકા બોલી : "વિમલબાબુ ! આપ

આ શું કહો છો ?...આપની સાથે પ્રણય ક્યારે થયો છે, કે જીવન ભરની જૂદાઈનો ભય બતાવો છો ?"

વિમલે કહ્યું : "એ પ્રશ્ન જતો કરીને પ્રકરણ કહી શકશો !"

અલકા બોલી : "એથી આપને લાભ શું ? જીવનમાં આપણે ઘણા લોકો સાથે મળીએ છીએ, પરિચય કરીએ છીએ...એ લોકોના જીવનમાંથી આપણે કોઈના જીવનનું એકાદ પ્રકરણ કે કોઈના જીવનની આઠ દસ લીટી જાણી શકીએ છીએ...પૂરી કિતાબ જાણવાનો આપણને સમય ક્યાં છે ? ન જાણીએ તો પણ દિવસો તો બરોબર ચાલ્યા જાય છે...કોઈ સ્થળે કશી અવ્યવસ્થાનો અનુભવ થતો જ નથી. મારા સંબંધી આપે જે એક બે પ્રકરણ જાણ્યાં છે, એથી વધારે જાણવામાં આપને લાભ શું ?"

વિમલ જાણે શરમાઈ ગયો ! સાચું છે...આ અકારણ કૌતૂહલ શા માટે છે, એ અલકાને કેવી રીતે સમજાવી શકાય ?

એકાએક એક ઉત્તર મનમાં આવ્યો. વિમલ બોલ્યો : "પણ એથી આપને શું નુકશાન થવાનું હતું, કહો જોઉં ?...હું કહું કે આપનું જીવન જાણવાની મારામાં તમન્ના છે તો ? આપની વાત સાંભળીને મનમાં થાય છે કે આપ જીવન સાથે ખૂબ ઝઝૂમિયાં છો !"

એક નિશ્વાસ નાખીને મ્લાન વદને અલકા બોલી : "જે બે પ્રકરણ સાંભળ્યાં હતાં, તે એવાં રસપ્રદ નહોતાં. નિશ્ચય...આપને આવી તમન્ના હોત, તો ઘણા દિવસો પહેલાં અન્ય પ્રકરણ માટે આપે મને તાકીદ કરી હોત..."

આ વાતનો શું જવાબ દેવો એ વિમલ વિચારતો હતો, ત્યાં સિધુ આવ્યો. એના હાથમાં એક પ્યાલો ચા હતી !

જોઈને અલકા બોલી : "એક જ પ્યાલો જોઉં છું !...ઓહ્..તોલ માપથી બદલો !...આપે તો કથામાળાની એ શિયાળ અને સારસ

વાળી વાત યાદ કરાવી દીધી!...પણું હવે નહિ, બકવાટ કરી કરીને ગળું સૂકાઈ ગયું છે, ચા પી લઉં."

ચા મૂકીને સિધુ ચાલ્યો ગયો.

અલકા કશું બોલ્યા વગર ચા પીવા લાગી. વિમલ તેના સામે જોઈ રહ્યો. આ કિશોરી જાણે બુદ્ધિના તેજથી મઢાયેલી છે! આંખની નજરમાં જે પ્રકાશ કિરણો ઝળહળી રહ્યાં છે, તે પ્રકાશ કિરણો એના ચહેરાના હાસ્યમાં અને પ્રત્યેક વાતોમાં પણ રમે છે!

વિમલને વારંવાર આ સંસ્કૃત શ્લોક યાદ આવ્યા કરતો – આકરે પદ્મરાગાણાં...

વિમલના વિચારોની તન્મયતા વચ્ચે ચા પાન પૂરું કરી, હાથ બેગમાંથી રૂમાલ કાઢી મોઢું લૂછીને અલકા એકાએક બોલી ઉઠી: "મને ક્ષમા કરો વિમલબાબુ...આપના સુમધુર આતિથ્યમાં એક શુષ્ક કર્તવ્ય ભૂલાઈ ગયું હતું...અર્થાત, એક લેણદારને સમય આપ્યો છે... અત્યારે તે આવશે...એનું દેણું છે, ચૂકવવાનું કહ્યું હતું..."

આ શબ્દો ચાબુક માફક વિમલના મોઢા ઉપર પડ્યા. નહિ ધારેલા આ આઘાતથી વિમલનું વદન પળવાર માટે સાવ નિસ્તેજ બની ગયું ...

હસીને અલકા બોલી : " તે સ્ત્રી છે! કદાચ આવીને બેઠી હશે! કદાચ વિચારતી હશે, પૈસા ચૂકવવાના ભયથી હું છટકી ગઈ છું!"

કોઈ પણ રીતે વાત પૂરી કરી, હાથ જોડીને અલકા બોલી : " મને એ યાદ નહોતું. નહિ તો સાચે જ હું અહીં વધુ સમય બેસત... અને આપના ભોજનનો સમય પણ..."

આટલું કહીને અલકા એક પળ પણ ન બેઠી. તરત ખંડમાંથી બહાર ચાલી ગઈ....જાણે વિદ્યુતનો ચંચળ ચમકાર!

વિમલ એમને એમ સજ્જડ બનીને મૌન બેસી રહ્યો.

રહસ્ય...રહસ્ય...અલકાને ફરતું જાણે રહસ્યનું વિશાળ આવરણ છે...વિમલની દૃષ્ટિએ ધૂમાડાના ગોટા જેવું !

કામકાજમાં અલકાની સ્મૃતિ મન ઉપર પ્રદીપ્ત શિખા માફક ઝળઝળતી હતી ! નીરસ કામના ભારથી મન જ્યારે અંધકારમાં અટવાઈ જતું, ત્યારે કોણ જાણે કયા છીદ્ર વાટેથી અલકા આવીને એ અંધકારમાં પ્રકાશની રેખા દોરી દેતી ! એ પ્રકાશના સ્પર્શથી વિમલની નજરે અસ્પૃશ્ય બનેલી પૃથ્વી રૂપ–રસ–ગંધ–ગાનથી ફરીવાર જાગૃત થતી !...ભલે એક દિવસ માટે આરામ મળે! અલકાના ઘેર જઈને નિરર્થક વાણી ચર્ચા, નહિ તો કેશીનોવામાં જઈને બે પ્યાલા કોફીપાન, અથવા સિનેમામાં જઈને છબી જોવી !

પણ એ બનતું નહિ. અલકાના ફ્લેટ પાસે આવતાં જ મનના દ્વાર સામે પ્રિયશંકર ખડા થતા...પ્રિયશંકરની બાજૂમાં વિભાવરી ! શાન્ત મનથી વિમલ વિચારતો, આજ કંઈ નહિ...કદાચ અલકા ઘેર નહિ હોય! ઘરમાં ચૂપ થઈને પડી રહે એવી એ નારી નથી, એ ધારણા વિમલના મનમાં પાકી થઈ ગઈ હતી.

છતાં 'ઘેર નહિ' એ વિચાર આવતાં જ વિમલનું મન એક પરિચિત જગ્યા તરફ દોડતું...એ જ કેશીનોવામાં...બજારમાં પણ અલકા જાય છે તો ખરી !

સારું. અલકા કામ શું કરે છે ? ભણાવવા જતી હશે ?...ના. પહેરવેશની સુરુચિ...વાતચિતમાં આટલી ઉગ્ર બુદ્ધિ ! શિક્ષિકાના જીવનમાં આ બંને વસ્તુ ટકી શકે નહિ.

ત્યારે...?

આ પ્રશ્નનો ઉત્તર શોધવા જતાં મન વચ્ચે કોણ જાણે ક્યાંથી દૈત્યના એક ટોળાનો હુંકાર જાગી ઊઠતો !...ના...ના...લલિતાદેવી કે

પ્રતિભા ગુપ્ત માફક મુક્તભાવે વિચરતી હોય એવી અલકા છે જ નહિ. એવી હોઈ શકે નહિ !...અલકાની આટલી બુદ્ધિ...આટલું જ્ઞાન...

સાત આઠ દિવસ પછીની વાત.

ઑફિસેથી વિમલ ઘેર જઈ રહ્યો હતો....અલકાના ફ્લૅટ સામે આવતાં જ જોયું: અલકા બહાર નીકળી રહી છે...એની સાથે સુટ પહેરેલો એક તરુણ બંગાલી.

વિમલના મનમાં થયું: પોતાના માથા પર જાણે આકાશ તૂટી પડ્યું છે ! મગજ વચ્ચેનું લોહી ઉછળવા માંડ્યું...વિમલના નયનો એ દિશાએથી પાછાં ન વળી શક્યાં !

વિમલે જોયું. એ તરુણ સાથે અલકા હસીને વાતો કરી રહી છે. રસ્તા પર એક ટુ-શીટર મોટર...મોટરમાં એક પ્રૌઢ વયનો ગૃહસ્થ બેઠો છે. ગૃહસ્થની હાસ્યભરી દૃષ્ટિ અલકા અને તેની પાસે ઉભેલા તરુણ પ્રત્યે સ્થિર બની છે.

એ લોકોની સામે અલકા કદાચ વિમલને પરિચિત મિત્ર તરીકે ઓળખાવે તો ? આ વિચારથી વિમલનું મન ખળભળી ઉઠ્યું.

કોઈપણ ઉપાયે રસ્તાની ભીડ આડે થઈને વિમલ મૌન ભાવે પોતાના મકાન પર આવી ગયો. આવીને આરામનો એક શ્વાસ લઈ વિચાર્યું: પ્રલોભનનું ખૂબ દમન થયું છે. સારા નસીબે અલકા આજે એ મંડળીમાં દેખાઈ ગઈ !

મુક્તિ ! મુક્તિ ! આહ : ! કેટલાય દિવસથી અલકા માટે એક જવાબદારીનો ભાર એના મનને નિયમિત પીડન કરી રહ્યો હતો... આજ એ પીડાને વિમલ દૂર હડસેલી શક્યો છે ! યાતના, આટલા

દિવસે વિરામ પામી ! આજથી અલકાની ચિંતા તે નહિ કરે ! અલકા પણ એ દળમાં આવા હાસ્ય સાથે મળતાં શીખી છે ! વિમલ સાથે જે અલકાએ વાતો કરી છે...તે અલકાનો ખ્યાલ !...સેંકડો ખ્યાલો વચ્ચે એક જ ખ્યાલ ! કદાચ તેણે ધાર્યું હશે, વિમલ પણ એને જોઈને એ બધા જેવો પાગલ અને મશગૂલ હશે.

પણ એમ નથી ! વિમલ અલકાના અન્ય સાથીદારો જેવો નથી. એ લોકો જેવો પોતે નથી, આ વિચારથી મનમાં ગર્વ ધારીને તે આત્મપ્રસાદમાં વિભોર બન્યો.

શનિવારે બે વાગે ઑફિસ બંધ થતી. વિમલે વિચાર્યું: સાંજના વખતે સિનેમા જોવા જવું. મનને જે કડક નિયમોથી ઝકડી રાખેલું, એ કડક નિયમોનું સ્મરણ થતાં તે મનમાં ને મનમાં હસ્યો. મન બોલ્યું: પાગલ ! કોઈ કોઈવાર સિનેમામાં જવાથી કશું નુકશાન થવાનું નથી...ત્યાં તો કલકત્તાના નરનારીઓને સમજવાનો કંઈક સુયોગ મળશે.

ઑફિસમાંથી બહાર નિકળતાં જ સુવ્રતે ધીમેથી બૂમ મારી : “ વિમલબાબુ...! ”

વિમલે કહ્યું : “ કેમ ? ”

સુવ્રતે કહ્યું : “ મને આપની ગાડીમાં લેશો તો કંઈ અડચણ પડશે ? ”

“ ના, અડચણ શેની ? ”

જરા દબાયેલા સ્વરે સુવ્રત બોલ્યો : “ અર્થાત્, જરા ચક્કર લગાવવું પડશે....મને રેસકોર્સ પર ઉતારી દેશો ? ”

વિમલે કહ્યું : “ ચાલો... ”

વિમલને સુવ્રત ગમતો. ખૂબ સરસ અને શોખીન યુવાન...ઓછું બોલે—ઑફિસના કામમાં ઘણો નિયમિત...છતાં સારી દુનિયાના સમાચાર એ જાણતો ! જર્મની પાસે કેટલી સબમરીન છે, રશીયા પાસે સી – પ્લેનની સંખ્યા કેટલી – આ સમાચારોથી માંડીને મિસ જ્યોતિ સાન્યાલ માબાપના નિષેધને ઠોકર મારીને શા માટે રંગુન ચાલી ગઈ – એનો સંપૂર્ણ ઇતિહાસ તે જાણતો. ઑફિસની બહાર એક વિશાળ જગત છે, એ જગતમાં પોતે વિચરી રહ્યો છે અને એ જગતમાં કોઈ સાથે પોતાને પરિચય નથી, – આ વાત મનમાં આવતાં વિમલ ધ્રૂજી ઉઠતો !

ગાડીમાં બંને વચ્ચે વાતો થવા લાગી – રેસની વાતો. સુવ્રત કહે છે: દરેક રેસમાં પોતે જાય છે અને લાભ નુકશાનનો હિસાબ ગણે છે ત્યારે દર મહિને બસો અઢીસો રૂપિયા કમાય છે. રેસનો નશો છે, પણ એ નશામાં આજ સુધી ચેતના ગુમાવીને પોતે નૃત્ય નથી કર્યું !

સુવ્રતે કહ્યું : “ આપ શું કદી રેસમાં નથી ગયા ? ”

“ ના. ”

“ ચાલો મારી સાથે. ખેલતા નહિ, મારી રમત જોયા કરજો. ”

“ ભલે ! ”

ખાસ કંઈ કામ હતું નહિ. ઘેર જઈને રોજ આળસ મરડીને આડું પડવું પડતું. આ કંઈક વિચિત્રતા જોવાશે.

રેસ ગમી ગઈ.

એ બાજીમાં સુવ્રતે પાકીટમાં બાવીસ રૂપિયા મૂકી દીધા.

વિમલે કહ્યું : " ખૂબ મઝા આવે છે...હું પણ રમી જોઉં. કેટલા રૂપિયા આપું ? "

સુવ્રતે કહ્યું : " થોડા રૂપિયાથી શરુઆત કરો. પ્રથમ દસ રૂપિયા આપો. ૭ રૂપિયામાં મે – કવીન લ્યો...પ્લેશમાં. અને બાકીના ચાર રૂપિયામાં લ્યો લવંડર!...લવંડર પણ ભાગ્યશાળી છે ! "

એમ જ થયું. દસ રૂપિયા આપીને વિમલે લગભગ ચાલીશ રૂપિયા મેળવ્યા.

નશો લાગ્યો. વિમલે કહ્યું : " આ વખતે આ ચાલીસ રૂપિયા મૂકી દો. "

સુવ્રતે કહ્યું : " આપ ઘણા લકી છો ! પહેલી બાજીમાં જ આવી બબ્બે જીત ! રેસકોર્સના ઇતિહાસમાં આ એક વિચિત્ર ઘટના ગણાય. પણ ચાલીશ રૂપિયા નહિ...વીસ રૂપિયા મૂકો. "

વિમલે કહ્યું : " ભલે ! લ્યો આ વીસ રૂપિયા..."

રૂપિયા લઈને સુવ્રતે કહ્યું : " આ સ્થળે મન ઉપર ખૂબ કાબૂ રાખવો જરૂરી છે. નહિ તો હાર...જીત...બંનેમાં અહીં ખૂબ એકસાઈટમેન્ટ..."

સંધ્યા વખતે ધૂળ-તાપ ખાઈને હિસાબ કર્યો, ત્યારે સુવ્રત પંચ્યાસી રૂપિયા કમાયો હતો અને વિમલ એકસો સોળ કમાયો.

સુવ્રતે કહ્યું : " કેમ, મેં આપને નહોતું કહ્યું: ખૂબ મઝા આવશે ? "

વિમલે કહ્યું : " એમ જ દેખાય છે. "

નવા નશાનો આશ્રય લઈને મનને કંઈક રાહત મળી. અલકાને અનુલક્ષીને બાળક માફક મન બોલી ઊઠ્યું : કેમ ! તું એમ ધારતી હોઈશ કે, તારી યાદ હું કદી નહિ ભૂલી શકું, ખરું ? હવે જુએ છે ને, મારી પાસે છે આ રેસ ! આ વાત મનના એકાંતમાં જાગ્યા પછી

શનિવાર સિવાયના દિવસો સુવ્રત સાથે રેસના મેદાનના ઘોડાઓના ઈતિહાસની ચર્ચામાં જતા! અને શનિવાર આવે એટલે સવારથી રેસના ઘોડા વિમલને પોકારતા: ચાલ, મેદાનમાં આવવું ભૂલીશ નહિ. આજ પકડજે કોર્ન ફ્લાવર...શીવીડ...મેન્ટર...સ્લાકબે...

એક માસની અંદરતો વિમલ રેસના મેદાનનો અભ્યાસી બની ગયો: હવે તો તે સુવ્રતને 'ટીપ' દેતો. કહેતો: "ગોલ્ડન્ - વી" કરતાં 'બ્લુ ડ્રાગન' પકડો......એનો બોમ્બે રેકર્ડ જોયો છે ? એક્સેલેન્ટ!"

રેકર્ડ જોઈ ને સુવ્રત કહેતો: "બરાબર છે! આપે 'બોમ્બે ક્રોનિકલ' ઉથલાવી જોયું લાગે છે?"

વિમલ કહેતો: "બીઝનેસ ઈઝ બીઝનેસ - જ્યારે રેસના મેદાનમાં ઉતર્યો છું, ત્યારે કોઈ વાતની ત્રુટી નહિ રાખું."

આજ બે બાજીમાં જીત મેળવીને વિમલ પ્રસન્ન મને ચાના સ્ટોલમાં ગયો - તડકાથી ગળું સૂકાઈ રહ્યું હતું. બેસીને તે ચા પાન કરી રહ્યો હતો. એકાએક કોઈનું ઊર્મિભર્યું હાસ્ય કાન પર અથડાયું: ખૂબ પરિચિત રવ!

ચમકીને જોયું તો લગભગ પાંચ છ હાથ દૂર એક ટેબલ પાસે અલકા ચા પાન કરી રહી હતી. અલકાની સામે એક ચેર પર બેસીને લેમોનેડની બોટલ ખોલવા જતાં એક પ્રૌઢ ગૃહસ્થના મોઢા ઉપર લેમોનેડના ફીણ વળગી ગયાં હતાં! અને એ દ્રશ્ય જોઈ ને અલકા પોતાના હાસ્યને રોકી શકી નહોતી.

હૃદયમાં જાણે કરચ કરતી છરી ભોંકાણી!

પ્રથમ આઘાતને સંભાળી લઈને વિમલે વિચાર્યું: એકવાર અલકા પાસે જઉં ? જઈને કહું...

શું કહેવું? કહેવું: આવા બધા જે તે માણુસો સાથે ભળીને બંગાળની કન્યા અંતે રેસના મેદાનમાં રમવા આવી પહોંચી છે ?

પણ અલકા જવાબ આપે કે 'રમવા નથી આવી – જોવા આવી છું' તો ?

જો એમ કહે કે, આપની સાથે સિનેમામાં કે કૅશેનોવામાં આવવાથી દોષ ન ગણાતો હોય, તો પછી આ લોકો સાથે રેસના મેદાન પર આટલા બધા લોકો વચ્ચે આવવામાં દોષ શો ?

કદાચ એમ કહે, કે શો દોષ ?...આ મારા મિત્ર...

પણ કશું કહી શકાયું નહિ.

ચાનો પ્યાલો મોઢા પાસે રાખીને તે અલકા સામે જોઈ રહ્યો...

અલકાએ વિજયા દસમીને દિવસે ખરીદેલી રેશમી સાડી પહેરી હતી...જે સાડી પાછળ જીવનનું એક પાનું હતું ! વિમલે તે સમયે સાચું કહ્યું હતું: આ સાડી અલકાને ખૂબ શોભશે ! ખરેખર શોભી રહી છે !...

અલકા ચા પાન કરતી હતી ..વેઈટરે આવીને એક પ્લેટ મૂકી – એમાં સેન્ડવીચ અને કેક હતાં. પ્રૌઢ ગૃહસ્થ મોઢા પરથી ફીણ લૂછીને મૌન બેઠો હતો...અલકાએ એના તરફ પ્લેટ ધરી...

વિમલના મનમાં ઈર્ષા જાગી ! મનમાં થયું: ઓહ્ એના ઉપર આટલું દરદ છે ને...!

મેદાનમાં કલરવ થયો. પ્યાલો નીચે મૂકી ઊઠવા જતાં પણ વિમલ ઊઠી શક્યો નહિ...વખતે અલકા અદૃશ્ય થઈ જાય તો ? સાથેનો ગૃહસ્થ કેવો હશે, એ કોને ખબર છે ! સરલ મન વાળી અલકા પર કોઈ પ્રકારની જાળ...

મનમાં થયું: આ બળતરા મારે શા માટે? અલકાની મરજીમાં આવે, તે એ ભલે કરે!

પ્યાલો મૂકીને વિમલ મેદાનમાં ગયો...

લોકોની ગિરદી વચ્ચે ચારે તરફ જોવાનો લોભ લાગો શક્યો નહિ...અલકા? કઈ તરફ ગઈ હશે?...

દોડતા ઘોડા પર થઈને વિમલના બંને નયનો જનતાનો સાગર પાર કરીને દૃષ્ટિ દોડાવવા માંડયાં...અલકા...? અલકા?

એકાએક પાછળથી કોઈએ એનો હાથ પકડી લીધો...

પાછળ ફરીને જોયું: અલકા! એના નયનવદન પર ઉછળતા હાસ્યનો પ્રકાશ!...અલકાની બાજૂમાં પેલો પ્રૌઢ ગૃહસ્થ...

અલકા બોલી: "આપ રેસમાં આવ્યા...વાહ!"

વિમલે કહ્યું: "મારું આવવું આશ્ચર્ય નથી! પરંતુ આપ..."

અલકા બોલી: "શું કરું કહો, સ્રીનો જન્મ લઈને પારકાનું મનોરંજન કરવા રેસના મેદાનમાં તો શું...પણ કુરુક્ષેત્રના રણાંગણ સુધી કદાચ એક દિવસે જવું પડશે!"

પારકાનું મનોરંજન...આ વળી કયું બંધન!

વિમલે કશો ઉત્તર આપ્યો નહિ...અલકા સામે જોઈ રહ્યો.

પળવાર માટે!

અલકા બોલી: "શું જુઓ છો?"

વિમલે કહ્યું: "જે નહોતું જોવાનું તે! આપને!"

ફરી હાસ્યનો પ્રકાશ! અલકા બોલી: "શું કંઈ નવું દેખાય છે?"

વિમલે કહ્યું: "આદિથી અંત સુધી નવું!"

અલકા કંઈક કહેવા જતી હતી, ત્યાં પડખેથી એક સુંદર સુટ પહેરેલા તરુણે આવી પોતાના હાથમાંનું દૂરબીન અલકાની આંખ

સામે રાખીને કહ્યું : " જુઓ મીસ સેન...પીળા ઘોડાપર લાલ જોકી. એ ઘોડાનું નામ છે ' આયરન ડ્યુક '...સહુની આગળ આવે છે. જો આમ જ દોડયો આવે, તો મારદિયા કિલ્લા. એકના સાઠ રૂપિયા... આપે એની પ્લેશ લીધી છે ? "

આટલું કહી ઉત્તરની અપેક્ષા રાખ્યા વગર એ તરુણ પ્રચંડ જનતરંગમાં અદ્રશ્ય થઈ ગયો.

ફક્ત વિમલ અને અલકા...ઘોડાઓ જતા કરીને જાણે એક બીજામાં રાજી છે.

વિમલે કહ્યું : " આપ રેસમાં રમો છો ? "

અલકાએ કહ્યું : " આજ સહિત હું અહીં બે વખત આવી છું. ન છૂટકે...સાચે મને તો આ કશું ગમતું જ નથી...! ઘોડાઓ દોડે છે...એમાં શું જોવાનું હતું કહોતો ? મને તો આમાં ખબર જ નથી પડતી."

વિમલે કહ્યું : " છતાં રમો છો...? "

અલકા બોલી : " અહીં આવ્યા પછી એ લોકોએ કહ્યું: એકાદ પ્લેશ લ્યો ! મેં કહ્યું: આ કયો અશ્વમેધ યજ્ઞ છે કે હું લવકુશ માફક ઘોડો પકડું ! છેવટે એ લોકોના અતિ આગ્રહથી વિરક્ત બનીને એમના હાથમાં પાંચ રૂપિયા મૂકયા છે. એ લોકોએ કહ્યું: આયરન-ડ્યુક પર તકદીર અજમાવો ! પણ આપ ? "

વિમલે કહ્યું : " સાથી-સંગાથી વગરનો માણસ રહ્યો...એકાદ અવલંબન કંઇક તો જોઈએ ને ? નહોય તો મન માને કેવી રીતે ? "

અલકાએ કહ્યું : " બહુ સારે સ્થળે-મનને બહુ સારી વસ્તુ સાથે મનાવવા આવ્યા છો !...મેં સાંભળ્યું છેઃ આ ઘણો ભયંકર નશો છે...આ મેદાનમાં ઘણા લક્ષાધિપતિ ફકીર બન્યા છે... ...બની રહ્યા છે ! "

વિમલે કહ્યું : "ફકીર થવાનો ભય મને નથી...કારણ કે હું લખપતિ નથી..."

મેદાન પર ભારે કોલાહલ થયો.

અને થોડીવાર પછી સામે જે દ્રશ્ય દેખાયું. તે ખૂબ વિચિત્ર ! કોઈના ચહેરા પડી ગયા હતા...કોઈના ચહેરા પર આનંદનો ઉજાસ હતો...

અલકાના બંને સાથીઓ આવી ગયા.

તરુણે કહ્યું : " આપ ખૂબ લકી છો, મીસ સેન. આજે પહેલીવાર બેલ્યા એમાં શું મેળવ્યું, એ જાણો છો ? "

અલકા બોલી : " શું ? "

" પંદર રૂપીઆ. "

અલકા બોલી : " સાચે ? "

ત્યાર પછી વિમલ સામે જોઈ ને બોલી : " જઈશ ત્યારે... વિમલબાબુ..."

અલકા બંને સાથીદારો સાથે ચાલી ગઈ.

વિમલ સ્થિર ભાવે ઊભો રહ્યો – ઘણીવાર સુધી !

સુવ્રતે આવીને કહ્યું : " વિમલબાબુ......"

વિમલે કહ્યું : " મારી ટિકિટ લ્યો...સોળ રૂપિયા મળશે..."

" હા બરાબર છે. "

" આપ જાઓ...હું ઘડીક બેઠો છું...આ બાજી નહિ ખેલું."

# ૧૫

માર્ચ માસની આખરમાં અજીત ચેટર્જીએ પત્ર લખીને જણાવ્યું: એમને કલકત્તા આવતા વાર લાગશે. તેઓ અત્યારે પશ્ચિમ ભારતની ટૂરમાં નિકળ્યા છે—અને ત્યાંથી સીધા બેંગલોર જશે. એટલે પ્રિયશંકરના અલક્ષિત ઈશારે વિમલને મેનેજરનો ચાર્જ સંભાળી રાખવો પડ્યો.

આજે રવિવાર છે. લગભગ બપોરના ત્રણ વાગ્યા હતા...વિમલ પલંગ પર આડે પડખે પડ્યો હતો. એના હાથમાં છપેનીની કિંમતની એક અંગ્રેજ નોવેલ હતી. આ સમયે દ્વાર પર ઘંટડી રણકી. વિમલે સૂતા સૂતા કહ્યું: " આવો..."

ધાર્યું હતું, સુવ્રત! પણ સુવ્રતને બદલે દેખાવ દીધો અલકાએ... કરમાયેલા વેષે!

વિમલ એકદમ બેઠો થઈ ગયો. બોલ્યો: " આપ! "

પણ આ શું અલકાની મૂર્તિ! કોઈએ જાણે મારી મચડીને તેને ભાંગી નાખી છે!

અલકા હાંફી રહી હતી...ખુરશી પર બેસી ગઈ.

વિમલે કહ્યું : " શું બન્યું છે, કહો તો ? "

અલકાએ કહ્યું : " મોટી વિપદમાં પડી છું. આપે કહ્યું હતું ને, ત્રીજીવાર વિપદ આવે તો આપના શ્રી કૃષ્ણને પોકારજો !...ખરેખર આપને હું મારા શ્રી કૃષ્ણ સમજું છું....

વિમલ ચમકી ઊઠયો. વિપદ ! એવી કઈ વિપદ હશે ?

પૈસાનો પ્રશ્ન...?

વિમલ પ્રશ્ન કરવા જતો હતો, અલકા બોલી : " તે દિવસે રાત્રે આપે કહ્યું હતું: રહસ્યના પડદા પાછળ હું છૂપાઈ રહી છું !...મેં વિચાર્યું હતું: એ પડદો બરાબર સાચવી રાખીશ...પણ ભગવાને એ રાખવા દીધો નહિ ! "

વાત કહીને અલકાએ નિશ્વાસ નાખ્યો. લાંબો નિશ્વાસ. એ નિશ્વાસમાં કેટલી વ્યથા...કેટલી અસહાયતા છે, એ વિમલ સમજી શકયો. મનના ખૂણામાં અલકા પ્રત્યે જે કંઈ વિરાગ હતો, તે ઉડી ગયો ! મનમાં થયું: આ વિરાટ શહેરમાં ગમે તેટલા સાથી કે મિત્રો હોય, વિપદ વખતે અલકા કેવળ વિમલને જ યાદ કરે છે !

વિમલે કહ્યું : " કહો...કશી વાત છૂપાવશો નહિ. મને જો ખરેખર મિત્ર તરીકે માનતા હો તો....."

અલકા બોલી : " હું ન માનતી હોત, તો આપની પાસે આવત શા માટે ? આપને હું મારા પરમ..."

વિમલે કહ્યું : " કહો..."

એક શ્વાસ ગળી જઈને અલકા બોલી : " ગૃહસ્થ ઘરની સ્ત્રીઓ સિનેમામાં ઉતરે, સ્ટેજ પર નાચવા આવે, એ બધું આપે નહિ જોયું હોય ? "

વિમલે કહ્યું : "નથી જોયું, એમ નથી! પણ મને એ માટે કંઈનું કંઈ થઈ જાય છે! એટલે, જેના પ્રત્યે અંતઃકરણથી હું શ્રદ્ધા રાખું છું. કેવળ પૈસા ખાતર એને હજારો હલકી આંખોના ભોગ બનવું પડે એ જોઈને મારા મનમાં ઘણી વ્યથા થાય છે! ગમે તેવા માણસો એના રૂપની, એના દેહ સૌષ્ઠવ્યની ગમે તેવી ચર્ચા કરવા બેસે...? આપ જ કહોને, આપની બહેન જો સિનેમામાં અભિનય કરવા જાય, અને ચાર આનાની ગેલેરીથી માંડીને પચીસ રૂપિયાની બોકસ સુધીનો ઓડિયન્સ આપની બહેનના દેહ-ગઠનની – આલોચના કરતો બેઠો હોય........."

વચ્ચે અલકા બોલી : "જે સ્ત્રીઓ સિનેમામાં ઉતરે છે, એમાંની સઘળી બહેનો પ્રસન્ન અને સહજ મનથી એ કાર્ય કરે છે કે નહિ, અને કરીને અંતરથી રાજી થાય છે કે નહિ, તે હું જાણતી નથી. છતાં એવી સ્ત્રીઓ પણ છે કે જેને ન છૂટકે આ કાર્ય કરવું પડે છે. અને વાણી-વ્યવસાયની નોકરીમાં પણ અનેક પુરુષો મનથી રાજી નથી હોતા, છતાં નિરુપાય થઈ તેઓને નોકરી કરવી પડે છે—એ પ્રમાણે આ સિનેમા ગર્લ અને નર્તિકાઓમાં પણ જે સ્ત્રીઓની મેં વાત કહી, તેમાં એવી સ્ત્રીઓ છે, – આપ વિશ્વાસ કરો છો?"

એક નિશ્વાસને રોકીને વિમલે ઉત્તર આપ્યો : "વિશ્વાસ કરું છું!"

"શા માટે વિશ્વાસ કરો છો, વિમલબાબુ?"

"એનું કારણ, અર્થ સંકટ માટે અમે પુરુષો માત્ર આજે મુશ્કેલીમાં નથી, સ્ત્રીઓ પણ છે. અને એટલા જ ખાતર આજે આપણે વિદેશીઓની નકલ ન છૂટકે કરવી પડે છે."

અલકા હસી......ઝાંખુ હાસ્ય. હસીને અલકા બોલી : "પણ એ વિદેશી નકલને આજે અળગી કરવી કે એનાથી તરીને જાવું કેટલું

કઠણ છે, કહો તો ? શિયાળો ને ઉનાળો કે ચોમાસું જેમ માણસોથી તારવી શકાતું નથી, તેમ આ નકલને પણ તારવી શકાતી નથી !"

વિમલે કહ્યું : "આપણે પ્રયત્ન નથી કરતા માટે જ તારવી શકતા નથી."

અલકા બોલી : "એમ થાય તો આપણા જીવનનો સમગ્ર પ્રવાહ બદલી દેવો પડે !"

વિમલે કહ્યું : "એ પ્રવાહ આવ્યો શા માટે ? લાવ્યું કોણ ?"

અલકા બોલી : "આપણે જ લાવ્યા છીએ. એ વગર ઉપાય નહોતો, વિમલબાબુ ! બહારના દબાણથી આપણા ચિરકાલિન અનેક આચારવિચાર ભાંગીને ભીંસાઈ ગયા છે ! એને આજે જીવતા કરાય એમ નથી......એ શક્ય પણ નથી ! હું એક ઘણી સામાન્ય વાત કરું છું: આપણા બાપદાદા ઠંડીના સમયે એકાદ બંડી કે એકાદ ચાદર વડે ઠંડીની ઋતુ પસાર કરતા......હું કે આપ એ પ્રમાણે કરી શકીશું ? લાકડાની ખડાવ પહેરીને આપ કોઈ દિવસ કોઈ પણ અનુષ્ઠાન પ્રસંગે આપના મિત્રને ઘેર નિમંત્રણનું રક્ષણ કરવા ગયા છો ?......કદાચ આપના જીવનમાં એ પ્રસંગ ન બન્યો હોય...... પરંતુ મારા જીવનમાં હંમેશ વંટોળ ચાલ્યા કરે છે !...મારી આવડી ઉમ્મરે મેં જે જોયું છે......આત્મીય સ્વજન......એ લોકોના મનમાં પ્રીતિ નથી, સ્નેહ નથી, માયા નથી. બહારનો કોઈ સમવેદના જણાવતો હોય, તો મેં જોયું છે: એ સમવેદના પાછળ કેવી ઉગ્ર બુભુક્ષા હોય ! અમારી સ્ત્રી જાતિએ તદ્દન નિરુપાય બન્યા પછી ઘરમાંથી બહાર પગ મેલ્યો છે !......અંદરના બારીબારણાં બંધ કરીને બહાર સાથેનો સંબંધ તોડવાનું કાર્ય આજે શું આપ કરી શકો એમ છો ? અસંભવ ! ઘરમાંને બહાર બળવો જ થાય......એવું આપ ન ઇચ્છી શકો. પગલે પગલે રુકાવટ થાય. ઘરના જ માણસોને રોકી રાખવાથી જીવનની રક્ષા ન મળી શકે."

વિમલે કહ્યું : " આ બધી તત્ત્વ–મીમાંસા અત્યારે રહેવા દો. આપની વિપદની મને વાત કહો……જેથી કાંઈ ઉપાય કરી શકું…"

અલકાએ પોતાની વિપદ કહાણી પ્રગટ કરી: "ગૃહસ્થ પરિવારમાં તે નોકરી કરતી……સીવણ શીખવતી….સંગીત શીખવતી…ઘણા સામાન્ય પૈસા મેળવતી! નાનાની સંપત્તિમાંથી અગાઉ દર મહિને પચાસ રૂપિયા મળતા. પણ ઘર ભાડાના દર ઓછા થવાના કારણે અને ઘણો ભાગ ઘર ખાલી રહેવાના પરિણામે, ભાડું આવતું નહિ… આથી નાનીનાની મુશ્કેલીઓ ઊભી થયા કરતી! એ આવક સાવ અનિશ્ચિત બની! પણ અલકા જીવવા માગે છે! અને બીજાં પાંચ માણસો માફક એ પણ ચાહે છે: એ સારી સાડી, સારા બૂટ, પાવડર, સેન્ટ, બ્લૂમ.. … અર્થાત, પહેરવેશની સજાવટ ચાહે છે. સ્વાસ્થ્ય રક્ષણ ચાહે છે. વૈચિત્ર્ય ચાહે છે. ન મળે તો અભાવ અને દારિદ્રના બોજા તળે જંતુ માફક જીવવા કરતાં .. ..અલકા તળાવમાં ડૂબી મરવું વધુ સારું ગણે છે!…આ બધી ઇચ્છા રાખવામાં અલકાનો અપરાધ શો?'

વિમલે કહ્યું: " ત્યાર પછી ? "

અલકા બોલી: " બે ચાર જણાની લાગવગથી ફિલ્મ કંપનીમાં વચ્ચે વચ્ચે કામ મેળવતી…પરચુરણ એકસ્ટ્રા પાર્ટ……એ માટે જે કંઈ મહેનતાણું મળતું, તે ખાસ લોભ રાખવા જેવું નહોતું…… હમણા એક સારી તક જાગી હતી….એક હજાર રૂપિયા…એક ચિત્રમાં નાયિકાની ભૂમિકા…છ માસનો કોન્ટ્રાક્ટ પણ…"

અલકા બોલી નહિ…તે મૌન થઈ ગઈ.

વિમલે કહ્યું: " પણ…શું ?"

" એ લોકોએ અગાઉ બે હફતે સો રૂપિયા આપ્યા હતા! પહેલે હફતે ચાલીસ….ઘણા દિવસો પહેલાં…નવરાત્રોના દિવસે….જે

વખતે વિજયા દશમીના દિવસે પચીસ રૂપિયાની સાડી લીધી હતી અને આપે બાર રૂપિયા ઉછીના આપ્યા હતા ત્યારે...."

"ત્યાર પછી....?"

એક નિશ્વાસ રોકીને અલકા બોલી: "બાકીના સાઠ રૂપિયા જે દિવસે મળેલા, તે દિવસે સાંજે સ્ટુડીઓ પરથી છૂટીને સીધી આપની પાસે બાર રૂપિયા દેવા આવી! રસારોડવાળા ફ્લેટમાં એક બહેનપણી રેખા હતી...એની મા પાસેથી ત્રીસ રૂપિયા ઉછીના લીધા હતા...એ પૈસા પણ તે દિવસે રાતે આપી દીધા...ત્યાર પછી ચિત્ર ઉતારવાનું કામ શરૂ થયું....બાકીના નવસો રૂપિયામાંથી પહેલે મહિને ત્રણસો રૂપિયા મળવાની વાત હતી. હંમેશ ઉઘરાણી કરતી અને હંમેશ જવાબ મળતો: કાલે મળશે! આજ લગભગ ચાર મહિનાથી એ રૂપિયા મળ્યા નથી. મામા કહે છે કે મકાન ખાલી પડ્યું છે. અહીં ફ્લેટનું ત્રણ માસનું ભાડું ચડી ગયું છે. ઘરધણીના મુનિમે કહી દીધું છે કે: રાત સુધીમાં ભાડું નહિ મળે તો સવારે બધો સરસામાન દરવાન આવીને બહાર ફેંકી દેશે. અત્યાર સુધી સ્ટુડીઓ પર પૈસા માટે રોકાઈ હતી. બધાના ચાલ્યા ગયા પછી મેનેજરે મને અસહાય ધારીને જે કંઈ કહ્યું: એ વાત સાંભળીને કશું બોલ્યા વગર હું ચાલી આવી છું....પગનો જોડો કાઢીને એને ન માર્યો!"

વિમલ કંપી ઊઠ્યો: બોલ્યો: "શું કહો છો?....શરમ ન રાખશો... મને કહો."

આંસુ ભર્યાં નયને અને કંપતા સ્વરે અલકા બોલી: "મેનેજરે જે કહ્યું, તે કોઈપણ ગૃહસ્થ ઘરની સ્ત્રીને કહેવાનું સાહસ કોઈપણ સજ્જન માણસ કરી શકે નહિ...સજ્જન માણસ એવી વાત મોઢેથી ઉચ્ચારી પણ ન શકે!"

અલકા નમેલા વદને બેસી રહી......એના બંને નયનોમાં આંસુ છલી રહ્યાં હતાં!

વિમલ વિચારમાંને વિચારમાં બોલી ગયો: "રાસ્કલ!"

ત્યાર પછી તેણે કંઈક વિચારીને કહ્યું: "આપે એક મોટી ભૂલ કરી છે!"

"શી ભૂલ?"

"આ રીતે આ દેશની સ્ત્રીઓની જીવનયાત્રા......મારી નજરે ખૂબ અનિશ્ચિત–ઘણી ક્ષણભંગુર લાગે છે! લગ્ન કરવાં એ આપને ઉચિત......"

"કોણ લગ્ન કરે?"

એક નિશ્વાસ નખાયો: ત્યાર પછી તે બોલી:–"જે સ્થળે આપના માતા પિતા આપના લગ્ન કરશે, ત્યાં કન્યા પહેલાં નાણાનું વજન જોશે. જાણે જીવતા માંસનો વ્યાપાર...એ લોકો લ્યે પૈસા... અને આપને મળે વહુ! માતા પિતાની દિવાલો પાર કરીને જે લોકો લગ્ન કરવા ઇચ્છે છે, તે લોકો ચાર પાંચ સ્ત્રીઓના જીવનનો પરિચય પામીને અમારા બધાનો એક જ ન્યાયે વિચાર કરે છે...સંશય અને અવિશ્વાસ ભર્યા મનથી...જાણે અમે બધી સ્ત્રીઓએ મોટો અપરાધ કર્યો છે, અનાચાર કર્યો છે...અમે જાણે ક્રિમિનલ્સ!...લગ્ન કરીને અમને સ્વીકાર્યા પછી જાણે એ લોકો મોટી અશાન્તિમાં પડશે! વિવાહની જવાબદારી સ્વીકાર્યા વગર આપ સહુ, અમારી સાથે Freely મળવા ચાહો છો...નશામાં મસ્ત બનેલા નશાખોર માફક...સઘળા વિધિ – નિષેધ તોડી ભાંગીને...જ્યાં આટલો અવિશ્વાસ...આટલું અસમ્માન......"

વિમલ બોલી ઊઠ્યો: "સમસ્યા...ચિરકાળની માફક વાજા-તોરા પહેરીને લગ્ન કરવાં, વહુ લાવવી,...વહુ ઘરમાં રહે, અમારે

જવું જોઈએ ધન કમાવા...સાચે, એ બધું આજે ચાલે એમ નથી ! અત્યારે અમે જીવન સંગિની ચાહીએ છીએ: જેનામાં મન હોય, પ્રાણ હોય, શિક્ષણ હોય, આનાપાવલોવાની એ કદર કરી શકતી હોય, રાજકારણમાં પણ એ કુશળ હોય !...ખરેખર આ એક જટિલ સમસ્યા છે..."

અલકા સામે તે જોઈ રહ્યો...અલકાના બંને નયનોમાં કરુણ વિનતિ ભરી હતી !

વિમલે કહ્યુ : " પરંતુ આ સમસ્યા કરતાં પણ અત્યારે મોટી સમસ્યા આપના ઘરભાડા સંબંધી છે ! "

અલકા બોલી : " અમારો ઘરધણી બ્રાહ્મણ–કાયસ્થ નથી, જાણે કોઈ લોખંડની જાત છે ! નાણા સિવાય દુનિયામાં એને કશું જાણવા જેવું નથી ! જો ભાડું આપી શકાય, તો મકાનમાં શી શી અવ્યવસ્થા છે, એ કહીએ એટલે તરત એનો બંદોબસ્ત થાય ! પણ જો ભાડું બાકી રહી ગયું હોય...કોઈ વાત કાને સાંભળે નહિ !...ત્રણ માસથી મારી પાસે ભાડાની ઉઘરાણી નથી કરી, એનું કારણ એણે ફિલ્મ કંપનીનું એગ્રીમેન્ટ જોયું હતું. પણ આજ એ ધીરજ રાખી શક્યો નથી. સવારે દરવાનના હાથમાં મારું તકદિર છે, અને એમ થશે તો શહેરમાં ક્યાંય મને સારા લતામાં આશ્રય નહિ મળે....મારે માટે બચવું પણ અસંભવિત બની જશે."

અલકાની બંને આંખો આંસુ વહાવી રહી હતી.

વિમલે કહ્યું : " તમે રડો નહિ. મિત્ર તરીકે તમે જ્યારે મારી પાસે આવ્યા છો, પૈસા તો હું આપું છું. પણ ત્યાર પછી ? "

અલકા બોલી : " ત્યાર પછી શું ? વિચારી શકતી નથી ! "

વિમલે કહ્યું : " વિચારી જોજો...ભાડું ચૂકવ્યા પછી તો એ ઘર ખાલી કરવું પડે એમ નથી ને ? "

" ના. "

વિમલે કહ્યું : " ત્યારે લ્યો પૈસા...પછી શું કરવું, એ આપ વિચારજો. હું પણ વિચારી જોઈશ. "

વિમલે એકસો પાંચ રૂપિયા આપ્યા. અલકાએ લીધા. હાથ બેગમાં પૈસા મૂકી, હાથ બેગમાંથી રૂમાલ કાઢી આંખ મો લૂછતાં લૂછતાં તે એકદમ વિમલના બંને ચરણોમાં ઢળી પડી. ચરણો પર મોઢું રાખીને બોલી : " શ્રી કૃષ્ણ...મારા શ્રી કૃષ્ણ...વારંવાર મારી લાજ રાખી રહ્યા છો ..માન સાચવી રહ્યા છો..."

વિમલના સારા યે અંગમાંથી વિદ્યુતનો પ્રવાહ છૂટયો...કોઈ પણ રીતે તે બોલ્યો : " શી ગાંડાઈ કરો છો ! ઊઠો..."

અલકાના બંને હાથ પકડીને વિમલે તેને ઊભી કરી. અલકાના પગ ધ્રૂજતા હતા. તે લથડી પડી...પણ વિમલે તરત જ તેને ઝીલી લીધી. વિમલના દેહ પર અલકાના શરીરનો ભાર ઢળી પડયો...... નિષ્પંદ !

વિમલે કહ્યું : " સાંભળ્યું ?...અલકા દેવી...! "

બંને નયનો મીંચાયેલાં હતાં...અલકાના મોઢામાં કોઈ શબ્દ નહોતો ! શું અલકા અજ્ઞાન બની ગઈ છે ?

હિસ્ટિરીઆ !

અલકાને ઉઠાવીને વિમલે પોતાના બિછાના પર સૂવાડી...ત્યાર પછી એકદમ પાણી લાવીને અલકાના આંખ-મોં પર ઝાલક મારવા માંડી... સ્થિર નયને.

લગભગ ચારનો સમય હતો – અલકા બેઠી થઈ. તેના બંને

નયનો સામે હજી પણ પૃથ્વી ધૂમાડાના ગોટા જેવી અસ્પષ્ટ હતી!

નિશ્વાસ નાખીને અલકા બોલી : "ઘેર જઉં. આપને એવા પરેશાન કર્યા છે કે, આપની સામે મોઢું દેખાડવાનો ઉપાય રહ્યો નથી!"

વિમલે કહ્યું : "વસ્ત્રો ભીંજાઈ ગયાં છે..."

અલકા બોલી : "ભયના માર્યા જેટલું મળ્યું એટલું પાણી છાંટયું લાગે છે!"

વિમલે કહ્યું : "ભય ઘણો લાગ્યો હતો...કોઇને બોલાવી પણ ન શકયો..."

"કેમ ન બોલાવી શકયા?"

વિમલે કહ્યું : "આપણા દેશમાં સંપર્ક વગરના સ્ત્રી-પુરુષને એક સાથે જોઇને માણસો ઘણા કુતર્ક કરી બેસે છે..."

અલકાએ કહ્યું : "એવા કુતર્કોથી મને કોઇ નુકશાન થવાનું નહોતું, પણ આપને માથે મોટી વિપદ આવી પડત...ત્યારે હું જઉં...હવે કંઇક સ્વસ્થ છું."

વિમલે કહ્યું : "પણ આવા ભીના વસ્ત્રોએ રસ્તા પર જશો?"

અલકા બોલી : "હા! લોકો ધારશે કે ગંગા સ્નાન કરીને આવી રહી છું! પણ હું મિથ્યા નહિ બોલું. જે વાતો સાંભળીને આવી હતી, જે ચિંતા મનમાં બળી રહી હતી, એનું અહીં ગંગાસ્નાન જ થયું છે! મનમાંથી ખરાબ ચિંતાનો કચરો ધોઇને ઘેર જઉં છું. પણ નહિ, હવે નહિ...આપની સાથે કોઇ દિવસ વાતો પૂરી થઇ શકે એમ નથી! ભીના લૂગડે જ હું જઇશ. આપને ત્યાંથી આપની ધોતી પહેરીને જઇશ તો લોક લજ્જા વધશે, ઓછી નહિ થાય!

એના કરતાં આ બીની સાડી સારી છે. ઘર દૂર નથી. ચિંતા કરશો નહિ."

વિમલ બોલ્યો : "મૂકવા આવું? રસ્તા પર બરાબર ચાલી શકાશે? ફરી વાર માથું નહિ ભમેને?"

"ના......માથું ભમવાનું હતું, તે ભમી ગયું છે...હવે એનામાં ભમવાનું બળ નથી...મોઢેથી ધન્યવાદ નથી આપતી. કોઈ દિવસે જો મનની કૃતજ્ઞતા જણાવી શકાશે, તો આચાર અને વ્યવહારથી, તે દિવસે જણાવીશ."

## ૧૬

જાણે અગ્નિશિખા !

મન ઉપર તે શિખાનો સ્પર્શ લાગ્યો ! તે સ્પર્શથી મન બળ્યું... એ સાથે સળગ્યું: આટલા દિવસોનું બધું ધૈર્ય, સંયમ, આશા, કલ્પના ! વિમલે વિચાર્યું: આ નિષ્ઠાનું પાલન કરવા જતાં દેહ – મન બધું, આદિ કાળના તપસ્વી વાલ્મીકિ – મુનિની માફક–વલ્મીકના આકારે ભરાઈ જશે...મનને જો બરોબર રાખી શકાય, – Morality સંબંધી જે આદર્શ આજે મનમાં જાગેલો છે...હં, હળવા મળવામાં દોષ શો ? માણસથી માણસ કયા દુ:ખે ડરતો ચાલે ? અલકાએ થોડી વાત કહી છે: આટલો બધો સન્દેહ – અવિશ્વાસ – તો પછી જે શિક્ષણ આજ સુધી મેળવ્યું. તેનું ફળ શું ?

એ સિવાય અન્ય પાંચ માણસો માફક વિમલ નબળો નથી... અભદ્ર નથી એ ચોક્કસ !

સાંજના પાંચ વાગી ગયા હતા...મનને સમજાવીને વિમલ

અલકાના ફ્લેટ પર આવ્યો. અલકાનું ઘર શોધતાં વાર ન લાગી.

ખંડનું દ્વાર બંધ હતું...વિમલે બેલ બજાવી.

વળતી પળે દ્વાર ખોલીને અલકા સામે ઊભી રહી. ચમકીને બોલી ઊઠી : " આપ ! "

સાથે સાથે એનો ચહેરો વિવર્ણ બની ગયો. જાણે કોઈ સંકોચ ભર્યો ભાવ ! એ ભાવનું પલવારમાં દમન કરીને અલકા બોલી : " આવો...! "

વિમલ અંદર ગયો. અંદર બીજો એક ગૃહસ્થ બેઠો હતો. ઉંમર લગભગ ચોંત્રીસ. એના હાથમાં લીંટી દોરેલા કાગળનો એક થોકડો હતો.

અલકાએ કહ્યું : " પરિચય કરાવી દઉં. આમનું નામ ત્રિદિવ ભટ્ટાચાર્ય...નામાંકિત લેખક. આપે નામ તો સાંભળ્યું હશે ? "

વિમલે કહ્યું : " ના. "

વિમલનો નિર્દેશ કરીને અલકા બોલી : " આ છે વિમલબાબુ... મારા દુઃખના સાથી...ખૂબ મોટું કામ કરે છે. "

ત્રિદિવ ભટ્ટાચાર્યે કહ્યું : " બેસોને... "

વિમલે કહ્યું : " ના, બેસીશ નહિ,...ક્ષમા કરજો. "

ત્યાર પછી અલકા સામે જોઈને કહ્યું : " સિનેમામાં જઉં છું... ગ્રેટાનું એક સુંદર ચિત્ર ચાલે છે. તેથી મનમાં થયું કે, આપ જો આવો તો... "

અલકા પળ માટે વિચારમાં પડી ગઈ; ત્યાર પછી બોલી : " સાચે ? મને ઘણી ઈચ્છા છે. ગ્રેટાનું નવું ચિત્ર મને ખૂબ પસંદ પડશે...ગ્રેટા પ્રત્યે મારું મમત્વ છે. આપ જાણે મારા મનની વાત જાણી ગયા છો...! "

ત્યાર પછી અલકાએ ત્રિદિવ સામે જોઈને કહ્યું : " ચાલોને

ત્રિદિવ બાબુ...આવા સારાં ચિત્રો જોવાથી, સિનેમાની ટેકનીકનું જ્ઞાન વધે છે...ઘણા નૂતન આંદોલન મળશે...!"

ત્રિદિવે કહ્યું : "જવાદો, હું તો નહિ આવી શકું...મારે બીજાં કામ છે."

અલકા વિમલ સામે જોઈ રહી. વિમલના નયનેવદને કોઈ કઠોર નિર્લિપ્ત ભાવ હતા ! અલકા બધું સમજી ગઈ. ત્રિદિવની હાજરી વિમલને કડવી લાગી છે. વિમલ સામે જોઈને અલકા બોલી : " આ અત્યારે ફિલ્મ માટે વાર્તા લખે છે. એમની બે વાર્તાઓ ખૂબ સફળ નિવડી છે – પૌરાણિક કથા 'ગરુડ' અને આધુનિક યુગનું નૂતન ચિત્ર 'હળવો પ્રકાશ' એ બંને ચિત્રો આજે સિનેમા આલમમાં રત્ન માફક પ્રકાશી રહ્યાં છે. અત્યારે તેઓ એક નવું સામાજીક કથાનક લખી રહ્યા છે, એનું નામ રાખ્યું છેઃ 'કાલ-ભુજંગ' મને એ સ્ટોરી સંભળાવતા હતા......"

એ દરમિયાન ત્રિદિવ ભટ્ટાચાર્ય હાથમાં કાગળનો થોકડો લઈને ઊભો થઈ ગયો હતો......

એ જોઈને વિમલે આરામ અનુભવ્યો : અલકા સામે જોઈને તે બોલ્યો : "તૈયાર થતાં કેટલી વાર લાગશે ?"

અલકાએ કહ્યું : "પાંચ મિનિટ. માત્ર આ સાડી બદલાવવી છે......અને જરા માથું ઓળવું..."

વિમલે કહ્યું : "સારું."

અલકા બોલી : "એક પ્યાલો ચા ?"

"ના."

ત્રિદિવ સામે જોઈને અલકા બોલી : "શું આપ જાઓ છો ?"

ત્રિદિવ ભટ્ટાચાર્યે કહ્યું : "હા, મારે અત્યારે આલ્ફ્રીયાટીક થિયેટર પર જવાનું છે......અડધી કલાક મોડો થઈ ગયો છું. એ

લોકો મારી પાસેથી એક નાટક મેળવવા ઇચ્છે છે......આજે જ એ સંબંધી શરતો કરવાની છે...ત્યારે હું રજા લઉં છું."

અલકા બોલી : "આપણે બધા સાથે જ જઈએ. વિમલબાબુ સાથે થોડીવાર વાતો કરશો ત્યાં..."

જરા વ્યંગભર્યા સ્વરે ત્રિદિવે કહ્યું : "વળી કોઈ સમયે વાતો કરીશ...શું કહો છો વિમલબાબુ...આપ જયારે અલકાદેવીના સાથી..."

આટલું કહી એક પ્રકારનું વિચિત્ર હાસ્ય મોઢાપર રાખીને ત્રિદિવ ચાલ્યો ગયો.

વિમલના મનમાં જરા કૌતુક જાગ્યું! વસંત આવે અને શિશિરની હવા જેમ નીચું મોઢું રાખીને પલાયન થઈ જાય...અને શરીર પર વસંતનો દક્ષિણ વાયુ સ્પર્શ કરી જાય...આ જાણે એવું જ! અત્યાર સુધી લહેરથી બેઠો હતો...વિમલને જોતાં જ જાણે પલાયન!

વિમલ મૌન ભાવે ઊભો રહ્યો હતો.

એકદમ વસ્ત્ર પરિવર્તન કરીને અલકા આવી. બોલી : "ત્યારના હજી સુધી ઊભા રહ્યા છો! બેઠા નહિ?"

વિમલે કહ્યું : "આપે બેસવાનું કહ્યું નથીને!"

"ઓહ, આવું બહાનું પણ શોધી શકો છો?"

"શા માટે ન શોધું? જયારે જોયું, એક માણસની આટલી કદર...એને મોડું થયું છે, ચાલ્યા જવા ઇચ્છે છે, તોય જ્યાં સુધી એને રોકી શકાય!...સાચે, હું જાણતો નહોતો...નહિતો હું આપની કથા વિવેચના વચ્ચે દૈત્ય માફક આવીને રંગમાં ભંગ ન પાડત!"

આ સાંભળીને અલકા લાલ્કુ બની ગઈ!...ત્યાર પછી તેનાથી બોલાઈ જવાયુ : "ઇર્ષ્યા થઈ?"

કાંટાના ચાબુક જેવા શબ્દો વિમલના મન પર ચોંટયા! એનો અંતરાત્મા આ શબ્દોથી પાછો પડયો! સંકુચિત ભાવોનું નિવારણ

કરવા વિમલે કહ્યું : " ઈર્ષા !...એનો અર્થ ? ઈર્ષા હોય ક્યાં, એ જાણો છો ?...જ્યાં......"

શબ્દો અટકી ગયા ! તેજ ભરી નજરે જોતાં અલકા બોલી : "ઈર્ષ્યા ક્યાં થાય કહો..."

વિમલે કહ્યું : " હું આપનો કોણ ? સાચું કહું છું: પાંચ મિત્રો સાથે વાતો કરવાનો આપને સંપૂર્ણ અધિકાર છે...મેં કંઈ આપને રીઝર્વ નથી કર્યાં ! "

અસહ્ય ઉર્મિઓથી અલકાના પ્રાણ–મન પરિપૂર્ણ ભરાઈ ગયા ! વિમલ સામે જોઈને મૌન ભાવે નિરિક્ષણ કર્યું – તેના હ્રદયમાં જાણે જયધ્વનિ જાગ્યો ! આવેશ ભરી નજરે વિમલ સામે જોઈને નજીક આવી...વિમલની સામે આવી અલકાએ વિમલનો હાથ પકડ્યો !

વિમલ ચમકી ઊઠ્યો......

અલકા બોલી : " રોષ ન કરશો. સ્ટુડીઓમાં કેટલાય દિવસથી ત્રિદિવ કહેતો હતો: ' આ ચિત્ર પૂરું થયા પછી જે ચિત્ર માટે વાર્તા લખી છે, એમાં આપના માટે કામ નક્કી કરેલ છે: એ વાર્તા આપને સંભળાવવા ઈચ્છું છું......આપની કલારુચિ પ્રમાણે કંઈક સૂચનો મેળવીને જો કાપકુપ કરવા જેવું લાગે તો તે કરી શકાય...એ સિવાય આ ચિત્રમાં આપ મુખ્ય ભૂમિકા ભજવવાના છો ! ' તેથી એ વાર્તા સંભળાવવા આવ્યો હતો...આમંત્રણ આપીને મેં એને બોલાવ્યો નહોતો...એ પોતાની જાતે આવ્યો હતો...આવ્યા પછી કોઈ ગૃહસ્થને કેવી રીતે રજા આપી શકાય ? "

એક નિશ્વાસ નાખીને વિમલે કહ્યું : " હં..."

અલકા બોલી: " મારી વાત પર વિશ્વાસ ન આવ્યો ? "

વિમલે કહ્યું : " ચિત્ર માટેની આલોચના સ્ટુડીઓ પર પણ થઈ શકત ! આપ સમજતા નથી: આવી ચર્ચા દ્વારા એ આપની સાથે

હળવા મળવા અને મિત્ર થવા ચાહે છે! વાર્તા લખે છે, અને એ નહિ સમજતો હોય, કે આપ એકલાં રહો છો?......"

અલકા બોલી : "આવડી વયે એટલું જ્ઞાન હું મેળવી શકી છું, વિમલબાબુ! સામે ચાલીને કોઈ વાતો કરવા આવે ત્યારે એ વાતોનો હેતુ હું સમજી શકું છું. છતાં મોઢેથી સ્પષ્ટ નકાર કરી શકાતો નથી. એનું કારણ, જેને ધંધો કરીને પેટ ભરવાનું છે, તેને કોઈ સાથે બગાડયું ન ચાલે! એને મેં સાથે આવવાનું કહ્યું હતું, એનું કારણ, રસ્તામાં જતાં જતાં એને હું આપનો પરિચય કરાવત...એ સમજત કે હું અસહાય નથી, આશરા વગરની નથી! મારો એક મોટો આશ્રય કેવળ આપ છો!

આ એકરારથી વિમલના હૈયાપર સ્નિગ્ધતાનો પ્રલેપ થયો!

અલકાએ કહ્યું : "હવે પછીના ચિત્રના કોન્ટ્રેક્ટ સંબંધી એ લોકોએ મને કહેલું: શરતો નક્કી કરવાની વાત થઈ, ત્યારે મેં એ લોકોને કહેલું કે: મારા એક સ્વજન છે...વિમલબાબુ...એની સલાહ લીધા વગર હું કશું કરી શકીશ નહિ, એ જે કહેશે..."

આ વાતથી મન પરના ઘોર વાદળાદળો વિખરાઈ ગયાં અને મન ઉપર પૂર્ણ જ્યોત્સનાનો પ્રકાશ ખીલી ઊઠયો.

વિમલે કહ્યું : "સાચે?"

બંને નયનોમાં વિહ્વલતા! વિમલ સામે ઊભા રહીને આવેશ ભર્યા સ્વરે અલકા બોલી : "મનનો પરિચય અંતરયામી શ્રીકૃષ્ણના સામે શબ્દોદ્વારા જો કહેવો પડે, તો પછી શરમનો પાર નહિ રહે!"

આ વાત......અને અલકાના નયનમાં આ દૃષ્ટિ...

વિમલની રગેરગમાં જાણે નશો જાગ્યો! તે પોતાને ભૂલી ગયો. વિશ્વ પૃથ્વીના સઘળા નિયમો, સજ્જનતાની સઘળી રીતિ...ધારા... બધું તે ભૂલી ગયો! મનમાં થયું: પૃથ્વી નથી...કશું નથી...કેવળ

એક જ વસ્તુ છે...અને તે અલકાના સુંદર નયનોમાં આવેશ ભરી વિહ્વલ દૃષ્ટિ! એકદમ બંને બાહુ વડે અલકાને હૈયા સરસી ખેંચી લીધી...પલભરની વિહ્વલતા......

વળતી ક્ષણે વેગપૂર્વક અલકાને દૂર કરીને વિમલ એક તરફ ખસીને ઊભો રહ્યો...જાણે ચાબુકથી આહત્ થયેલો શ્વાન!

તેણે જોયું: અલકા કંપી રહી છે! એનો ચહેરો મલિન થઈ ગયો છે! વિમલને કોઈએ જાણે ફટકા મારીને પીંખી નાખ્યો.

બંને હાથ જોડીને તે બોલ્યો : "મને ક્ષમા કરો!"

શાંત ધીર સ્વરે અલકા બોલી : "શેની ક્ષમા?"

નમસ્કાર કરીને અલકા સામે જોઈ, ઘણા નમ્ર અને પવિત્ર સ્વરે વિમલ બોલ્યો : "ના, મને ક્ષમા કરો!...હું પણ .."

વિમલનો હાથ પકડી એક નિશ્વાસ નાખીને અલકા બોલી : "ચાલો, સિનેમામાં જઈએ......આપનો કોઈ દોષ નથી. એ તો ક્ષણનો મોહ...હું સમજું છું. જરાય ભય નથી...હવે સાવધ રહેજો... પછી આવું કદી નહિ બને. ચાલો..."

વિમલનો હાથ પકડી, વિમલને ખેંચીને અલકા બહાર આવી.

## ૧૭

સિનેમા પસંદ ન પડ્યો. ઇન્ટરવલના સમયે વિમલે કહ્યું: "કંઈ ખાવું છે?"

પોતાની એ મોહ–દુર્બળતાની ઘટના વિમલ કોઈપણ ઉપાયે ભૂલી શકતો નહિ. ગમે તે રીતે અલકાનું મનોરંજન કરવા માટે એ વ્યાકુલ રહેતો!

અલકા બોલી: "શું ખાવાનું છે, કહોતો?"

વિમલે કહ્યું: "જે કહો તે...ચા...ચોકલેટ...કોલ્ડડ્રીંક..."

"અત્યારે કોલ્ડડ્રીંક?......આપનું માથું જરૂર ખરાબ થયું લાગે છે!"

વિમલે કહ્યું: "ખરેખર તેમ જ થયું છે. ચાલો મારી સાથે બહાર આવો. મને આ ચિત્ર ગમતું નથી!"

અલકા બોલી: "પણ મને ખૂબ ગમે છે...બહુ સુંદર ચિત્ર છે!"

વિમલે કહ્યું: "ગમતું હોય તો વળી કાલે આવીને જોઈ જજો. હું ટિકિટ લઈ લઈશ...!"

હસીને અલકા બોલી: "ચાલો. આપ ઘણા આવેશમય માણસ છો! જેને કહે: પલમાં હાથે દોરી ને પલમાં હાથે ચાંદ!"

બંને ઊઠીને બહાર આવ્યા. ગિરદી નહોતી. કોઈની કૌતુહલ ભરી દૃષ્ટિના શિકાર ન થવું પડ્યું!

અલકા બોલી: "બહારતો આવી ગયા! હવે શું કરવાનું છે, કહો તો......"

"કશું ખાશો નહિ?"

"ના...પણ આપને ભૂખ લાગી હોય એમ જણાય છે!"

વિમલે કહ્યું: "મને તો ભૂખ નથી લાગી...પણ મનમાં એમ થાય છે, કે કંઈક લાગ્યું છે..."

અલકા હસી પડી: હસીને બોલી: "આપને ભૂત વળગ્યું હોય એમ લાગે છે."

"ભૂત!"

"હા...એ ભૂત કાઢવાની દવા હું જાણું છું."

"સાચે?"

"હા."

"શી દવા છે...કહોતો?"

અલકા બોલી: "અહીંથી સીધા ઘેર ચાલ્યા જાઓ...હમણાં જ જઈને સારી રીતે ઊંઘ લ્યો!...અને..."

ઉત્સુક સ્વરે વિમલે પૂછ્યું: "શું...અને...?"

અલકા બોલી: "આજનો પ્રસંગ મનમાં લાવશો નહિ...અને મનમાં આવે તો માનજો કે, એક ખરાબ સ્વપ્ન જોયું હતું!"

વિમલે કહ્યું: "હં!"

'હં' કહીને ઉદાસ નયને વિમલ એક તરફ જોઈ રહ્યો. અલકાની હાસ્યના પ્રકાશથી પ્રદીપ્ત બનેલી દૃષ્ટિ વિમલ તરફ સ્થિર રહી...

ઘણીવાર સુધી એક ધ્યાને જોઈ રહ્યા પછી વિમલે એક નિશ્વાસ નાખ્યો, કહ્યું : " આપે સાચી વાત કહી...! એ દવા હું સ્વીકારીશ !... એમ જ હો, હું ઘેર જઉં છું. પણ એ પહેલાં અનુમતી આપો, આપના માટે ગાડીની વ્યવસ્થા કરી દઉં. ટેક્સી નહિ, ઘોડાગાડી. આપ ગાડીમાં બેસશો ત્યાર પછી હું ટ્રામમાં જઈશ. "

આટલું કહીને વિમલે એક ચાલી આવતી ગાડીને બોલાવી. અલકા સામે જોઈને કહ્યું : " આપ ગાડીમાં બેસી જાઓ. ના, ના, કશી વાત નહિ...મારી આટલી વાત રાખવી પડશે. હું સાંભળીશ નહિ...છેલ્લી વિનતિ ! આપ ગાડીમાં બેસો. "

વિમલે કોચમેન સામે જોઈ, તેના હાથમાં એક રૂપિયો મૂકીને કહ્યું : " મેમ સાહેબકો લેજાઓ...લેક સાઈડ. યહ તુમ્હારા ભાડા..."

અલકા હજી પણ ગાડીમાં બેઠી નહોતી ! વિમલે કહ્યું : " આપ જો ગાડીમાં નહિ બેસો તો હું માનીશ કે આપે મારા અવિનયની ક્ષમા નથી કરી..."

" વાહ, વાહ, આટલું બધું આપ જાણો છો ? " કહીને ન છૂટકે અલકા ગાડીમાં બેઠી. બેસીને વિમલ સામે જોઈ ને બોલી : " આ ગાડીમાં ઘણી જગ્યા હતી...ખૂબ શાંતિથી આપ આમાં આવી શકત ! "

વિમલે કહ્યું : " ના, હું ટ્રામમાં જઈશ. "

અલકા હસી...કૌતુક ભર્યું હાસ્ય ! બોલી : " તમને તમારો હવે વિશ્વાસ નથી લાગતો ખરું ? "

વિમલ ચમકી ઊઠ્યો. અલકા સામે જોઈ રહ્યો. અલકાની દ્રષ્ટિમાં વિદ્યુતની ચમક ! વિમલે કહ્યું : " ના, નથી લાગતો..."

અલકા બોલી : " તો પછી હવે મારે કહેવા જેવું કશું નથી ! હું જઉં છું...આપ મોડું ન કરતા...આ ટ્રામ આવે...માથા ઉપર મોટાં લાલ જાસુદના ફૂલ રાખીને ! જાઓ, એમાં બેસી જાઓ..."

અલકાને લઈને ગાડી ચાલી ગઈ. વિમલ ટ્રામ લાઈન પાસે જઈને ઊભો રહ્યો. ટ્રામમાં સખત ગિરદી...બેસવાની જગ્યા નહોતી! એ ટ્રામમાં ચડવાનો વિમલે કશો પ્રયત્ન ન કર્યો. ટ્રામ ચાલી ગઈ... વિમલ જરા દૂર એક વૃક્ષ નીચે ખાલી બાંકડા પર જઈને બેઠો. બેસીને પોતાના મનનું મંથન કરવા લાગ્યો...

મનમાં આ દુર્બળતા શા માટે જન્મી ?

અલકામાં એવું કયું દીવ્ય રૂપ છે, જેના માટે મનમાં લોલુપતા સળગી ઉઠી ?...અલકાના બંને નયનો...

એ નયનોની દ્રષ્ટિમાં ભરેલી વિહ્વલતા ! એ આંખ સામે જોઈ જોઈને આંખ જાણે પાછી ફરી શકતી નથી !...અંધારી રાત પછી પ્રભાતના પ્રકાશનો જે મોહ–અલકાના નયનોમાં એવો જ પ્રભાતનો પ્રકાશ હરપળ ઝળહળે છે !...અલકાની બુદ્ધિ...એની વાતોનું સહજ આકર્ષણ...ઝરણાની માફક અબાધ ભાવે...અલકાના મુખ પર વાણીનો ઉત્સવ ખીલી ઉઠે છે ! અલકાએ પોતાના જીવનને એવા સુમધુર ગીતથી ઘડયું છે, કે હજારો કિશોરી-સ્ત્રીઓ અલકા પાસે આવીને ઉભી રહે, તો પણ દરેકની ઉપેક્ષા કરીને આ મન અલકા તરફ જ વારંવાર વળે છે !... અલકાની સાથે વાતચિતમાં સમય કેવો વિચિત્ર સુમધુર બની જાય છે !...અલકા...જાણે Wounder Ful Company...અલકા પાસે હોય તો જીવન મધુમય બની જાય છે !

વિભાવરી...? ના, અલકા પાછળ મનને આ પ્રમાણે દોડાવવું નહિ ચાલે ! વિમલને પ્રિયશંકર બાબુએ ઑફિસમાં મૂક્યો છે, એને માણસ બનવાનો સુયોગ આપવા ખાતર...વિમલના મનમાં વળી રંગીન–નશો જાગે, વિમલ વળી આકાશ – કુસુમની માળાઓ ગૂંથવાના સ્વપ્ન – વિભ્રમમાં ઉદ્‌ભ્રાન્ત બની જાય, એટલા માટે વિભાવરીને મળવાનો નિષેધ કર્યો છે. વિભાવરીને કુશલ પ્રશ્ન પૂછવા માટે એક નીરસ પોષ્ટ કાર્ડ લખવાનો પણ નિષેધ!

સાધનાના આ વનવાસમાં મન તૃપ્તિ શા માટે પામે? તરુણ વય...પૃથ્વીની દિશાએ દિશામાં આટલી શોભા, આવું સૌન્દર્ય... આકાશ અને વાયુમાં જીવનના રસભર ગીતો...

તો પણ નહિ, મનને સંયમના બંધનથી બાંધેલું રાખવું જ પડશે!...ક્યાં ગયો તેનો વંશ ગૌરવ? જીવનમાં ઝીલેલા શિક્ષણ–સંસ્કાર ક્યાં વિલય પામ્યા?...ના,...અલકા નહિ...અલકા નહિ! અલકા જાણે વિમલની ચારે દિશાઓના મૂળ અને બંધન તોડી ઉખેડીને વિમલનો ગ્રાસ કરવા ચાહે છે! વિમલના મનને છેદી ભેદી પોતા પર સમર્પણ કરવા ચાહે છે!

મનનો અબાધિત લોભ આજે જે ભાવે પ્રગટ થઈ ગયો છે... તેથી ઉત્તમતાના આવરણથી મુક્ત બનીને વિમલ અતિ–સાધારણ નિર્લજ માણસોના આસન પર ઢળી પડ્યો છે!...શું કહીને પોતે...

મન વચ્ચે આગ પ્રજળી ઊઠી...વિપુલ એનું તેજ...વિરાટ એની જ્વાળા! કેટલીય વાર સુધી બેસીને આ બધી વાતો વિમલ વિચારવા લાગ્યો.

સમયનું ભાન હતું નહિ. એકાએક કાનપર કોઈનો સ્વર અથડાયો: "Want to enjoy a drive...eh?"

ચમકીને આંખ ઉંચી કરી જોયું તો, એક એંગ્લોઈન્ડિયન કિશોરી...તેના બંને નયનોમાં હાસ્યની જ્વાળા!

વિમલનું મન વિદ્રોહી થઈ ગયું...આ નારીએ વિમલને કેવો ધાર્યો હશે? છૂપી તરસથી પીડાતા અન્ય પ્રમોદ પિયાસી...શિકાર માટે આવા એકાંતમાં બેસતા હશે!

વિમલે રોષ ભર્યા સ્વરે કહ્યું: "નો, ગો યુ પ્લીઝ્..."

કહીને તે તરત બાંકડા પરથી ઊઠીને ટ્રામ લાઈન પાસે ઊભો રહ્યો.

કોઈ કાળો ડીબાણુ એક દૈત્ય મન વચ્ચે આવીને અટ્ટહાસ્ય કરવા લાગ્યો ! તે જાણે એમ કહેતો હતોઃ એ નારીએ જે વિચાર્યું હશે, એમાં તારો તફાવત કયે સ્થળે છે?...એક કિશોરી-રમણીની ચિંતામાં તું એટલો મશગૂલ બન્યો છે કે, તારી પ્રમોદ – પ્યાસને મિત્રતાના ઉજ્વળ બુરખા પાછળ છૂપાવીને તું ઊભો રહેવા માગે છે, જરા વિચારતો કર...

એક ટ્રામ આવી. ટ્રામમાં ચડી ગિરદી વચ્ચે કોઈપણ ઉપાયે મનને દૈત્યના તિરસ્કારથી બચાવ્યું. જાણે આરામ મળ્યો !

# ૧૮

ત્યાર પછી મન સાથે રીતસર યુદ્ધ ચાલ્યું. જે યુદ્ધ હંમેશ ચાલતું.

વિમલ સમજી શક્યો. નવલકથાઓ અને વાર્તાઓમાં તેણે સુમતિ અને કુમતિનું દ્વંદ્વ વાંચેલું: તેના મનમાં પણ તેવી જ રીતે બે પક્ષો વેગપૂર્વક તર્ક કરતા!

એક પક્ષે કહ્યું: 'અલકાની સાથે મળવામાં દોષ શું? તે મિત્ર છે...ઑફિસમાં કોઈ કામ કરવાનું હોતું નથી! લાકડાના પૂતળા માફક બેસી રહેવું પડે છે...સહી કરવાનો ભાર પણ બીજાના હાથમાં જઈ પડ્યો છે! પ્રિયશંકરે કહ્યું હતું: ઑફિસમાં કોઈપણ કાર્ય કરવાનું નહોય, છતાં હાજરી નિયમિત રહેવી જોઈએ...! કશું કામ ન હોય તો કવર પરથી ટિકિટો ઉખેડો...નહિતો નોટબુક લઈ ને મનમાં જે વિચારો આવે તે લખી રાખો...ડાયરી? ડાયરી જ લખો! અલકાએ તો કશો અપરાધ કર્યો નથી કે ઝેર માનીને એનો મારાથી ત્યાગ કરી શકાય!'

બીજો પક્ષ બોલી ઉઠ્યો: 'અપરાધ અલકાએ નથી કર્યો, અપરાધ તારો છે! કેમ તે દિવસે તું વિહ્વલ બની ગયો...તારામાં એ સાહસ આવ્યું ક્યાંથી...?'

પ્રથમ પક્ષ બોલ્યો : 'એ માટે અલકા જરાય વિરક્ત નથી થઈ, અલકાએ રોષ પણ નથી કર્યો! તે સિવાય અલકા તરફથી આવી દુર્બળતાનો કોઈ દિવસ આભાસ પણ થયો નથી!'

બીજો પક્ષ બોલ્યો : 'અલકાએ રોષ નથી કર્યો, એનું કારણ તારી પાસે એ ઋણી છે...કેવી મહાન વિપદ્‌માંથી તેં એની રક્ષા કરી છે!...કદાચ ફરી વાર આવી કોઈ વિપદ આવે તો અલકાને તારી પાસે ઊભું રહેવું પડે! એમ ધારીને જ તેણે તારા પ્રત્યે રોષ કરવાનું સાહસ નથી કર્યું!'

પ્રથમ પક્ષે અપ્રતિભ બનીને જવાબ દીધો: 'ના, ના, એમ કેમ? હાથમાં બેગ રાખીને અલકા ચારે તરફ ઘૂમી રહી છે: ફિલમમાં અભિનય કરે છે, એથી શું એનામાં સ્વમાન નથી? એ જો એવી નારી હોત તો આટલા સમયમાં એના વર્તનથી એનો પરિચય મળી ગયો હોત...!'

બીજા પક્ષે કહ્યું : 'બહુ સારું ભાઈ, જા ત્યારે અલકાની પાસે! એણે તો ના કહી જ નથી! તેં જ એકાએક નાટકના હીરોની માફક ઈમોશનની ઘનઘટા જમાવી દીધી હતી...'

પ્રથમ પક્ષે કહ્યું : 'હમણાં અલકાને ત્યાં જઉં તો અલકા શું વિચારે?...બે દિવસ પછી વાત...અલકાને ત્યાં હમણા નહિ...હમણા તો રેસમાં જઈશ...'

શનિવારે વિમલ રેસના મેદાનમાં ગયો. બેંકમાંથી લગભગ બસો રૂપિયા લઈ ગયો હતો!...પૈસા માટે જ બધું છે ને! પ્રિયશંકરના આદેશ પ્રમાણે અહીં જે કઠોર સાધના કરવી પડે છે, એ સાધનાનું

લક્ષ્ય તો આ પૈસા જ છે ને! રેસમાં આજે ઘોડાઓના નામ પર દાન સત્ર ખોલશે! પૈસા પૈસાને ખેંચે છે...એ વાત કેટલી સાચી છે, વિમલ આજ તેની પરીક્ષા કરશે!

વિમલ મેદાનમાં આવ્યો અને વિપુલ ઉત્સાહથી ઘોડા પકડવા માંડયો.

પ્રથમ બાજીમાં પચાસ રૂપિયા હાર્યો...બીજી બાજીમાં સાઠ... ત્રીજી બાજીમાં ફરી પચાસ મૂકવાનો વિચાર કર્યો: એકાએક સામે અલકા દેખાણી. માથા પર લાલ રંગની છત્રી, બાજૂમાં એ ગૃહસ્થ... ત્રિદિવ ભટ્ટાચાર્ય.

વિમલનું મન ગર્જી ઊઠયું: એ માણસના—આશ્રય વગર શું એને ન ચાલી શકે? અલકાને તેણે બોલાવી નહિ...જોઈ છતાં ન જોઈ હોય, એવા અભિનયથી પાંચ નોટ બહાર કાઢીને વિમલ બોલ્યો—"ડ્રાગન..."

ટિકિટ લઈને ચાલ્યો આવતો હતો. અલકાએ સાદ કર્યો: "વિમલબાબુ!"

વિમલ ઊભો રહ્યો: બોલ્યો: "મને બોલાવ્યો?"

અલકા બોલી: "હા...આટલા ઉતાવળા કેમ ચાલ્યા જાઓ છો? ઘોડાઓ સામે તો જુઓ છો: શું હું એ જાનવરો કરતાં ય અધમ છું, કે મારા સામે જોતા પણ નથી?"

વિમલે કહ્યું: "કંઈ વાત કહેવાની છે?"

અલકા બોલી: "હા. હું કહેતી હતી, લોકો ચિડિયાખાનું જોવા જાય...વાઘને જુએ, રીંછને જુએ, વાનરને જુએ. માણસ અને જાનવર બંને વચ્ચે કેવળ પાંજરાની જાળીનું જ અંતર હોય...આપ એ રીતે પણ મારી સામે જોઈ શકત!"

વાતનો અર્થ વિમલને બરાબર સમજાયો નહિ. મૌન થઈને તે ઊભો રહ્યો. મન કહેવા લાગ્યું: અલકા કેટલી સુંદર વાત કરે છે!

પરિચયમાં ઘણા પંડિતો છે, રસિક જનો છે...પણ અલકા જેવી વાક્પટૂતા એ કોઈનામાં નથી! મન તો અલકાનું જ સાનિધ્ય ચાહે છે!

અલકા બોલી : "'ડ્રાગન' લીધો?"

"હા."

અલકા બોલી : "આજ તો ઘણું હાર્યા!...એ બાજીમાં ઘણા પૈસા ગુમાવ્યા છે, કેમ?"

વિમલે કહ્યું : "કોણે કહ્યું?"

મૃદુ હસીને અલકા બોલી : "મેં જોયું છે. આપ મને ન જુઓ છતાં હું આપને જોઈ રહી હતી. એનું કારણ, શુકદેવ ગોસ્વામીની માફક મેં પ્રતિજ્ઞા નથી કરી કે, રમણીનું મોઢું ન જોવું!"

પેલો ગૃહસ્થ દુરબીન વતી મેદાનમાં જોઈ રહ્યો હતો...દુરબીન ઉતારીને બોલ્યો : "હમણા સ્ટાર્ટ થશે."

વિમલે અલકા સામે જોઈને કહ્યું : "આપ જાઓ. મારી સાથે વાતો કરો છો એ જોઈને આપના મિત્રને કદાચ ઈર્ષા થશે!"

આ શબ્દો કહીને વિમલે કંઈક આત્મસંતોષ અનુભવ્યો. તેને યાદ આવ્યું. એક દિવસ અલકાએ આ શબ્દો વિમલને ચાબુક માફક માર્યા હતા!

પણ અલકા ગંભિર કે વિચારમય ન બની. હસીને બોલી : "મારા ઉપર એ મિત્રને હજી એટલી મમતા નથી થઈ. બધા શું વિમલબાબુ જેવી મમતા રાખતા હશે?"

આટલું કહીને વિદ્યુત–રશ્મિની માફક અલકા સરકી ગઈ અને એ ગૃહસ્થ સામે જોઈને બોલી : "તડકાથી મારું ગળું સૂકાઈ ગયું છે...હું ચા પીવા જઉં છું."

પ્રવીણ ગૃહસ્થ જરાયે વિચલિત ન થયો. આંખ સામે દુરબીન રાખીને મેદાનની સીમા તરફ જોઈ રહ્યો.

પણ વિમલના મનમાં વિપ્લવ મચ્યો. પલ ભર વિચાર કરતો ઊભો રહ્યો. ત્યાર પછી તે ગયો રેસ્ટોરાં તરફ.

એ રહી અલકા. ટેબલ સામે સ્થિર દ્રષ્ટિ કરીને અલકા બેઠી છે...જાણે કંઈક વિચારી રહી છે!...શું વિચારતી હશે?...કઈ વાત? ...કોની વાત?

અલકાની નજર તારવીને વિમલ ખુરશી પર બેઠો: વેઈટરને બોલાવી કહ્યું: "એક પ્યાલો ચા..."

વિમલ અલકા સામે જોઈ રહ્યો...કદાચ મનમાં વ્યથા થઈ હશે!...ચિડિયાખાનું, વાઘ, રીંછ...શું બધું કહેલું! વિચારતી હશે, મેં એને તુચ્છ માનેલ છે! પણ એમ તો છેજ નહિ!

વિમલનું મન અધીર વ્યાકુલ બની ગયું! બીજી કશી વાત કંઈ ન થાય, પણ અલકાને એ કહેવુ જરૂરી છે કે, વિમલ એને તુચ્છ નથી માનતો અને કદી માનશે પણ નહિ! અલકા પ્રત્યે વિમલને શ્રદ્ધા છે...ઘણી શ્રદ્ધા! અને શ્રદ્ધાના લીધે જ અલકાનો પ્રશ્ન વિચારતાં વિમલના મનમાં થાય છે કે, હવે થોડા મહિના વીત્યા પછી પરીક્ષામાંથી ઉત્તીર્ણ થઈને વિભાવરી સાથે લગ્ન કરી પોતાનું જીવન વિમલ સહજ અને સ્વતંત્ર બનાવી શકશે...પણ અલકા?...શું આવા અનિશ્ચિત લક્ષ્ય પર બિચારી જીંદગી પર્યંત ઘૂમ્યા કરશે? દુઃખ અને અભાવથી જર્જરિત બનીને અલકા ત્યારે કોની પાસે જઈને ઊભી રહેશે? કોણ એની સહાય કરશે?

જોકે લોકોનો અભાવ નહિ થાય! પણ અલકાને સહાય કરવાના બહાને અલકાનું અનિષ્ટ પણ કરી શકે!...વિમલના મનમાં જ્યારે પલવાર માટે વિભ્રમ જાગ્યો હતો અને તે આત્મ વિસ્મૃત બની ગયો હતો...ત્યારે બીજાઓ દ્વારા અલકાના સ્વમાનની રક્ષા કેટલી કઠિન બનશે!

અલકા સામે જોઈને તેના ભાવિ સંબંધી વિચારોથી વિમલનું

મન ઉદ્વેગ અને આતંકથી ધ્રૂજી ઊઠ્યું. વેઈટર ચાનો પ્યાલો ટેબલ પર મૂકી ગયો. પ્યાલો હાથમાં લઈને વિમલ અલકાની સામે જઈને ઊભો રહ્યો. બોલ્યો : "કેમ, કશી ફરમાશ કરી હોય એવું નથી દેખાતું ?"

અલકા ચમકી ઊઠી...પણ તરત એ ભાવનું દમન કરીને મૃદુ હાસ્ય સહિત બોલી : "ના...હું વિચારમાં હતી..."

"શું વિચારતાં હતાં ?"

એક ખુરશી ખેંચીને વિમલ અલકાની સામે બેઠો.

અલકા બોલી : "જો કહું કે આપની જ વાત વિચારતી હતી, તો વિશ્વાસ બેસશે ?"

વિમલ ખુશી થયો. બોલ્યો : "હા..."

અલકા બોલી : "ત્યારે એમ જ હતું..."

વિમલે કહ્યું : "વિચારતા હશો કે વિમલ કેવો અભદ્ર...અસભ્ય ...તુચ્છ..."

એક નિશ્વાસ નાખીને અલકા બોલી : "માણસને આપ જેવી રીતે ખરાબ જુઓ છો, તેવી રીતે હું નથી જોતી. વિમલબાબુ...જો કે, જોવાનો મારે માટે કોઈ ઊપાય નથી !"

વિમલે કહ્યું : "પરંતુ હું ખરેખર અસભ્ય...તુચ્છ છું. તે દિવસે જે આચરણ કર્યું છે, ત્યારથી આપની સામે માથું ઊંચું રાખીને ઊભા રહેતાં મારે શરમાવું પડે છે."

અલકા બોલી : "કયું એવું આચરણ, કહો તો ?"

વિમલના હૃદય વચ્ચે જાણે વજ્ર ધ્વનિ જાગ્યો ! શું અલકા છોકરમત કરે છે ? ના...

કૌતૂહલ અદમ્ય બન્યું. વિમલે કહ્યું : "જે દિવસે આપણે સીનેમા પાસેથી છૂટા પડ્યા...તે પહેલાં તમારા ઘેર..."

અલકા એકદમ વચ્ચે બોલી ઉઠી : " માણુસના મનમાં કોઈ કોઈ વાર આવી દુર્બલતા જાગે છે, તેથી જ માણુસ માણુસ છે... દેવતા નથી ! એ હતો ક્ષણિક મોહ, હું એ સમજુ છું. પણ નહિ, આપે સારું કર્યું છે ! અમારી જાત માયાવિનીની છે...અમારી પાસેથી દૂર રહેવું એ જ સારું ! "

આ વાતનો શો ઉત્તર આપવો એ વિમલ વિચારી શક્યો નહિ.

મેદાનમાં હા હો થઈ પડી...ઘોડા છૂટયા છે !

વિમલ બોલ્યો : " ઓહ..."

અલકા બોલી : " ચાલો, આપના ભાગ્યમાં શું છે, જોઉં ! "

વિમલે કહ્યું : " પણ આપનું ગળું સૂકાઈ જતું હતું, એમ કહેતાં હતાં ને..."

અલકાએ કહ્યું : "આપનો ઘોડો પહેલો આવશે ત્યારે આ ગળાથી પ્રચંડ જયધ્વનિ થવાનો, એ સાંભળી જો જો..."

બંને બહાર નીકળ્યાં.

ઘોડા તીર વેગે છૂટયા હતા. લોકો જોરથી ચિત્કાર કરતા હતા... ' ડ્રાગન '...' ડ્રાગન '...' બફ અપ્ સ્કવેન્જર '...' હો હો વેલ ફ્લાવર ' ...' ફાસ્ટર '...' ફાસ્ટર '...

આંખ સામેથી ઘોડા છૂટી ગયા...અલકા બોલી : " ચાલો..."

વિમલ અને અલકા પરિણામ જોવા ચાલ્યા. અનેક માણુસો એ તરફ જઈ રહ્યા હતા.

બહુ દૂર જવું ન પડયું. રીઝલ્ટ બહાર પડી ગયું. ઘોડાઓનું નામ મોટા અક્ષરોએ લખેલું...

પહેલો વેલ ફ્લાવર...બીજો રેડીવેર...ત્રીજો સેન્ટજોન...ત્યાર પછી ડ્રાગન !

વિમલના કપાળ પર પસીનો વળ્યો.

અલકા બોલી: "હવે પૈસા ન બગાડશો. ચાલો...આપનું નશીબ આજે સારું નથી."

પ્રવીણ ગૃહસ્થ આ તરફ આવતો હતો, મહા ઉલ્લાસથી બોલ્યો : "માર દિયા...વેલ ફ્લાવર!"

અલકા બોલી: "એને મળ્યા લાગે છે!"

વિમલે કહ્યું : "હં...સારું. આ વખતે જોડે છું...લાસ્ટ ચાન્સ!"

અલકા બોલી : "ના, ના, આપને જો પૈસાનો બોજો લાગતો હોય તો લાવો, મને આપી દો..."

કહીને અલકા હસી.

વિમલે કહ્યું : "એકસો સાઠ ગયા છે, બાકી રહ્યા છે ચાલીશ! આ ચાલીશથી આપના નસીબ કેવાં છે, એ જોવા દો. જે આવે તે આપનું."

"સાચે?"

"હા..."

વિમલ જાણે પાગલ બન્યો...બુકીંગબારી તરફ દોડ્યો. અલકા તેની પાછળ ગઈ.

વિમલે પૂછ્યું : "કયો ઘોડો લઈશું?"

અલકા બોલી : "લ્યો 'સાન-ગડ'...સાંભળ્યું છે, એ ઘણો તેજ છે."

વિમલે કહ્યું : "ઓહ, ઘોડાના નામ પણ આપને કંઠસ્થ થઈ ગયાં છે!"

અલકા બોલી : "મારા જેવા માણસો પણ વખતે વખતે સોનાના સ્વપ્ન જોતા હોય છે...ઘોડાના નામનો જપ કરતા હોય છે!"

વિમલે કહ્યું : "સારું, આપના નશીબ...આપ જ અજમાવો..."

વિમલે ચાલીશ રૂપિયા આપીને ' સાનગડ ' લીધો.

ટિકિટ લઈને વિમલે કહ્યું : " આપની સાથે આવેલા એ મિત્ર ક્યાં ગયા ? "

અલકા બોલી : "ડૂબી મર્યા નહિ હોય ! એક મિત્રની જગ્યાએ બીજા એક મિત્ર સાથે જ છે ! "

વિમલે કહ્યું : " ઓહ...ત્યારે હવે ચાલો, એક પ્યાલો ચા... જયધ્વનિ માટે ગળું ભીંજવીને તૈયાર કરો ! "

બંને રેસ્ટોરામાં આવ્યા.

અલકા બોલી: " મને ડર લાગે છે. હું ભયંકર કમનશિબ છું... અને આપ મારા તકદિર ઉપર વિશ્વાસ રાખી રહ્યા છો ! "

વિમલે કહ્યું : " ભય નથી. વાતાવરણ ઘણું મનોરમ છે. મને સંપૂર્ણ ખાત્રી છે. આકાશનો રંગ બદલાઈ ગયો છે, જોતા નથી ? "

અલકા બોલી : " મને જોઈ ને ? "

" એમ જ. "

બાજી શરૂ થઈ. બધાને છોડીને બંનેની નજર દોડતા ઘોડાઓ પર સ્થિર થઈ ! એ આવે નંબર સિક્સ...લાલ જોકી...ઓ : !

હ્રદય ઉપર જાણે તાંડવ નૃત્ય ચાલી રહ્યું છે ! કેવી અધીરતા !
લોકોએ પોકાર કર્યો : ' બાઈશન '...' બાઈશન '...

સહુની આગળ હતો બાઈશન – નંબર થ્રી. સીક્સ લાલ જોકી ઘણો દૂર ! ના, કોઈ આશા નથી !

અલકા બોલી ઊઠી : " એ...સાનગડ આગળ વધ્યો થર્ડ...થર્ડ ...હવે સેકન્ડ...હવે એક હાથ...એ...એ...એ... "

ચરમ ઉત્તેજના...

અલકા બોલી : " આવો..."

વિમલનો હાથ પકડી, ખેંચતી ખેંચતી અલકા પરિણામ સ્થાન તરફ જવા લાગી.

...હુર્રરે...હુર્રરે...સાનગડ...સાનગડ...

અલકા બોલી : " ઓ, યુ આર લકી...સાનગડ ફર્સ્ટ ! "

તેમજ.

આનંદના ઉમળકાથી અલકા બંને હાથે વિમલને ભેટી પડી... કેટલો એનો આનંદ !

વિમલે કહ્યું : " ઉભાં રહો. આપણને મળશે ચાલીશ ઈન ટુ એઈટ...એટલે ત્રણસો વીસ રૂપિયા....જોયું આપનું તકદિર! યુ ટેઈક ધી ઑલ એમાઉન્ટ ! "

શરમભર્યા હાસ્ય સહ અલકા બોલીઃ " ના, ના..."

વિમલે કહ્યું : " હું જ્યારે કહું છું..."

બુકિંગ બારી પાસે બંને ગયા. અલકા જાણે હવે ચાલી શકતી નહોતી. આનંદના આવેગ–ઉચ્છવાસથી થાકી ગઈ હતી...વિમલ ઉપર ભાર મૂકીને કોઈ પણ રીતે તે ચાલી રહી હતી...

બારીએથી પૈસા લઈને વિમલે અલકાના હાથમાં મૂક્યા. અલકા બોલી : " ના, ના..."

વિમલ છોડે એમ નહોતો ! તે બોલ્યો : " તમારે સ્વીકારવા જ જોઈએ...આ તમારા છે..."

" નહિ, વિમલબાબુ..."

પણ વિમલે વાત ન છોડી. છેવટે થાકીને અલકા બોલી : " સારું, let us come to terms..."

" કહો... "

"આમાંથી બસો રૂપિયા આપ પ્રથમ લઈ લ્યો...આપની મૂળ રકમ! બાકી રહ્યા એકસો વીસ...ઠીક, મને આપો ચાલીશ, આપ લ્યો એંસી."

વિમલે કહ્યું : "મારી મૂળ મુડી તો ચાલીશ રૂપિયા જ ગણાય... એકસો સાઠ તો હું પ્રથમથી હારી ગયેલો છું."

બંને વચ્ચે ઘણી ચર્ચા થઈ.

અંતે વિમલ બોલ્યો : "ચાલો હું બસો રૂપિયા રાખું છું. બાકીના એકસો વીસ આપના...આપને લેવા જ પડશે. એમાં હવે કશો વિવાદ નહિ ચાલે."

અલકાને એકસો વીસ રૂપિયા લેવા પડ્યા.

પૈસા બેગમાં રાખીને અલકા બોલી : "આજે હવે ખેલી શકાશે નહિ."

"ખેલવું નથી?"

"ના."

"સારું."

અલકા બોલી : "એક બીજી વાત. મારા નસીબમાં આટલા બધા રૂપિયા મળ્યા છે, એ માટે આવતી કાલે આપને જમણ આપું તો?"

"એ જમણ હું આનંદથી સ્વીકારીશ. જમવાનું ક્યાં રાખશો?"

"ફિરપોમાં"

"એ – શું!"

બંને પાછા ફર્યા. પાછા ફરતાં જ વિમલે જોયું, પ્રિયશંકર રાય ...બરાબર સન્મુખ.

હૃદય જાણે કટકા થઈ ગયું...વિમલ બરાબર સ્ટેચ્યુ જેવો બની ગયો !

પ્રિયશંકર રાયે કહ્યું : "જીત્યો છે ?"

લથડતા સ્વરે કોઈ પણ રીતે વિમલ બોલ્યો : "આમના પૈસા..."

પ્રિયશંકર રાયે કહ્યું : "ઓ..."

વળતી ક્ષણે પ્રિયશંકર રાય એ ગિરદીમાં કોણ જાણે ક્યાંય અદ્રશ્ય થઈ ગયા !

વિમલે વિચાર્યું: શું સ્વપ્ન દેખાયું ?

પણ સ્વપ્ન નહોતું. એ અલકાના પ્રશ્નથી સમજાયું.

અલકાએ પૂછ્યું : "એ કોણ હતું ?"

સ્થંભિત સ્વરે વિમલ બોલ્યો : "મારા શેઠ, મિસ્ટર પ્રિયશંકર રાય."

સઘળો આનંદ વેર વિખેર થઈ ગયો !

જાણે પ્રચંડ વંટોળ ઊઠ્યો...એ વંટોળમાં સારા યે વિશ્વની ધૂળ – રેતીની આંધી–સમગ્ર વિશ્વને પલવારમાં ઢાંકી દેશે....ભયાનક પ્રલય સરજાયો !

## ૧૯

વિમલના મનમાં થતું હતું: ધરતીકંપથી ઘર – બાગ – પથ – ઘાટ – સજાવટ પામેલું સમૃદ્ધ એક શહેર જાણે એકાએક નિશ્ચિન્હ બનીને દટાઈ ગયું છે! મનની સઘળી વ્યથા ધોવાઈને જે સમયે મન જીવન–સંગીતના સુમધુર સૂરમાં જાગી ઊઠ્યું હતું તે સમયે જાણે મન ઉપર વજ્રપાત થઈ ગયો!

અલકા સાથે વધુ વાત જામી શકી નહિ. એક રીતે કશું બોલ્યા વગર રજા માગીને વિમલ ચાલ્યો આવ્યો...

મનમાં હર પળ અસહ્ય બળતરા! પ્રિયશંકરે શું વિચાર્યું હશે? અલકા સંબંધી એમની ધારણા...

એમને જે માન્યું હશે, એવી અલકા નથી: એ વાત એમને કેવી રીતે સમજાવી શકાશે?

સવારે પ્રિયશંકર બાબુએ ધર્મતલ્લા સ્ટ્રીટ પરની હોટલમાં વિમલને બોલાવ્યો.

વિમલ આવ્યો...થડકતી છાતીએ.

ઑફિસ સંબંધી પ્રિયશંકરે ઘણી વાતો કરી. કહ્યું : "શેટજીને હજી પાછા ફરતાં છ સાત મહિના લાગશે. એટલે ઑફિસનો ચાર્જ તારે જ સંભાળવાનો રહે છે."

હૃદય ઉપરથી જાણે એક ભારે પત્થર સરકી ગયો! વિમલે આરામનો નિશ્વાસ મૂક્યો.

પ્રિયશંકરે કહ્યું : "વિભાને તેં પત્ર નથી લખ્યો એથી હું ઘણો રાજી થયો છું....જો તારી ઇચ્છા હોય તો એક વાર ઘેર જઈ આવી શકે છે. દસ બાર દિવસ માટે. પણ વિભાને મળવાનું નથી."

વિમલે કહ્યું : "ના. જવું નથી. હવે કેટલા મહિના રહ્યા છે તે! ત્યાર પછી જ રાંચી જઈશ!"

"સારું....ત્યાર પછી...હં, અહીં કલકત્તામાં કેવુંક ફાવે છે?.... કામકાજ?...."

વિમલે કહ્યું : "ખાસ કામકાજ તો મારે કરવાનું હોતું જ નથી. અને કલકત્તામાં ઠીક ફાવે છે."

પ્રિયશંકરે કહ્યું : "નિયમિતતા અને હાજરી....એમાં તને ઘણું શિખવાનું મળશે.....તું રેસમાં જાય છે, એ મેં જોયું....રેસ સારી લાગે છે?"

વિમલે કહ્યું : "કોઈ કોઈ વાર જઉં છું."

"હં...રેસ સારી છે,– પણ એનો નશો ન હોવો જોઈએ. નહિ તો વિપદને આવતાં વાર નહિ લાગે."

વિમલનું મન ઉત્સુક બન્યું. હમણાં અલકાનો પ્રશ્ન ઉઠશે! જરૂર અલકા માટે પૂછશેઃ એ છોકરી કોઈ મિત્ર હતી? વિમલે ચોક્કસ કર્યું હતું, એ પ્રશ્ન ઉઠે એટલે એનો સાચો ઉત્તર આપવો. કહેવું, એક દિવસે સ્વાભાવિક વાતચિત થઈ....એ બહેન ખૂબ સંસ્કારી છે....

...રેસમાં એને સાથે લઈને આવેલો નહોતો....મેદાન પર અચાનક મળવાનું બન્યું હતું.

પરંતુ પ્રિયશંકરે અલકા સંબંધી કોઈ પ્રશ્ન ઊભો ન કર્યો.

પ્રિયશંકર બોલ્યા : "ઑફિસમાં ખાસ કંઈ કામ કાજ કરવાનું નથી હોતું, એમ કહે છે ને ?'

વિમલે કહ્યું : "હા...."

પ્રિયશંકરે કહ્યું : "હં....પરંતુ માણસની દૃષ્ટિએ કામકાજમાં તૈયાર થવા માટે સહુથી મોટી પરીક્ષા કઈ છે, એ જાણે છે ?...કામ કાજ કરવાનું નથી, અને પોતાની જાતને સઘળા પ્રલોભનથી ઉંચે રાખવાની છે ! એટલે, to keep your self out of mischief ....તને અહીં મોકલવાનો મારો ઉદ્દેશ આ છે."

આટલું કહીને પ્રિયશંકર હળવું હસ્યા.

આ શબ્દોથી વિમલના હૃદયમાં કંઈક ખળભળાટ થયો. હૃદય પર હાથ રાખીને વિમલ કહી શકે છે કે આ mischef માંથી પોતાની જાતને તે મુક્ત રાખી શકયો છે ? અલકા ...એ એક પ્રકારનું mischief નથી શું ? છતાં વિમલે કશો અપરાધ કર્યો નથી ! ઑફિસની હાજરીમાં એક મિનિટની પણ બેદરકારી બતાવી નથી.... એક પળ માટે મોડો થયો નથી ! રેસમાં પૈસા વાપર્યા છે....પણ એ પૈસા તો એના પોતાના મેળવેલા છે....ઑફિસના નથી ! અલકાનું સાહચર્ય....પણ એમાં જરા જેટલી યે ગ્લાનિ નથી....

પ્રિયશંકર મૌન રહ્યા...એક કાગળ પર ધીરે ધીરે કલમ પછાડી રહ્યા હતા !

નીરવતા વિમલના હૃદયમાં વેદના કરતી હતી. હવે પછી કોણ જાણે કયો પ્રશ્ન તેઓ ઊભો કરશે !...જે માણસે પોતાની એકની એક કન્યા માટે યોગ્ય પાત્ર બનાવવા વિમલને પોતાની ઑફિસના મોટામાં

મોટા આસન પર બેસાડ્યો છે, તે જો જુએ કે, રેસના મેદાનમાં એ પાત્ર એક કિશોરીને પડખે લઈને નિર્લજ અંતરંગતામાં ઉન્મત્ત બનેલ છે, તો પછી તેને અપાત્ર માનવાનો સંદેહ શું તે કર્યા વગર રહી શકે ?

પ્રિયશંકર બોલ્યા : "ઑફિસનો સઘળો ભાર તારા હાથમાં છે...એટલે તારા પર એ બાબતની જવાબદારી ઘણી છે."

વિમલ મૌન રહી શક્યો નહિ. પ્રિયશંકરના શબ્દો પાછળ જાણે થોડાક ઠપકો છે...જાણે સંશયની શ્યામ છાયા ! તે બોલ્યો : "કાલે જે સ્ત્રીને આપે મારી સાથે જોયેલી, એની સાથે મારે સ્વાભાવિક રીતે પરિચય થયેલો !...એક વખત તે કંઈક વિપદમાં પડેલી...... સામાન્ય ઉપકાર કર્યો હતો...એટલો જ પરિચય ! એની સાથે કોઈ પ્રકારનો ગાઢ સંબંધ નથી...રેસના મેદાનમાં કાલે એકાએક મળી ગયેલ......"

પ્રિયશંકરે વિમલ સામે જોયું...અવિચલ અને શોધક દૃષ્ટિ વડે ! પ્રિયશંકર બોલ્યા : "અંતરંગતા થવી એ અસંભવિત નથી...જવાદો, મેં તો તને ઑફિસની વાત કહેવા બોલાવ્યો હતો...હવે જઈ શકે છે. હું જમીને રાંચી જવાનો છું...બરાબર અગિયાર વાગે રવાના થઈશ...મોટરમાં જવાનો છું."

વિમલ ચાલ્યો આવ્યો. તેણે મનને શાંત કર્યું. એ સાંત્વના આપીને કે: અલકા સંબંધી પ્રિયશંકરના મનમાં ઉદ્વેગ કે સંશય નથી ! જો હોત તો ઑફિસનો ચાર્જ હાથમાં રહેવા દેત નહિ !... ત્યાર પછી અલકા !...બિચારી ! એને જો સહાય કરી શકાય તો વિમલને ઘણું સાંત્વન મળે !

પણ પ્રશ્ન છે, અલકાના નિમંત્રણને સાચવવા આજ રાતે ફિરપોમાં જવું કે નહિ ? વાત નક્કી થઈ ગઈ છે: બંનેએ એમ્પાયરની સામે

મળવું. ૭ વાગ્યાનું ચિત્ર જોઈને પછી ભોજન! સિનેમાની ટિકિટ અલકા ખરીદશે...એમ તેણે કહેલું છે. એમાં કશો વિવાદ નહિ ચાલે! જો વિવાદ થશે તો એને ઘણું દુઃખ લાગશે!

વિમલે નક્કી કર્યું: નિમંત્રણ તો સાચવવું. પછી કહેવું: ઑફિસનો ચાર્જ શેઠે મારા હાથમાં મૂક્યો છે. અત્યારે કામ શિખવાનો સમય... આમોદ-પ્રમોદમાં મનને રોકી રાખવું એ સારું નથી! કામ...કામ... કામમાં જ મસ્ત રહેવું, એ સિવાય અન્ય કોઈ દિશાએ જોવું પણ નહિ!...Mischief...એ શબ્દો પાછળ કોણ જાણે કેટલુંય હશે...

સાડા પાંચ વાગે વિમલ બજારમાં આવ્યો. બે ચાર સ્થળે તપાસ કરીને તેણે એક ઉત્તમ સેન્ટની શીશી સાત રૂપિયા આપીને ખરીદી. તેણે વિચાર્યું: અલકાના હાથમાં આ સેન્ટનો ઉપહાર આપીને આજે એની પાસેથી વિદાય લેવી. કહેવું: અત્યારે સાધના ચાલે છે... ઑફિસના કામમાં તૈયાર થવાનું છે...એટલે ગુરુગૃહમાં નિવાસ છે. આરામ – વિરામનો ત્યાગ કરવો પડે છે! નિરસતાને ધોઈ નાખનારો આનંદ આટલા દિવસો સુધી જે મળી શક્યો છે, એના સુખદ સ્મરણો આ સેન્ટ જેવાં સ્નિગ્ધ અને અનંત રહો!

બજારમાંથી નીકળીને વિમલ એમ્પાયરની સામે આવ્યો. આવીને જોયું તો, અલકા એક તરફ રાહ જોતી ઊભી હતી.

વિમલને જોઈને અલકા તેની પાસે આવી. બોલી: "ટિકિટ હજી લીધી નથી. અહીં કરતાં સારો પ્રોગ્રામ ગ્લોબમાં છે. જો કહો તો......"

વિમલે કહ્યું: "સિનેમા મને ગમતો નથી! હવા નહિ, પ્રકાશ

નહિ અને લોકોની ગિરદી...એ કરતાં સ્ટેન્ડ પર ચાલો...ખૂબ મજાનું નિરાળું સ્થળ......

અલકા બોલી : " ભલે. ટેક્સી લઈ લો...પણ ભાડું હું આપીશ. આપ મારા મહેમાન છો."

વિમલે કશો પ્રતિવાદ ન કર્યો.

ટેક્સી બોલાવીને બંને અંદર બેઠા.

ટેક્સી ઉપડી.

અલકા બોલી : " આજે એક જોડી નવા બૂટ ખરીદ્યા છે... જુઓ તો, શું સુંદર નથી ? "

કહીને અલકાએ બંને પગ લાંબા કર્યા: કહ્યું : " જીવવાનો અર્થ, જીવવાની રીતે જીવવું...એમાં કેવળ ખર્ચ છે ! જીંદગી ખરેખર ખરચાળ છે. સારી સાડી જોઈએ, બ્લાઉઝ જોઈએ, બૂટ જોઈએ... એ ઉપરાંત સિનેમા, ટેક્સી, સેન્ટ, સાબુ...હાં: કહો તો ખરા, બૂટની જોડી શું સરસ નથી ? ઘણા દિવસોથી લેવાનો શોખ હતો: આ બૂટ કેવા સરસ લાગે છે ? "

વિમલે કહ્યું : " સુંદર ! "

બેગમાંથી પફ કાઢી મોઢા પર ફેરવી જરા નેણ સંકુચિત કરીને અલકા બોલી : " આજ ઓફિસમાં ખૂબ સાંભળવું પડ્યું હશે, ખરું ને ? શેઠ આવ્યા હતા ? "

વિમલે કહ્યું : " આજ તો રવિવાર છે. અને શેઠતો અગિયાર વાગે સફરે ચાલ્યા ગયા છે. "

" આપને મળ્યા હતા ? "

" હા. "

" રેસની હકીકતથી રોષ કર્યો હતો ? "

કૌતૂહલ ભરી નિર્મળ દૃષ્ટિ વડે અલકા વિમલ સામે જોઈ

રહી...એ દૃષ્ટિ વિમલે જોઈ! એ દૃષ્ટિમાં જેવી ઉત્કંઠા, તેવી જ મમતા હતી! એક નિશ્વાસ નાખીને વિમલ રસ્તા પર જોઈ રહ્યો.

ગર્જના કરતી ટેક્સી દોડી રહી હતી...બાજૂમાં ગવર્નરના મકાનના કમ્પાઉન્ડના વૃક્ષો જાણે શાખા – પ્રશાખા – પત્ર પલ્લવ સહિત સર્વાંગે ઝૂકીને એના સામે જોઈ રહેલ છે...દિશાએ દિશાએ પ્રચંડ કૌતૂહલ!

અલકા સમજી, વિમલના મનમાં કંઈક ચાલી રહ્યું છે! અને એ ચાલવાનું શરુ થયું છે, ગઈ કાલે રેસના મેદાનમાં શેઠ સાથે અકસ્માત મિલન થયું ત્યારથી! સ્નેહપૂર્વક વિમલનો હાથ પોતાના હાથમાં લઈને અલકાએ પ્રશ્ન કર્યો: "તમારા શેઠે રોષ કરીને, કશી વાત કહી છે?... કહોને......"

વિમલને વિસ્મય થયું! અલકાના સ્વરમાં આવી વિનતિ, આટલી વ્યાકુળતા! વિમલના સુખ દુઃખને અલકા શું આટલું બધું પોતાનું માની રહી છે! આ શું વિશ્વાસ કરવા જેવું છે!

વિમલે કહ્યું: "એમણે રોષ નથી કર્યો એનું કારણ, ઓફિસના કાર્યમાં હું કોઈ દિવસ બેદરકાર નથી રહ્યો. મારી હાજરી નિયમિત રહી છે!"

નિશ્વાસ મૂકીને અલકા બોલી: "હાશ! આપનો ચહેરો જોઈને મને કંઈનું કંઈ થઈ ગયું હતું...સાચે!"

ટેક્સી પ્રિન્સેસ ઘાટની સામે આવી પહોંચી. વિમલે કહ્યું: "ચાલો ઉતરીયે. મેદાન તરફ જરા જઈએ, તો આપને કશી અડચણ પડશે?"

અલકા બોલી: "ના. અડચણ શેની?...આપ મહેમાન છો, આજે આપની ઇચ્છા એ જ મારી ઇચ્છા."

બંને ટેક્સીમાંથી નીચે ઊતર્યા. વિમલે પર્શ બહાર કાઢી, અલકા બોલી: "ભાડું હું આપીશ."

તેમ જ થયું.

*

ત્યાર પછી બંને ફોર્ટના મેદાન તરફ ગયા.

વિમલના મોઢામાં કશી વાત નહોતી ! અલકા સમજી, મન વચ્ચે કશો વિરોધ જાગ્યો છે...એ વિરોધ હજી પણ શાન્ત થયો લાગતો નથી! પણ કોના માટે વિરોધ ? કેમ ?

અલકા બોલી : "ફરવું છે કે, આ બાંકડા પર બેસવું છે ?"

વૃક્ષ નીચે એક બાંકડો...સ્થાન નિરાળું.

વિમલે કહ્યું : "ભલે, બેસીએ."

કહીને વિમલ બાંકડા પર બેઠો; અલકા પણ બેઠી...જરા દૂર.

બેસીને અલકા બોલી : "આપ ન કહો છતાં હું સમજી ગઈ છું, કે ગઈ કાલે રેસના મેદાનમાં આપને જોઈને આપના શેઠ જરૂર વિરક્ત થયા હશે !"

"ના, ના. વિરક્ત થયા નથી !...આપને કોણે કહ્યું એ વિરક્ત થયા છે...?"

અલકા બોલી : "જો વિરક્ત ન થયા હોય, તો આપ આટલા ચિંતામગ્ન કેમ છો, એ કહી શકશો ?...આટલા સમયથી આપને જોતી આવું છું, પણ આવા સૂનમૂન કદી જોયા નથી !"

વિમલનું હૃદય ખળભળી ગયું. તેણે કશો ઉત્તર ન આપ્યો.

અલકાને અશાંતિ લાગી. તે બોલી : "જાણે પત્થરના ભગવાન પાસે બેઠી છું ! કહેશો નહિ, શું થયું છે ?"

એક નિશ્વાસ નાખીને વિમલે કહ્યું : "ખરેખર તેઓ વિરક્ત નથી થયા, તેમ કશું બોલ્યા પણ નથી !...તો ય .."

જરા દ્વિધા......શું અને કેમ, વાણી દ્વારા વિમલ કેવી રીતે પ્રગટ કરે ?

અલકા બોલી : "તેમણે મોઢેથી કદાચ કશું નહિ કહ્યું હોય, પણ મનમાં એમણે ઘણું વિચાર્યું હશે ! કેમ ?"

કશું વિચાર્યા વગર વિમલથી બોલાઈ જવાયું : " એમ જ લાગે છે."

અલકા બોલી : " એક માણસ બીજા માણસ માટે શું વિચારે એની ચિંતા કરીને મનને આટલું ખરાબ કરવાથી દુનિયામાં કેવી રીતે જીવી શકાય, વિમલબાબુ ? "

વિમલે કહ્યું : " એમ નથી. પણ, કલકત્તામાં મારે એકલા કેવી રીતે રહેવું જોઈએ, એ સંબંધી મારે ખૂબ સાવધાન રહેવાનું છે... તેમણે મને જે નોકરી આપી છે...તે ઘણી મોટી જવાબદારી વાળી છે...એમાં મારી કેટલી યોગ્યતા છે, એનો વિચાર તો એ કરે જ ને ! હું મારી જાતને યોગ્ય કહેવરાવવાનું પ્રમાણ ન આપી શકું, તો જીવનમાં મારા માટે ઉન્નતિની કોઈ આશા ન રહે."

ધ્યાનપૂર્વક અલકા વિમલની વાત સાંભળી રહી હતી.

વિમલે કહ્યું : " એટલે મારે માટે અહીં કામકાજમાં તૈયાર થવાનો પ્રશ્ન છે. ઑફિસમાં અનેક પ્રકારના કામ થાય છે...એટલે: રમતગમત, આમોદ પ્રમોદ, રેસ, સિનેમા...આ બધામાં મારે મસ્ત રહેવું ઉચિત નથી ! "

અલકાના બંને નયનો ઉપર જાણે વાદળાં છવાયાં......અને વાદળાંઓ પળમાં પ્રસારિત થઈને સારાયે હૃદયને આવરી ગયાં. અલકા મૌન થઈને બેસી રહી. એટલી સ્તબ્ધ કે પોતાના હૃદયનો ધબકારો પોતે સાંભળતી !

વિમલે કહ્યું : " આપની સાથે એક રીતે હળવા મળવાનું નહિ બને, એમ લાગે છે ! "

આટલું કહેવાયા પછી હૃદયપરથી જાણે કેટલોક ભાર હળવો થયો ! પણ આ પછી ?

આ પછી દિશાએ દિશામાં દારુણ શૂન્યતા !...આશ્રય કે અવલંબન જેવું એના માટે અહીં કોઈ નહિ હોય ! એની પૃથ્વી જાણે કાર્યના માયા વગરના રથચક્ર તળે ચૂર્ણ વિચૂર્ણ થઈ જશે !

ઘણીવાર પછી અલકા બોલી : " કોઈ દિવસ એકાએક દૈવયોગે માર્ગમાં ચાલતાં બંને મળીએ....ત્યારે કોઈ ને કદી ઓળખતાં નથી એમ ...."

' એમ ' પછી શું એ અલકા બોલી શકી નહિ. હૃદયમાં મૂંઝાયેલા આંસુઓથી સ્વર દબાઈ ગયો.

વિમલે કહ્યું : " એ સારું નથી શું ? ... નહિતો નકામા લાગણી-વશ બનીને .... હં, ... પણ આપણી આ મિત્રતા ચિરકાલ માટે આવી જ રહેશે, એની તો કોઈ ખાત્રી નથી ! ... એટલે કોણ જાણે આપ ક્યાં હશો ... ક્યાં હઈશ હું ! "

નિશ્વાસ, આંસુ, વેદના અને હૈયાના પ્રબળ ધરતીકંપને ઘણા પરિશ્રમથી રોકીને અલકા બોલી : " ભલે, આપની જ્યારે આ ઇચ્છા છે, તો એમ જ થશે. "

આટલું કહીને અલકા ઊભી થઈ ગઈ. બોલી : " ત્યારે હું જઈશ."

આ શબ્દોથી વિમલનું મન વિમલનો તિરસ્કાર કરવા માંડ્યું : 'કાપુરુષ, તને નથી સમજાતું કે નિર્જન-માર્ગ પર તારી પોતાની ઇચ્છાથી, એક નિરપરાધ-અસહાય કિશોરીને ખેંચી લાવી આ પ્રમાણે તેને વિદાય આપે છે ?......તને સારું લાગતું હતું, તેથી બિચારીને તારી ઇચ્છા પ્રમાણે હરવી-ફેરવીને એની સાથેના સાહચર્યનો જેટલો આનંદ મેળવી શકાય, એટલો તેં મેળવ્યો છે. આ જ કોઈ દિશાએથી અપ્રસન્નતાની આશંકા મનમા જાગી છે, તેથી આ રીતે અલકાની નિર્દોષ પ્રીતિ-મમતાને કઠોર આઘાતથી તોડીફોડી એને દૂર કરવા ચાહે છે ? શા માટે ? અલકાએ શું કર્યું છે ?......એનો અપરાધ શું ?......રેસના મેદાન પર એ કંઈ કંગાલ બનીને તારી પાસે દોડી આવી નહોતી. તે આવી હતી એક બીજા ગૃહસ્થની સાથે. જેની સાથે તે આવી હતી તેણે અલકાને આદરપૂર્વક પોતાની સાથે રાખી હતી ! તેં જ

ઈર્ષાવશ બનીને એની પાસેથી જેટલી વાર સુધી છીનવી લેવાય તેટલી વાર સુધી અલકાને ખેંચી ગયો હતો! પ્રિયશંકરને જોતાં જ તેં અલકાનો ત્યાગ કર્યો! આ નિર્જન મેદાનમાં તું જ અલકાને લાવ્યો છે...કશું બોલ્યા વગર નિઃસંશય મન સાથે અલકા તારી જ ઇચ્છાને પોતાની ઇચ્છા માનીને અહીં આવી છે!......તું એને આવા એકાંતમાં શા માટે બોલાવી લાવ્યો હતો? શું આમ નાટકિય રીતે એના જીવનનું અપમાન કરીને–એના હૈયાને વિંધી નાખીને વિદાય આપવા?'

ગ્લાનિ અને પરિતાપથી વિમલ જાણે માણસ મટીને જંતુ બની ગયો.

અલકા મૌન રહીને ઊભી છે!

રસ્તા પર ગાડી ચાલે છે......ગાડી ચાલવાનો કર્કશ સ્વર જાણે વાતાવરણને વધુ કઠોર બનાવી રહ્યો છે!

વિમલે વિચાર્યું: બરાબર રીતે વાત કરી શકાઈ નહિ! પણ હવે સંશોધન કરવાનો ઉપાય નથી!

કોઈ પણ રીતે વિમલ બોલ્યો: "ચાલો, હું પણ આવું છું!"

બંને ચાલ્યા......મેદાન છોડીને રસ્તા તરફ.

કોઈના મોઢે વાત નહોતી! વિમલના મનમાં થતું: શત્રુને પણ માણસ આ રીતે આવા શબ્દોથી વિદાય ન આપી શકે!

વિદાય જો દેવી હતી તો: પ્રીતિ, પ્રેમ અને મમતા ભરીને દેવી હતી! વિદાય ક્ષણની સ્મૃતિ કોઈ અમ્મર જ્યોત માફક મનમાં ચિરકાળ માટે પ્રકાશ પાથરતી રહે......આમ કંટક માફક વ્યથા કરીને સમસ્ત જીવનને જર્જરિત કરે એવી વિદાય ન હોવી જોઈએ!

પ્રિન્સેસ ઘાટની સામે આવીને અલકા ઊભી રહી.....વિમલ સામે જોઈને બોલી: "ત્યારે ભોજનનું મારું નિમંત્રણ......"

વિમલ જાણે બગી ગયો! સહજ સ્વરે તે બોલ્યો : "જરૂર. ચાલો ફિરપોમાં."

અલકા બોલી : "જવા દો, ક્ષમા કરજો......આપની સાધના પર આઘાત લાગશે......આપ જ્યારે સઘળું ત્યાગ કરવા ઇચ્છો છો, તો પછી એ સાધનામાંથી મારે આપને બોલાવવા ઉચિત નથી. હું ગરીબ કંગાલ છું એ સાચું, પણ મારું મન કંગાલ નથી!"

આ સાંભળીને વિમલ જાણે પત્થર બની ગયો.

ત્યાર પછી ઘણીવાર સુધી વિમલમાં જાણે ચેતના ન રહી, અલકા પણ ઊભી રહી!

રસ્તા પર એક ખાલી ઘોડાગાડી જતી હતી, વિમલે બોલાવી.

ગાડી ઊભી રહીઃ વિમલે કહ્યું : "બેસો......"

અલકા બોલી : "ના. આપ બેસો. હું ચાલીને જ જઈશ. ચાલવાની મને ટેવ છે, એ વાત આપ ભૂલી ન જાઓ."

ફિટનને રજા આપીને વિમલે કહ્યું : "હું પણ ચાલીને જઈ શકીશ."

મનમા ને મનમા હસીને અલકા બોલી : "જરૂર. ટ્રામ–ટર્માનસ આ ઈડન ગાર્ડન પછી જ છે...બહુ દૂર નથી."

કશું બોલ્યા વગર બંને આવ્યા હાઈકોર્ટ ટ્રામ–ટર્મીનસ પાસે.

વિમલે કહ્યું : "એક વાત......"

શાંત સ્વરે અલકા બોલી : "કહો......"

વિમલે કહ્યું : "એક તુચ્છ વસ્તુ લાવ્યો છું......ઉપહાર.....! અનુમતિ આપો તો......"

અલકા બોલી : "હું સ્વીકારું તો આપ ખુશી થશો?"

"હા."

"સારું. લાવો......હું સ્વીકારીશ. આપની છેલ્લી ઇચ્છા અપૂર્ણ નહિ રાખું."

વિમલે અલકાના હાથમાં સેન્ટની શીશી મૂકી.

રસ્તાના વિદ્યુત પ્રકાશમાં અલકાએ વાંચ્યું: 'લિલિ ઑફ ધિ વેલી!'

સેન્ટની શીશી મસ્તક સાથે અડકાડીને અલકા બોલી: "આ ઉપહાર હું સાચવી રાખીશ......કદી વાપરીશ નહિ. અનેક ઋણથી ઋણી બનાવી છે, એ ઋણ ભૂલી ન જાઉં......એ ઋણની સ્મૃતિ મનમાં ચિરકાળ જાગતી રહેશે......આ લિલિની સુમધુર સુવાસના નશાની ફોરમ માફક!"

## ૨૦

**અને** દિવસો જેમતેમ કરીને પસાર થવા માંડ્યા.

અલકાને વિદાય આપીને મન ચારે તરફથી આટલું જર્જરિત બની જશે, એવી કલ્પના વિમલે નહોતી કરી! કેટલા દિવસોનો પરિચય! પરંતુ આ કેટલાક દિવસોમાં જ અલકાએ પોતાનું વ્યક્તિત્વ આપીને વિમલને જાણે નાગપાશ બંધનથી બાંધી દીધો છે! આજ અલકાને દૂર કરીને વિમલ એ બંધનની અભેદ્યતાનો પળે પળે અનુભવ કરી રહ્યો છે!

કેમ કરીને આમ બન્યું: વિમલ મનમાં ને મનમાં આનું મંથન કરવા લાગ્યો.

અલકામાં શું એવી અપરૂપતા ભરી છે, જેના ખાતર......? અલકાનાં ભવ્ય નયનો......ખૂબ આકર્ષક! એ નયનોમાં કેટલાય ભાવ, કેટલીય ભાષા...એ નયનોની દૃષ્ટિ જાણે જીવન્ત......માણસના નયનોની દૃષ્ટિમાં ભાષા રહેલી છે, વિમલ તે કદી જાણતો નહોતો! માથાના વાળની અપૂર્વ ગૂંથણી......કોઈ પણ સમયે પોષાકની સજાવટમાં જરાયે કટુતા નહિ! સુમધુર કાવ્ય જેવું રૂપ! બધા કરતાં આકર્ષક અલકાની બુદ્ધિ!......વાક્પટૂતા પણ અપરૂપ! શ્લેષવ્યંગની મિલાવટ કરીને

વાતને કેટલી રમણીય કરી શકે છે! એ શ્લેષ મનને વિંધે.....એથી મન પરેશાન ન બને...જવાલા કરતાં પરિતૃપ્તિની માત્રા એમાં અનંત ગણી!...નિવૃત્તિનો સમય ગાળવા માટે અલકાનું સાન્નિધ્ય.....એનું સાહચર્ય.....ખરેખર તુલનાહીન! એની સામે ઊભા રહેતાં જ મનની સઘળી અશાન્તિ, સઘળી ગ્લાનિ પલ માત્રમાં અદૃશ્ય બની જાય! અલકા ન હોત તો આટલા દીર્ઘ સમય પર્યંતની નિઃસંગતા વિમલ કદી સહી શકત નહિ!

અલકા સાથેનો સંપર્ક તો સાવ તોડી નાખ્યો છે! મનને એ દિશાએ હવે લઈ જઈ શકાય એમ નથી!...ઓફિસ...કામ...કઠિન કર્તવ્ય...આ સિવાય અન્ય કશામાં મન પરોવવું નહિ ચાલે!

ઑફિસ પછીનો સમય ઘણો નિરસ અને કડવો જણાતો... સમય જાણે જતો જ નહિ! આટલા દિવસોમાં પણ તે કોઈ સાથે મળી શક્યો નહોતો! ઑફિસના કેટલાક માણસો સાથે પરિચય થયો હતો, પરંતુ એ તો ઑફિસના કામકાજ પૂરતોઃ એમાં કોઈ વિસામો નહોતો! એનું મન પોતાના જ સંકોચથી જાણે ઢળી પડ્યું હતું! વિશ્વ પૃથ્વીનો આ વિપુલ જન-તરંગ...એ તરંગ જોઈને વિમલ હંમેશ ડર્યા કરતો.

આ એકાકી પણું નિવારવા માટે તેણે ઘરમાં રેડીયો સેટ વસાવ્યો. પણ એતો જાણે એક નવી બલા વળગી! પંદર મિનિટ સુધી સંગીત સાંભળીને મન મુગ્ધ થયું હોય, ત્યાં કોઈ તત્વવેત્તા ઉંદર અને બિલાડીના સ્વભાવ પર વ્યાખ્યાન આપવા આવી ચડેઃ એ પૂરું થાય ત્યાં કોઈ સડેલું નાટક શરુ થયું હોય અને રેડીયો સેટ એ નાટકના ધ્વનિથી થરથરી રહ્યો હોય! પ્રમોદ-પિયાસી શ્રોતાઓના મન ઉપર જાણે કુહાડીના ઘા પડવા શરુ થાય! વિરકત બનીને વિમલ સેટ બંધ

કરી દેતો. ખુલ્લો રાખવાથી કોણ જાણે કેવોય મહા પ્રલય શરુ થાય !

સાત આઠ દિવસ પછી ઘર છોડીને બહાર મન દોડયું. કેર્શનોવા નહિ...સિનેમા નહિ...પગે ચાલીને જે દિશાએ આંખો ખેંચી જાય, માત્ર ઘૂમવું...એથી સમય પસાર કરી શકાશે !

ફરતાં ફરતાં વિમલ આવ્યો ગંગા કિનારે. ત્યાંથી ચાલતો ચાલતો આવ્યો લાલદીઘી. થાકથી પગ ધ્રૂજવા માંડ્યા. વિમલે વિચાર્યું: ખૂબ ફરાયું...હવે નહિ. ટ્રામમાં બેસીને ઘેર જવું જોઈએ. લગભગ રાતના સાડાનવ થયા છે !

ટ્રામ ઉપર ચડ્યો. ટ્રામમાં માત્ર બે જ મુસાફર....એક બંગાલી મહિલા, બીજો એક સાહેબ.

મહિલા સામે નજર જતાં જ વિમલ ચમકી ઊઠ્યો ! આ તો અલકા ! પલ માટે વિમલ જાણે નિસ્તબ્ધ થઈ ગયો...ત્યાર પછી મૌન ભાવે લેડીસ સીટના પાછળના બાંકડા પર તે બેઠો. છૂપાઈને બેસી રહ્યો.

ટ્રામ ચાલતી હતી. કન્ડકટર આવ્યો. વિમલે ટિકિટ લીધી.

ટેલીગ્રાફ ઑફિસે ટ્રામનો વળાંક હતો...એકાએક અલકાએ પાછલી સીટ તરફ જોયું.

સાથોસાથ અલકા ચમકી ઉઠી અને બોલી : " આપ ! "

વિમલે કહ્યું : " આપ છો, એ જોયું નહિ ! "

મૃદુ હસીને અલકા બોલી : " જોઈ હોત તો આ ટ્રામમાં ન આવત કેમ ? કહેતો ખરા...હું કયા રોગની જંતુ છું ?...હવે શું કરશો ? ઉતરી જશો ? "

વિમલની નસેનસમાં તાલબદ્ધ રક્તસ્રોત વહેવા માંડ્યો. વિમલે કશો જવાબ આપ્યો નહિ...જવાબ દઈ શક્યો નહિ.

અલકાએ કહ્યું : " આ તરફ આટલી રાતે ક્યાં ગયા હતા ? "

વિમલે કહ્યું : " ફરવા આવ્યો હતો. "

" ઓહ ! "

વિમલે પૂછ્યું : " આપ ? "

અલકાએ કહ્યું : " રેડીઓ સ્ટેશનથી આવું છું. આજ મારા સંગીતનો પ્રોગ્રામ હતો. "

વિમલે કહ્યું : " ક્યારથી રેડીઓ પર ગાવા જાઓ છો ? "

અલકાએ કહ્યું : " આજ પહેલીવાર ગાવા ગઈ હતી. પેલા ગૃહસ્થે લાગવગથી વ્યવસ્થા કરી આપી છે. "

અલકા જાણે વિમલના હૃદયને જોરથી પીસી રહી છે...હૃદય પર એવો જ આઘાત વાગ્યો !

વિમલે કહ્યું : " એ રેસવાળા મિત્ર ? "

અલકા બોલી : " હા. એ જે તે માણસ નથી. મહાન લેખક છે. એની લખેલી વાર્તાઓ પરથી ફિલ્મ ઉતરે છે...એ ફિલ્મમાં હું રોલ કરું છું..."

" આટલા દિવસો પછી આપને સાચા મિત્રનો લાભ થયો ખરો ! સારું ! "

અલકા બોલી : " મારું મિત્ર – ભાગ્ય કદી નબળું નથી... ભગવાને જો આપના જેવા સાચા મિત્ર ન મેળવી દીધા હોત, તો કોણ જાણે ક્યાંય રહેતી હોત...ખરાબ દિવસોમાં મારો શો ઉપાય ચાલત...કહો ? "

વિમલે કહ્યું: " એ નામાવલીમાં મારું નામ નોંધીને ન શરમાવો ! "

અલકા બોલી : " મારી મૈત્રિથી શરમ આવે છે ? હું જાણતી નહોતી !... "

સાથે સાથે એક હળવો નિશ્વાસ ! વિમલે તે જોયો: પણ કશો ઉત્તર ન આપ્યો.

અલકાએ કહ્યું : "આપના ઑફિસ કાર્યમાં અત્યારે બીજો કોઇ ઉત્પાતતો નથી થતો ને ?...સાધનામાં અંતરાય ?..."

વિમલે આ પ્રશ્નનો પણ કશો ઉત્તર ન આપ્યો.

કૌતુક ભરી નજરે અલકા વિમલ સામે જોઈ રહી.

વિમલના માથામાં જાણે એક વિશાળ ગોળો લઈને કોઇ ફૂટ-બૉલ રમી રહ્યું છે ! તેની ચિંતા...ભાષા...બધું જાણે એ ગોળાના ભયથી ધ્રૂજી રહ્યું છે....સ્તંભિત બન્યું છે !

ટ્રામ એસ્પ્લેનેડ પર આવી.

હા....હો....કરતા કરતા બે તરુણ બંગાલી ટ્રામમાં ચડ્યા.

ઉપર ચડતાં જ બહારના એક તરુણ સામે જોઈને એ નવો મુસાફર બોલ્યો: "કાલ સવારે તું મિસ્ટર હાલદાર પાસે જજે. એ બે છોકરીઓને ઓળખે છે, ખુબ સરસ નાચી શકે છે !"

બીજાએ ટ્રામ ઉપરથી કહ્યું : "કોઈપણ કારણે નિષ્ફળતા ન મળવી જોઈએ ! અમારા શૉ'ની તારીખ નક્કી કરવાની જ બાકી છે ! સ્ટેજ સંબંધી વાતચિત પાકી થઈ ગઈ છે. તારીખ નક્કી થશે એટલે તરત શરત પ્રમાણે રૂપિયા આપી દઈશ."

અવાજ પારખીને વિમલ અને અલકા બંનેએ હમણાં જ ટ્રામમાં ચડેલા તરુણ ઉતારુઓ સામે જોયું. એને જોઇને વિમલ જાણે ધ્રૂજી ઉઠયો ! અલકાના નયને વદને હાસ્યની અપૂર્વ રેખા !

ટ્રામ ચાલી.

તરુણ યાત્રીઓ શીટ પર બેઠા....બેસતાં સામેની શીટ પર નજર પડતાં જ તરુણ બોલી ઊઠયો : "હલ્લો વિમલ...લે અલકાદેવી પણ....બંને કઈ બાજૂ ગયાં હતાં ?"

આટલું કહીને એ તરુણ તરત વિમલની પાસે આવીને બેઠો.

બંને નયનોમાં અર્થભરી નજર કરીને તે બોલ્યો: " બંને ક્યાં ગયાં હતાં ?"

વિમલના હૃદયમાં ધબકારો થયો ! આ પ્રશ્નની પાછળ કેટલો નિર્લજ્જ સંશય છે!...તેના મોઢે તરત કોઈ ઉત્તર ન આવ્યો.

અલકાએ જવાબ આપ્યો: " એક સાથે કોઈ સ્થળે નાચવા-ગાવા ગયા નહોતા રજતબાબુ..."

એ તરુણનું નામ રજત.

રજતે અલકા સામે જોયું.

અલકાએ કહ્યું: " રેડીઓ પર આજે મારો ગાવાનો પ્રોગ્રામ હતો, એટલે હું ત્યાં ગઈ હતી. એ ક્યાં ગયા હતા, તે એ જાણે. ત્યાર પછી ટ્રામમાં આપ મળી ગયા...એ પણ એવી રીતે મળી ગયા છે !"

રજતે કહ્યું: " ઓ...!"

ત્યાર પછી પોતાના સાથીનો નિર્દેશ કરીને રજતે કહ્યું: "આપ બંનેને મારા આ મિત્રનો પરિચય કરાવું. એ છે હિમાંશુરાય ચૌધરી. મુર્શિદાબાદમાં એમની મોટી જમિનદારી છે. હમણાં જ કોર્ટ ઑફ વૉર્ડસ તરફથી ગાદી પાછી મેળવી શક્યા છે. ફાઈન આર્ટસ પ્રત્યે પ્રચંડ અનુરાગ રાખે છે! ક્લોબમાં અમે એક નૃત્ય શો'ની વ્યવસ્થા કરી છે...આ છે એ શો'ના મુખ્ય પ્રણેતા...અર્થાત, એમની છત્ર છાયા તળે બધી વ્યવસ્થા થઈ રહી છે."

ત્યાર પછી મૃદુ હાસ્ય સહિત હિમાંશુ પ્રત્યે જોઈને પરિચયનો ઉત્તરાર્ધ શરુ કર્યો. રજત બોલ્યો: " આ છે કુમારી અલકાસેન... અત્યારે ચિત્રપટની દુનિયામાં એક ચળકતા નક્ષત્ર માફક પ્રકાશી રહ્યાં છે! અને આ છે મારા રાંચીના બાલમિત્ર વિમલકાંતિ...assured son-in law of the great merchant-Prince Mr.

Priyasankar Roy of Ranchi...અને એમના ધંધાના ભાવિ માલિક રાયસાહેબના ભાવિ વારસદાર...અર્થાત, એકની એક પુત્રી વિભાવરી સિવાય સાવસાહેબને બીજું કોઈ નથી!"

આ વાતની શરમથી કચાઈને વિમલ માથું નીચું કરીને બેસી રહ્યો, અને અલકા બંને નયનો વિસ્ફારિત કરીને વિમલ સામે જોઈ રહી. અલકાના મોઢા પર જાણે સખત ફટકો પડયો...તેનો ચહેરો વિવર્ણ, શ્યામ થઈ ગયો!

હિમાંશુરાય ચૌધરીએ કહ્યું: "નમસ્કાર, આપ બંનેના પરિચયથી હું ખુશી થયો."

રજતે કહ્યું : "તમે બંને રેસમાં જાઓ છો: જો કે મેં જોયું નથી, પરંતુ લોકોના મોઢે સાંભળ્યું છે...હાં, પણ વિમલને રેસનો છંદ કયારથી લાગ્યો?...હેં વિમલ, તને એકાએક રેસનો નશો કયાંથી વળગ્યો?"

વિમલે મોઢું ઊંચુ કરીને જોયું...ચહેરા પર ઝંખવાયેલું હાસ્ય હતું.

એ હાસ્ય જોઈને અલકા સમજી: વિમલ આ પ્રશ્ન સહી શકયો નથી, તેથી રજતના આ પ્રશ્નનો ઉત્તર આપવા તે બોલી : "માણસ હંમેશાં એક ધારો રહી શકતો નથી, રજતબાબુ! Environments, atmosphere...આ બધાની influence તો છે જ ને!...જુઓને આપ જ!...જ્યારે રાંચીમાં રહેતા, ત્યારે શું ગ્લોબના સ્ટેજનુ કશું ભાન હતું? અને આજ?...કોઈ પ્રશ્ન કરે એટલે ચટ દઈને કહી શકશો, ગ્લોબના સ્ટેજનુ પ્રમાણ...સ્ટેજ કેટલું લાંબુ, કેટલું પહોળું ...અને તેની ઊંચાઈ કેટલી."

રજતે કહ્યું : "આ વાતો હું ઘણી જાણું છું, અલકાદેવી!...એક વખત એક અમેરિકન ફિલ્મ જોઈ હતી. એ ચિત્રનું નામ Lure of

the Desert અર્થાત્ ‘ મરૂ માયા ’ કેટલાક તરુણ નરનારી સહરાની મરૂભૂમિમાં સહેલ કરવા ગયા હતા. પાછા વળતી વખતે એક તરુણી મહિલાને કોણ જાણે શું થયું...તે પાછા ફરવું ચાહતી નહોતી! કેમ્પમાં હંમેશ નિરાશ પડી રહેતી: કોઈની સાથે મળતી નહિ, વાતો કરતી નહિ, કોઈનો સંગ તેને ગમતો નહિ! દિવસ રાત માનસિક બળતરા! એક દિવસે ગંભિર રાત...સહુ નિદ્રામાં અચેતન...એ તરુણી કેમ્પ બહાર આવી: એના ચહેરા પર જાણે તંદ્રા ભર્યો ભાવ! માથા પર ચંદ્રના પ્રકાશથી આકાશ ભર્યું હતું...તે ચાલવા લાગી: મરુભૂમિ તરફ. સાથીદારોને ખબર પડી એટલે પકડીને કેમ્પમાં લઈ આવ્યા. એ તરુણીનો કેવો ઉન્મત્ત પ્રલાપ! કહેતી: ના, હું રહીશ નહિ...આ રેતીના હૈયામાં સમાઈ જઈશ! મને એ પોકારી રહેલ છે!...એ ધગતી રેતી...એ તાલવન...એ ઊંટના ગળે લટકતા ઘંટ... કેવલ એ જ પોકારે છે!...તેને કોઈ પકડી રાખી શક્યું નહિ. એક દિવસ માઝમ રાતે તે ચાલી ગઈ. રણના વિશાળ અને ધૂધવતા હૈયામાં!...ત્યાં કેવળ મરિચિકા...છતાં તે જતી હતી...જતી રહી...”

એકાગ્ર મનથી અલકાએ આ વાત સાંભળી: સાંભળીને કહ્યું: “બહુ સરસ કલ્પના છે! હજી આ ચિત્ર ચાલે છે?”

રજતે કહ્યું: “ના. ચિત્ર જોયા પછી મારા મનમાં શું થયું હતું, જાણો છો? મનમાં થયું: આ મરૂભૂમિની જેવી માયા છે, મરુનો જેવો પોકાર છે...અર્થાત્ આપણા દેશમાં એવો રાત્રિનો પોકાર નહોતો? રાત્રિ પોકારતી? તે જ પ્રમાણે આજે આ કલકતા શહેર એક મહાન માયાવી છે! અનેક પ્રકારના વિલાસની જાળ બિછાવીને શહેર પણ આજ સહુને પોકારે...પોકારે છે! એનો પોકાર એ જ રાત્રિના પોકાર જેવો છે! લાલ માટીના રસ્તા પર એ પોકારે છે...એ પોકાર સાંભળીને આપણે દોડીએ છીએ રેસના મેદાનમાં, શેરબજારમાં... સિનેમામાં...થિયેટરમાં...નાચ ગાનના જલસામાં...લેક પર...અને...”

આટલું કહીને રજત અટક્યોઃ પછી અલકા અને વિમલ ઉપર ચળકતી દ્રષ્ટિ કરી, મોઢા પર કૌતુકનું મૃદુ હાસ્ય પ્રગટાવી તે બોલ્યો : "અને જો આપ ખોટું ન લગાડો, તો કપટ વગર કહીશ,...આજે આપની પાછળ...આપની માયામાં પાગલ બનીને!...અર્થાત પહેલાં આપની ચારે દિશાએ આટલું બધું રહસ્ય નહોતું...આપની જાતિ હતી ખૂબ સ્પષ્ટ! આપ ઘરમાં રહેતાં, ખૂબ પરિચિત બનીને...મા-બહેન-સ્ત્રી અને કન્યાના રૂપે! પડોશી રૂપે પણ જો જોઈ શકાતાં, તો એ રૂપમાં કોઈ સ્થળે જરા જેટલીયે અસ્પષ્ટતા નહોતી! આજે ઘર છોડીને આપની જાતિ બહાર આવી છે...અમે અમારી આંખે કેટલું જોઈ શકીએ! જે કંઈ દેખાય છે એની પાછળ રહસ્યનો પાર નથી...આપની વાતો, હાસ્ય, ગાંભિર્ય, ગતિ, ચાહના, લેણદેણ...એ બધું જાણે રહસ્યથી છવાયેલું છે અને એ રહસ્યનો આવિષ્કાર કરવા માટે અમે જાણે દિવાના બની જઈએ છીએ!...આપના ફરતું જે રહસ્ય આજ ઘેરાયું છે, એ માયા કેટલી વિરાટ..."

અલકાને લક્ષીને કરેલી રજતની આ વાત વિમલની છાતીમાં સેંકડો તીર માફક જાણે પરોવાણી...એના આઘાતની વેદનાથી એનું મન જાણે ધરતી પર ઢળી પડતાં માંડ માંડ બચ્યું!

અલકાનું સ્વમાન જાગૃત થયું! તે બોલી: "એટલે આપ એમ કહેવા માગો છો કે, અમે સહુ આજે માયાવિની બનેલ છીએ!"

રજતે કહ્યું: "એમ સ્પષ્ટ નથી કહેતો..."

અલકા બોલી: "તમારી વાત ઘણી અસ્પષ્ટ છે, માટે જ સ્પષ્ટ કહી શકાતી નથી! સ્ત્રીઓ જે હતી, આજે પણ તે જ છે! રસ્તા પર આજ અમને જોઈને આપ સહુને દ્રષ્ટિ-વિભ્રમ થયો છે!...જે મનને આટલા દિવસો સુધી અનેક પ્રકારના છળકપટ કરીને આપ લોકોએ સુવાડી રાખ્યું હતું, તે મન આપના આ વિભ્રમનો સુયોગ મેળવીને આજ પોતાના મૂળ સ્વરૂપે પ્રકાશવા ચાહે છે!"

"એનો અર્થ ?"

"એનો અર્થ ઘણો સીધો અને સહજ છે. અર્થાત અમારામાં કશું રહસ્ય નથી. આપ જેમ છો, તેમ અમે છીએ!...આજે આપ અમારામાં જે રહસ્ય જુઓ છો, એ રહસ્યનું કોઈ અસ્તિત્વ જ નથી. એ રહસ્ય તો કેવલ આપના મનની ઘડેલી કલ્પના છે...હાથ લાંબો કરીને ચંદ્ર મળશે એમ ધારીને આપ જો ચંદ્રને પકડવા માટે જાળ બિછાવશો અને દોડા દોડી કરશો, તો એમાં આપની જ મૂઢતા ગણાશે!...બિચારા ચંદ્રનો એમાં શો અપરાધ હોઈ શકે, કહો તો ?"

વિમલના શર-જર્જર મન ઉપર આ શબ્દોએ શીળો પ્રલેપ કર્યો! અલકા ઘણી સાચી વાત કહે છે! સ્ત્રીજાતિનો શો અપરાધ? પુરુષોની માફક રસ્તા ઉપર આવવાનો અધિકાર એને છે. સંપૂર્ણ અધિકાર! એને જોઈને અમે જો રહસ્યની કલ્પના કરીને પાગલ બનીએ, તો અમે જ કૃપાપાત્ર બનવાના!...અને એ પાગલપણાને વશ બનીને એની સ્વાધિનતામાં અમે હસ્તક્ષેપ કરવા જઈએ, તો અમે જૂલમગાર કહેવાવાના! આ પંખીઓ ગીત ગાતાં વિચરે છે... દેખાવમાં ચમત્કારિક છે...એના ગીત અમને સારાં લાગે છે...એને જોઈને મનને આનંદ મળે છે...એથી એ પંખીને પકડીને પીંજરમાં પૂરવાનો અમને શો અધિકાર છે?

રજતે કહ્યું : "ચંદ્ર ઘણો દૂર છે...હાથથી લઈ શકાય નહિ અલકાદેવી! આપની આ ચંદ્રની ઉપમા વાસ્તવિક નથી!...એના કરતાં કહો. અગણિત નક્ષત્રોમાંનું એક નક્ષત્ર...એ નક્ષત્ર પણ નીચે ખરી પડે છે!"

મૃદુ હાસ્ય સહ અલકા બોલી : "ખરેલા તારામાં તેજ નથી હોતું, રજતબાબુ...ખરેલો તારો તો કઠોર પત્થર છે. એના આઘાતથી મૃત્યુ જ મળે!"

અલકાની આ નાની વાતમાં કેટલું સત્ય ભર્યું છે, વિમલ તે સમજ્યો. સમજીને મનથી તેણે અલકાની બુદ્ધિ અને વાકપટુતા પ્રત્યે શ્રદ્ધા જણાવી!

રજતે કહ્યું : "આ બધા તર્ક અત્યારે જવા દો !...વિમલ તો હંમેશનો આદર્શ અને સંસ્કારી હતો, ભારે શરમાળ ! એક જ સ્થળે એનું મોઢું ખુલતું...તે પેલા વ્યાપાર સમ્રાટ પ્રિયશંકર રાયને ઘેર, તેની પુત્રી શ્રીમતી વિભાવરી દેવીના સામે !...રાજકન્યાનું ચિત્ત...એ કંઈ ચૂપચાપ ન મેળવી શકાય...એ રાજ્યનો અધિકાર મેળવવા માટે કેટલીય તપશ્ચર્યા કરવી જોઈએ ! તેથી જ વિમલની વાત યાદ આવે છે ત્યારે મારા મનમાં થાય છે કે એ કેટલો શક્તિશાળી છે ! કેવું જાદુ જાણે છે !...સારી વાત, તારાં લગ્ન ક્યારે થવાના છે વિમલ ?"

આ પ્રશ્નથી વિમલ સાવ લેવાઈ ગયો ! મનમાં થયું: આ સભામાં–આ બધી આલોચના વચ્ચે વિભાવરીનું નામ જાણે જરાય શોભતું નથી...જાણે ઘણું અતડું લાગે છે ! વિમલે કશો ઉત્તર ન આપ્યો.

અલકા વિમલ સામે જોઈ રહી. બોલી : "સાચે, તે દિવસે મને ભૂલી ન જતા વિમલબાબુ. મારામાં બીજી કોઈ યોગ્યતા કદાચ નહોય, પણ તે દિવસે મારા હાથેથી ફૂલોની માળા ગૂંથીને વરવધુને અભિનંદિત તો કરી શકીશ !"

શું આ વાતમાં શ્લેષ છે ? ના...

ટ્રામ આવી ભવાનીપૂરમાં... ચડક ડાંગાના વળાંક પાસે.

ચમકીને રજત ઊભો થઈ ગયો. હિમાંશુની સામે જોઈને બોલ્યો : "ચાલો હિમાંશુબાબુ....આપણું સ્થળ આવી ગયું. ત્યારે રજા લઈશ વિમલ...જઈશ અલકા દેવી..."

ટ્રામ ચાલતી હતી... રજતે ચિત્કાર કરીને કહ્યું : "ઊભી રાખો."

ટ્રામ ઊભી રહી. રજત અને હિમાંશુ નીચે ઉતરી ગયા.

૨૧

ત્યાર પછી ટ્રામ ચાલવા માંડી.

અલકા અને વિમલ...કોઈના મોઢે વાત નહોતી.

ટ્રામ આવી હાજરાના વળાંક પાસે.

અલકા બોલી : "ચૂપ થઈ ને બેસી રહેશો વિમલ બાબુ? આવનારી મધુરજનીના રંગીત સ્વપ્ન મનમાં ને મનમાં જોતા હશો ખરું? શ્રીમતી વિભાવરી..."

એક નિશ્વાસ નાખીને વિમલે કહ્યું : "મેં કોઈ દિવસ સ્વપ્ન જોયાં નથી."

"ઓ, એમ છે! જે સત્ય, એને સ્વપ્ન માનીને માણસ શા માટે તલસે?"

વિમલે કહ્યુ : "એમ પણ નથી."

"એમ પણ નથી? ત્યારે...?"

વિમલે કહ્યું : "There's many a slip between the cup and the lip......"

અલકા હસી: હસીને બોલી : "રેસના મેદાનમાં તે દિવસે હું હતી......તેથી જ મને લાગે લાગે છે કે Slip થી આપ ડરો છો!"

ક્રોધથી વિમલનું મન ભરાઈ ગયું. વિમલે કહ્યું : "એનો અર્થ ?"

વિમલના સ્વરમાં જરા તીખાશ હતી !

અલકા બોલી: "રોષ થયો ને ? . પણ સાચું કહેજો, એટલા માટે જ શું એ Slip નો ભય નથી ? મેં તો એ પહેલાં પણ જોયું હતું, નોટબુકમાં આપ ડાયરી જેવું લખતા હતા – તેમાં વિભાવરીનું નામ પણ લખેલું. મને કહેલું કે પત્રો રૂપે નવલકથા રચું છું ! ત્યારે તો Slip નો ભય મનમાં નહોતો ! એ હોત તો પત્રો રૂપે ભલે ને કાવ્યો રચો, પણ વિભાવરીની નવલકથાની રચના તો ન કરત !"

વિમલે કશો ઉત્તર ન આપ્યો.

એકાએક બહાર નજર કરીને અલકા બોલી ઊઠી : "હવે નહિ, કાલીઘાટ ડીપો આવી ગયું...હું અહીં ઊતરી જઈશ. બાજૂમાં ચીક-ચર્ચની પાછળ જરા મારે જવાનું છે. નિમંત્રણ છે..... ત્યારે હવે જઈશ વિમલબાબુ...!"

આટલું કહી ઉત્તરની અપેક્ષા રાખ્યા વગર અલકા ઊભી થઈ.

ડીપો સામે ટ્રામ ઊભી રહી...અલકા ટ્રામમાંથી ઊતરી પડી. વિમલ બેસી રહ્યો...મૌન, નિષ્પંદ !

ટ્રામ ચાલી કે તરત એના માથામાં જાણે પ્રબલ ઝણઝણાટ શરુ થયો...એની ચેતના જાણે બહાવરી બની...

ચાલતી ટ્રામમાંથી કૂદકો મારીને વિમલ ઊતરી ગયો; અને પાછળ જોયું તો અલકાએ દૂર એક ગલીમાં પ્રવેશ કર્યો હતો.

વિમલને પગથી તે માથા સુધી કોઈ તીવ્ર ઉન્માદના વ્યાપી ગઈ...તે ઊભો ન રહ્યો, ઉતાવળા પગલે એ ગલી તરફ ગયો.

એ જાય અલકા...ધીરી થાકેલ ગતિથી.

ઉતાવળે પગલે આવીને વિમલ લગભગ એની નજીક પહોંચી ગયો. અને પાછળ કોઈના જોરથી પગલા પડતાં સાંભળીને અલકાએ પાછા વળીને જોયું. વિજયના ઉલ્લાસથી તેનું હૃદય ભરાઈ ગયું !

ઊભા રહી અલકાએ વિમલ સામે જોઈને કહ્યું : "અચાનક આ રસ્તે આવ્યા ?"

વિમલે કહ્યું : "આવ્યો...ન આવું ?"

અલકા બોલી : "કેમ ન આવી શકો ?...પણ ટ્રામ ઉપડયા પછી જોયું તો એકાએક..."

કશું બોલ્યા વગર વિમલ અલકા સામે જોઈ રહ્યો...કેમ જાણે નિરુપાયની કરુણ દ્રષ્ટિ !

અલકાના નયનોમાં વિદ્યુતની ઝીણી ચિનગારી ! અલકા બોલી : "સાચે, કહોતો આ રસ્તે કેમ આવ્યા ?...આ રસ્તે તો આપનું મકાન નથી !"

વિમલે કહ્યું : "નથી, તેથી શું ? હું જો આ રસ્તે થઈ મોટું ચક્કર લગાવીને ઘેર જાઉં, તો શું અપરાધ ગણાશે ?"

અલકા મનમાં ને મનમાં હસી. હસીને બોલી : "ઓહ...એકસર સાઈઝ !...પરંતુ આપ જ્યારે ટ્રામમાં આવીને બેઠા હતા ત્યારે આપનો ચહેરો ખૂબ ચાલીને થાકી ગયા હો એવો લાગતો હતો !"

વિમલે કહ્યું : "એકસર સાઈઝ નથી..."

"ત્યારે ?...મારી પાછળ જાસુસી કરવા આવ્યા છો ?"

શબ્દો નહોતા...જાણે ચાબુક ! આ ફટકાથી મન એકદમ ધરતી ભેગું થઈને મૂર્છાતુર બની ગયું !

અલકા બોલી : "કહો...મારી વાતનો જવાબ આપો."

તેનો સ્વર ઘણો કઠોર હતો.

વિમલે કહ્યું : "જેના તેના ઘેર આપને હું અત્યારે જવા દઈશ નહિ !"

અવાજમાં વિસ્મય ભરીને અલકા બોલી : "જેનું તેનું ઘર ?"

"આપને કોઈ સ્વજન મિત્રો નથી...એ વાત આપે મને અનેક વાર કહી છે !"

અલકા બોલી : "પણ મારે સાથી કે મિત્રો નથી, એવી મોટી દુર્ભાગ્યની વાત જરૂર મેં કદી કહી નથી !"

આ શબ્દો કાન પર ન લેતાં વિમલે કહ્યું : "કહો, આપના કયા મિત્રને ઘેર નિમંત્રણ સાચવવા જાઓ છો ?"

"જો ન કહું તો ?"

એક ગંભિર નિશ્વાસ નાખીને વિમલ બોલ્યો: "શું મને તમે નહિ કહો ?"

વિમલના નયનો સામે રસ્તા પરની ગેસ બત્તી જાણે તરત બૂઝાઈ ગઈ...ચારે દિશાએ જાણે ગાઢ અંધકાર છવાયો !

અલકા બોલી : "ના, નહિ કહું. બધી વાત મારે આપને કહેવી એવું કોઈ બંધન છે, એમ કહી શકો છો ?"

વિમલના હૈયામાં હાહાકાર કરતો એક દૈત્ય જાણે નાચી ઊઠયો ! એ હાહાકારમાં વિમલની બુદ્ધિ, ચેતના, જ્ઞાન, બધું જાણે વિલુપ્ત થયું. પાગલની માફક તેણે અલકાનો હાથ પકડીને કહ્યું : "આપના ઉપર કદાચ કાંઈ આપત્તિ આવે તો ?...આટલી રાતે આપને હું કોઈ અજાણ્યાના ઘેર નહિ જવા દઉં."

શાંત સ્વરે અલકા બોલી : "હાથ છોડી દો. આ છે જાહેર રસ્તો...લોકો જોઈને શું કહેશે ?"

આ પ્રશ્નથી વિમલ શરમાયો. અલકાનો હાથ છોડીને તે સ્થિર મનથી ઊભો રહ્યો. જાણે પ્રતિમા.

ગેસના પ્રકાશમાં પોતાનો હાથ લાંબો કરી, જોઈને અલકાએ તે હાથ વિમલ સામે ધર્યો અને કહ્યું : " જુઓ જોઉં...એટલા જોરથી હાથ પકડેલો, કે...હાથ લાલ નથી થઈ ગયો...પણ જાણે ધવાઈ ગયો છે ! "

વિમલે જોયું...ખરેખર એમ જ હતું. એના નખ વડે અલકાના કાંડા પર બે જગ્યાએ રક્તબિંદુ ફૂટી ઊઠ્યાં હતાં !

વિમલનું મન પરિતાપથી આર્ત બની ગયું. અપરાધથી દબાયેલા સ્વરે તે બોલ્યો : " મને ક્ષમા કરો, હું પશુ... "

આ વાતનો ઉત્તર ન આપતાં અલકા ચાલવા લાગી.

એના આડે ઊભા રહીને વિમલે કહ્યું : " ના. ક્ષમા આપી છે એમ નહિ કહો ત્યાં સુધી આપને જવા નહિ દઉં. હમણાં જ આપના માર્ગ વચ્ચે ઢળી પડીશ. મારા પર પગ મૂકીને ચાલ્યા સિવાય આપને માટે કોઈ માર્ગ નહિ રહે ! "

આટલું કહીને વિમલ અલકાના પગ પાસે નમી પડ્યો.

વિમલનો હાથ પકડીને અલકા ગંભીર સ્વરે બોલી : " દયા કરો, આવડી રાતે રસ્તા ઉપર આવી ગાંડાઈ ન કરો. વિમલબાબુ ! ચાલો. નિમંત્રણ મારા માથા પર રહ્યું...હું નહિ જઉં. ચાલો, આપને ઘેર પહોંચાડી દઉં. નહિ તો અત્યારની આપની શુદ્ધિ બુદ્ધિ જોતાં આપ ઘેર ન જતાં સીધા હિમાલયના માર્ગે જ ચાલ્યા જશો ! "

આ વાતથી વિમલ સજ્જડ થઈ ગયો.

અલકા બોલી : " હવે ઊભા રહી શકાતું નથી ! ચાલો... "

વિમલે કહ્યું : "હું ઘેર જઉં છું. આપ નિમંત્રણમાં જાઓ."

"મારે નિમંત્રણમાં નથી જવું."

કોઈ વિચિત્ર દ્રષ્ટિએ વિમલ – અલકા સામે જોઈ રહ્યો.

એક નિશ્વાસ નાખીને અલકા બોલી : "હું જાણું છું, જ્યારે આપની સાથે મળવાનું થાય છે, ત્યારે કંઈકનું કંઈક બને છે!... કોણ જાણે કઈ ખરાબ પળે આપની સાથે પ્રથમ મિલન થયું હતું..."

"એટલે?"

સુસ્પષ્ટ સ્વરે અલકા બોલી : "ત્યારે જ મને સમજાયું હતું કે, હું નિમંત્રણમાં જઈ શકીશ નહિ...જરૂર કંઈક વિઘ્ન આવશે!"

આ વાતથી વિમલ ખુશી થયો. પરંતુ એ ભાવ છૂપાવીને તે બોલ્યો: "એ લોકો શું વિચારશે?"

"એ લોકોના વિચારો દૂર કરવા કઠણ નહિ થાય. મારી ચિંતા તો અત્યારે આપના માટે છે! ચાલો, રસ્તા પર ઊભા રહીને હવે નાટક નથી ભજવવું!"

એક નિશ્વાસ નાખીને વિમલે કહ્યું : "સાચે, નિમંત્રણમાં તમારે નથી જવું?"

"કહ્યું તો ખરું, ના. નિમંત્રણમાં નથી જવું. હજી પણ કેટલી વાર કહેવું પડશે કહો?"

વિમલે કહ્યું : "પણ તમે એ લોકોને શો ઉત્તર આપશો?"

"કહીશ, મારા કૃષ્ણની ઈચ્છા નહોતી..."

"ના...ના...ના..."

વિમલ ન ખસ્યો! પત્થરની પ્રતિમા માફક અચળ ઊભો રહ્યો! અલકા તેના સામે ઘડી ભર જોઈ રહી...

ત્યાર પછી મૃદુ હાસ્ય સહ બોલી : “હજી પણ ચિંતા નથી જતી ?...હું કહું કે, મારે કોઈનું નિમંત્રણ નહોતું...આપની સાથે જરા મજાક કરતી હતી તો ?”

વસંતવાયુની ઢગલાબંધ લહરીઓ જાણે ક્યાંકથી આવીને વિમલના દેહ મનને સ્પર્શી ગઈ.

વિમલે કહ્યું : “સાચે ?”

અલકા બોલી : “સાચું કે ખોટું, એનો વિચાર કાલ કરીશું. હવે ચાલો...ઘેર જઈએ...ઘણી રાત ગઈ છે...ઘેર જઈ હાથ-પગ ધોઈ ને કપડાં નહિ બદલાવું ત્યાં સુધી મને ચેન નહિ પડે !”

૨૨

બંને રસ્તા પર ચાલી રહ્યાં હતાં – ધીર ગતિથી. સાવ મૌન-...કોઈના મોઢામાં શબ્દ નહોતો. પરંતુ મન વચ્ચે અનંત વાતોએ કલરવ મચાવી મૂક્યો હતો!

અલકાના મનમાં વાતોનો પ્રવાહ, – આ શું થયું? રમત હતી? તો પછી એ વાત આવી સ્પષ્ટ ભાષામાં વિમલ સામે રજૂ કરવાનું શું પ્રયોજન હતું?...વિભાવરી સાથે વિમલના લગ્ન થશે – વ્યવસ્થા પાકી થઈ ગઈ છેઃ રજતને મોઢેથી એ સમાચાર સાંભળીને તારા મનમાં આટલું ચાંચલ્ય શા માટે થયું?...અને એ માટે તારા મનમાં આ કૌતૂહલનો સંચાર શા માટે થયો? શા માટે આ કૌતુક? શેનું કૌતૂહલ? આ કૌતુક, આ કૌતૂહલ પાછળ શું છૂપાયું હતું...? જ્વાલા? ઈર્ષ્યા?...

અલકાનું મન પોતા ઉપર ધિક્કાર વર્ષાવવા માંડ્યું...

વિમલ?...તેનું મન પણ ગ્લાનિના બોજથી ઢળી પડ્યું હતું. પલભરની ઉત્તેજનામાં આ કેવી છોકરમત કરી નાખી! અલકા નિમંત્રણમાં જતી હોય, એમાં વિમલને આટલો ભય શા માટે? શા માટે

આવી દુર્ભાવના ?– અલકાની ચોકી કરવાની સ્પર્ધા વિમલના મનમાં શા માટે જાગી ? અલકા સાથે સારા યે દિવસમાં કેટલી વાર રહેવાનું બને છે...? અલકા ક્યાં જાય છે, કોની સાથે હજી મળે છે, એ બધી તપાસ રાખવાનો અધિકાર વિમલના મનમાં શા માટે જાગે છે ?

માર્ગમાં પ્રથમ અલકાનો ફ્લેટ આવતો...ત્યાર પછી વિમલનો.

પોતાના ફ્લેટની સામે પહોંચતાં જ અલકાના મનનો કલરવ શમી ગયો. તે બોલી: "મકાન આવી ગયું....હું હવે જઉં ને ?"

એક નિશ્વાસ નાખીને વિમલે કહ્યું : "હા..."

વિમલના પગ થાકીને એવા લોથ બની ગયા હતા, કે તે હવે ડગલું ભરી શકતા નહિ!

અલકા બોલી : "આપ હવે ઘેર જશોને ? કે, આ રસ્તા પર જ રહેશો ?"

પ્રશ્ન મોઢામાંથી નીકળ્યો ને સાથે સાથે મન વચ્ચે કોઈ એ સજ્જડ આઘાત લગાવ્યો !

આ પ્રશ્નનો અર્થ વિમલ બરાબર સમજી શક્યો નહિ...ઉદાસ નજરે અલકા સામે જોઈને બોલ્યો: "એટલે ?"

મૃદુ હાસ્ય સાથે અલકા બોલી : "એટલે એનું નામ કંઈ નહિ !...આપના મનમાં કેટલીક ચિંતા છે...તેથી..."

એક નિશ્વાસનો વિમલ અવરોધ કરી શક્યો નહિ. બોલ્યો : "ચિંતા નથી. શરીર ઘણું થાકી ગયું હોય એમ લાગે છે!"

અલકા વિમલ સામે જોઈ રહી...બંને નયનોમાં પરિપૂર્ણ દૃષ્ટિ ભરીને. વિમલના ચહેરા પર થાકની છાયા હતી !

અલકાને મમતા થઈ: તે બોલી: "આપને થાક લાગવો એ કંઈ વિચિત્ર નથી! ઘણું ઘૂમ્યા છો...એના ઉપર..."

સેંકડો નિષેધ હોવા છતાં પણ મનને પકડી રાખી શકાયું નહિ! થોડીવાર પહેલાં જ મનમાં નક્કી કર્યું હતું કે એ બધું ન કહેવું, એ જ વાત હૈયામાંથી બહાર નીકળવા ઉતાવળી થઈ રહી છે.

વિમલે પૂછ્યું : "એના ઉપર...શું ?"

અલકા હસી, હસીને બોલી : "કશુ નહિ...નિશ્ચિંતતાથી ઘેર જઈને સૂઈ રહો...નિદ્રાથી થાક ઉતરી જશે."

વિમલે કહ્યું : "હં..."

સાથોસાથ એક નિશ્વાસ...કોઈપણ ઉપાયે આ નિશ્વાસને વિમલ રોકી શક્યો નહિ!

અલકા બોલી : "આવા ગંભિર નિશ્વાસ શા માટે નાખો છો ?...અને કોના ખાતર આટલી વ્યથા ભોગવી રહ્યા છો ?"

આ પ્રશ્નથી વિમલ લજ્જીત બન્યો. ના, ના....આ દુર્બળતા હવે નહિ! અલકાના આ પ્રશ્નનો ઉત્તર ન આપતાં મનને દબાવીને તે બોલ્યો : "આપે બરાબર કહ્યું: નિદ્રાથી મારો થાક ઉતરી જશે. ત્યારે હવે જઉં છું."

અલકાના મનને હળવી ખટક લાગી! તેણે ધાર્યું હતું: આ પ્રશ્નથી વિમલ બીજી ઘણી વાતો કહેશે! અને એ વાતો પરથી વિમલના મનનો પરિચય...પણ એમ ન બન્યું! વાતનું વણું બદલાવીને જાણે વિમલ પૂર્ણવિરામ કરવા ચાહે છે!

અલકા બોલી : "સદ્દબુદ્ધિ સૂઝી ત્યારે! સારી વાત, ઘેર જાઓ. મારા સંબંધી મનમાં જરા પણ ભય કે સંશય રાખશો નહિ. હું ક્યાંય જઈશ નહિ...મને તો એવી ઊંઘ આવે છે, કે ઘેર જઈને સ્વચ્છ થઈ કપડા બદલાવી તરત સૂઈ જઈશ."

આટલું કહીને અલકાએ ફ્લેટમાં પ્રવેશ કર્યો. વિમલના ખૂબ થાકી ગયેલા પગ માંડ માંડ ઘર તરફ ચાલી રહ્યા હતા.

ઘરમાં આવીને તરત તે નહાવા ગયો.

નાહીને ખંડમાં આવ્યો ત્યારે સિધુ ઊભો હતો ! સિધુએ કહ્યું : "જમવાનું લાવું ?"

આહાર પર રુચિ હતી નહિ ! મન ઉપર જાણે પત્થરનો પહાડ ! કોઈપણ ઉપાયે શરીર બિછાના પર પડવા ચાહતું હતું !

વિમલે કહ્યું : "કશું જમવું નથી: સિધુ ! હું સૂઈ જઈશ."

સિધુએ કહ્યું : "ક્યાંય જમીને આવ્યા છો ?"

વિમલે કહ્યું : "હા. તું જા...હું સૂઈ જઈશ. બત્તી બંધ કરતો જજે."

તેમ થયું. વિમલ પલંગ પર પડ્યો અને સિધુ બત્તી બંધ કરી દ્વાર અટકાવી નિઃશબ્દે ખંડમાંથી બહાર ચાલ્યો ગયો !...

ઉઘાડી બારીમાંથી બિછાના પર જ્યોત્સના વરસી રહી હતી. વિમલે આંખો બંધ કરી !...મન ઉપર ધીર ચરણે અલકા આવીને ઊભી રહી...તેના નયને વદને હાસ્યનો તીક્ષ્ણ પ્રકાશ હતો. ના, ના... બે હાથ વતી તેણે અલકાને દૂર કરી. વિભા...વિભાવરી !...

વિભાવરી આવી...શરમભરી તેની મૂર્તિ ! બંને નયનોમાં કરુણ દૃષ્ટિ ! એ દૃષ્ટિ સામે વિમલ વધુ શરમિંદો બની ગયો...તે જાણે માથું ઊંચું કરી શકતો નહોતો. નિશ્વાસથી હૃદય ભરાઈ ગયું ! વિમલે વિચાર્યું: એકવાર રાંચી જઈ આવું ? પ્રિયશંકરબાબુ તો કહી ગયા છે,—દસબાર દિવસ રાંચી જઈ આવ !...પણ...

રજતે કહેલી ફિલ્મની વાત યાદ આવી !...મરુમાયા !...મરુભૂમિની રેતી પોકારતી ! મરીચિકાનો પોકાર ! રાત્રિનો પોકાર !...તેવો જ આ

શહેરનો પોકાર!...શહેર પણ પોકારે!...કેવલ પોકારે! સાથી વગરનું મન એ પોકારથી મૌન બનીને રહી શકે નહિ...ઝણઝણી ઉઠે! નહિતો શા માટે એ દોડે?

એ દિવસ પહેલાં અલકા ક્યાં હતી? એ દિવસ પછી ક્યાંય તે હશે...ક્યાંય ચાલી જશે! એ ત્યાં પોતાના કામમાં હશે, વિમલ અહીં પોતાના કામમાં છે...એમાં કેટલીવાર અલકા સાથે મળવાનું બને છે! એ મળવાનું પણ થાય છે, એકાએક! હરપળ વિમલને જોવા માટે કે વિમલને પાસે રાખવા માટે અલકાના પ્રાણમાં એવો કોઈ વિરાટ આગ્રહ તો દેખાતો નથી! અલકા જીવન સંગ્રામમાં ગુંચવાયેલી છે—ભવિષ્યની સામે તીક્ષ્ણ દૃષ્ટિ રાખીને વર્તમાનના માર્ગ પર તે ચાલી રહી છે! એ માર્ગની આસપાસ કેટલાય માણસો સાથે તેને મળવાનું થાય છે...વિમલ સાથે પણ એ પ્રમાણે જ મળવાનું થયું છે! ઘડી-ભરના આ મિલનથી વિમલને અપરિહાર્ય સાથી તરીકે તે ન માની શકે! માને તો અલકાનું ચાલે કેમ? વિમલને પણ અલકાની માફક ભવિષ્ય તરફ નજર રાખીને ચાલવાનું છે!...વર્તમાનને આટલા ગાઢ મોહથી જો હૈયામાં લેવાશે...

અસ્પષ્ટ છાયા માફક વિમલના મનના દ્વાર પાસે વિભાવરી આવીને ઊભી રહી...પ્રિયશંકર...સાથે. કાનપર અથડાયો વિપુલ કલરવ!...વિમલ સમજી શક્યો, આ કલરવ આવી રહ્યો છે રણક્ષેત્ર-માંથી...એ છે જીવન – યુદ્ધનો કલરોલ!...

*

સાથોસાથ માથામાં જાણે કોઈ વેદના જાગી. કોઈ ઉન્મત્ત સાગર જાણે ઉછળવા માંડ્યો...

પ્રાતઃકાળ પહેલાં નિદ્રા ઉડી ગઈ! વિમલના મનમાં થયું: પોતે

જાણે અગ્નિસમુદ્રમાં કૂદી પડ્યો છે! સમસ્ત દેહ–મન પર અગ્નિની જ્વાલા...ગળું દારુણ શુષ્કતાથી ભરાઈ ગયું છે...કોઈ જાણે ગળાને શોષી રહ્યું છે! યાતનાથી માથું એટલું ભારે બની ગયું હતું કે, ઉંચું કરી શકાતું નહિ! ...ચેતના પણ જાણે બહેરી બની રહી હતી!...

ચેતના કંઈક જાગી એટલે વિમલ સમજી શક્યો: પોતાને તાવ આવ્યો છે...પ્રબલ જ્વર! જ્વરના દાહથી જ દેહ મન પર પ્રચંડ અનલ જ્વાલા ઘેરાઈ રહી હતી...

આ જ્વાલા કંઈક શાંત પડી પ્રાતઃકાળનો સ્નિગ્ધ વાયુ સ્પર્શવા લાગ્યો ત્યારે! નિદ્રા પણ ઘેરાણી.

એ નિદ્રા ઉડી ત્યારે લગભગ દસ વાગ્યા હતા.

બહારની દુનિયા ત્યારે કામકાજની ધમાલમાં સચલ બની હતી. એ કોલાહલથી વિમલ એકદમ શય્યાપરથી બેઠો થઈ ગયો. ઘડિયાલમાં જોયું તો દસ વાગી ગયા હતા.

સર્વનાશ! ઑફિસ છે. ઢગલાબંધ કોરસપોન્ડસ...પૈસા ટકાનો હિસાબ...ચેકબુક ટેબલના ખાનામાં પડી છે અને એ ખાનાની ચાવી છે વિમલ પાસે!...તે સિવાય પેમેન્ટના ઑર્ડરોમાં તેને સહી કરવાની છે! એની સહી વગર ચેક જઈ શકશે નહિ! એટલે હમણાં જ તેણે ઑફિસે પહોંચવું જોઈએ!

પરંતુ પ્રબળ યાતનાથી માથું ભમી રહ્યું હતું! દેહમાં જ્વરની જ્વાલા હતી!

વિમલે બૂમ મારી: "સિધુ..."

સિધુ આવ્યો.

વિમલે કહ્યું: "એક પ્યાલો કડક ચા બનાવી દે...જરા ગરમ મસાલો નાખીને, સમજ્યો?"

માથું નમાવીને સિધુ ચા બનાવવા ચાલ્યો ગયો.

વિમલ ગયો બાથ રૂમમાં !...

બહાર ઑફિસની ગાડી આવીને ઊભી હતી...

ચાપાન કરી, કોઈપણ રીતે યાતનાથી વિંધાતા શરીરને કાબૂમાં રાખીને વિમલ ગાડીમાં બેઠો. ગાડી ચાલી ડેલહાઉસી સ્કવેર તરફ.

રસ્તા પર ચાલતાં નરનારીઓ તરંગની માફક હૃદય પર જાણે અથડાતાં ! વિમલ આંખ ખોલીને જોઈ શકતો નહિ !...આંખ આપોઆપ થાકીને મીંચાઈ ગઈ હતી...આંખ ઉઘાડવી પડતી ત્યારે જાણે જોર કરવું પડતું !...જાણે કોઈ પ્રકાશ અને પડછાયાના માયા ભરેલા સ્વપ્નલોકમાં તે વિચરી રહ્યો છે ! હંમેશના વાસ્તવિક પૃથ્વી જાણે ક્યાંય મળી ગઈ છે !...

ઑફિસમાં ખુરશી પર બેસી શકાયું નહિ ! ઇઝીચેર પર પડીને વિમલે આંખ બંધ કરી.

બિહારીબાબુ આટલી વારમાં બે વખત આવીને પાછા ગયા. લવલક કંપનીના બિલના પેમેન્ટનો ઑર્ડર ! તે સિવાય રેનોર્ડ કંપનીનું બીલ...સ્મીથ ટેમ્શનનો કાગળ...બર્ક કંપનીની બધી પ્રોપોજલનો જવાબ...લગભગ દોઢ વાગવા આવ્યો હતો.

પાંચમીવાર આવીને બિહારીબાબુ પાછા ન ફર્યા: ધીમેથી બોલ્યા : " સર..."

ચમકીને વિમલ સફાળો બેઠો થયો. તેના બંને નયનો જાસુદના ફૂલ જેવાં લાલ હતાં !

બિહારીબાબુએ એ જોયું: કહ્યું : " શું તાવ આવ્યો છે ? "

ઝાંખા મૃદુ હાસ્યસહ વિમલે કહ્યું : " માથું પકડાયું છે તે એમ લાગે છે ! "

બિહારીબાબુ નજીક આવ્યા. વિમલના કપાળ પર હાથ મૂક્યો ! જાણે આગ ! તે ધ્રૂજી ઊઠ્યા: બોલ્યા : " ઓહ...જાણે અંગાર ! આ કંઈ થોડો ઘણો તાવ નથી...ઘણો લાગે છે ! "

ફરીવાર કપાળપર હાથ રાખીને કહ્યું : "લગભગ ચાર ટેમ્પરેચર હશે! આપ ઘેર જાઓ..."

મૌન રહીને વિમલે જરા વિચાર્યું: એક નિશ્વાસ નાખીને કહ્યું : "હં..."

બિહારીબાબુએ કહ્યું : "જે કાગળો ઘણા જરૂરી છે એના પર સહી કરી દો...બાકીનું હું સંભાળીને પતાવી દઈશ!..."

વિમલને આ વાત સ્વીકારવી પડી. શરીરમાં જાણે ચેતના નહોતી...કોઈપણ રીતે શય્યા પર પડવા મન અને દેહ ઝંખી રહેલ!...

જરૂરી કાગળો પર સહી કરીને વિમલ ઘર તરફ વિદાય થયો.

સારાયે શરીરમાં સહન ન થઈ શકે એવી વેદના હતી! માર્ગમાં વારંવાર મન પોકારવા માંડયું: અલકા...અલકા! આ સમયે અલકા પાસે હોય તો! પણ એ કેવી રીતે બને?

ઘેર આવીને ઊભા રહેવાનો કે બેસવાનો કોઈ ઉપાય નહોતો! કપડાલતા કાઢવાનો પણ અવસર સહી શકાય તેમ નહોતો! ઓફિસના પોષાક સહિત વિમલ બિછાના પર ઢળી પડયો... કોઈએ જાણે એના બંને નયનો જોરથી દબાવી દીધાં!

## ૨૩

અચેતન...

ચેતના આવી, સંધ્યા પછી. નિશ્વાસ નાખીને વિમલે સાદ કર્યો : "અલકા ! ..."

સાથો સાથ દેહ અને મનમાં ધ્રૂજારી ! આંખો ઉઘાડીને વિમલે જોયુ : બાજૂમાં એક સ્ટુલ પર સિંધુ બેઠો હતો...વિમલના કપાળ પર પોતાં મૂકી રહ્યો હતો !...

મન કડવાસથી ભરાઈ ગયું.

સિંધુએ કહ્યું : "દાક્તરને બોલાવું ?"

વિમલે કહ્યું : "ના."

ત્યાર પછી એક નિશ્વાસ નાખીને વિમલે કહ્યું : "લેટર પેડ અને ફાઉન્ટન પેન લાવતો..."

સિંધુએ બંને વસ્તુ આપી.

વિમલે ચિઠ્ઠી લખી :

શ્રીકૃષ્ણ મુશ્કેલીમાં છે. તબિયત નરમ થઈ છે. પોતે અત્યારે નિઃસહાય છે! જો તમને કોઈ પ્રકારની હરકત ન હોય તો, એકવાર દયા કરીને જોવા આવી જજો.

વેદનાથી મનમાં એમ પણ થઈ જાય છે કે, જો સારું નહિ થાય તો !

કવર ઉપર લખ્યું:—

શ્રીમતી અલકા દેવીના કરકમળમાં —

કવરમાં ચિઠ્ઠી મૂકીને વિમલે સિધુને કહ્યું : “ આ ચિઠ્ઠી લઈ ને જઈ શકીશ ? આ રસ્તા ઉપર જ મકાન છે...બાર નંબરનું મકાન... અહીં વખતે વખતે આવે છે, સમજ્યો ? એમનું નામ અલકા દેવી. હમણા જ જા...”

સિધુ ચિઠ્ઠી લઈ ને રવાના થયો....મનની સઘળી નિરાશા, ભય, સંશય, દ્વિધા અને કમજોરીને એ પગ તળે દબાવીને વિમલે કોઈ શક્તિમાન યોદ્ધા માફક પોતાની જાતને ખડી રાખી !

પણ એ કેમ બને ? દેહ વચ્ચે લાખ લાખ – યોદ્ધાઓ વિપુલ વિક્રમથી કુચ કરી રહ્યા હતા અને મનને વીંધીને જર્જરિત કરતા જતા હતા. એ આઘાત વિમલથી સહી શકાયો નહિ. બિછાના પર ઢળી પડ્યો.

આ નિદ્રા ઉડી – ત્યારે ઘનઘોર રાત્રિ. ચારે દિશાઓ જાણે ગંભિર સ્તબ્ધતાથી ભરાયેલી હતી.

બાજૂમાં સિધુ – ચુપચાપ પોતાં મૂકતો બેઠો હતો.

વિમલે ચારે દિશાએ જોયું...જાણે કોઈને શોધી રહ્યો હતો! જેને ઈચ્છતો હતો તે નહોતું!

નિશ્વાસ નાખીને વિમલે કહ્યું : " ગયો હતો!"

" હા."

" ચિઠ્ઠી ?"

" બેન ઘેર નહોતાં. દસ વાગ્યાના બહાર ગયાં છે...કાલ સાંજના પાછાં ફરશે. નોકર હતો...નોકરના હાથમાં ચિઠ્ઠી આપતો આવ્યો છું."

મન મોટી આશા પર નાચી રહ્યું હતું! સિધુની વાતથી આશાભંગ બનીને એ મન ફાટીને કટકા થઈ ગયું! વિમલે આંખો બંધ કરી.

સવારે બિહારી આવ્યા...સુવ્રત આવ્યો...સાથે બીજા બે-ચાર કર્મચારીઓ આવ્યા. દાક્તરને તરત બોલાવ્યો. ચિકિત્સાની વ્યવસ્થા થઈ.

દાક્તરે કહ્યું : " ટેમ્પરેચર ૧૦૪. ખૂબ કેરફુલ નર્સિંગની આવશ્યકતા છે. એ વ્યવસ્થા પ્રથમ કરવી જોઈએ!"

બિહારીબાબુએ કહ્યું : " તો પછી આપ જ એક નર્સની વ્યવસ્થા કરી દો."

દાક્તરે કહ્યું : " એક નહિ...બે નર્સ જોઈએ. ચોવીસે કલાકની ડ્યુટી છે!"

બિહારીબાબુએ કહ્યું : " એ વ્યવસ્થા આપ જ કરી આપો."

એમ જ થયું. બે નર્સ...પ્રતિમા મુકરજી અને સુશીલા ચક્રવર્તી દિવસે પ્રતિમા.. રાતે સુશીલા.

બપોરના ત્રણ વાગ્યા હતા. વિમલ જ્વરમાં બેહોશ હતો.

ટેમ્પરેચર જોઈ ચાર્ટમાં લખીને પ્રતિમાએ મુસંબીનો રસ ફીડીંગ કપમાં ભરીને વિમલના મુખ સામે ધર્યો.

વિમલે આંખ ખોલીને જોયું...કશું સ્પષ્ટ દેખાયું નહિ... જાણે ધુમ્મસ જેવી છાયા! સામે એક સુંદર વદન....એના બંને નયનોમાં મમતા...માયા...સ્નેહ...દરદ...

વિમલે મહામહેનતે પ્રતિમાનો હાથ પકડીને મૃદુ સ્વરે કહ્યું : "અલકા..." ત્યાર પછી આપોઆપ આંખો મીંચાઈ ગઈ.

પ્રતિમાએ કહ્યું : "આ જરા પી લો."

વિમલે આંખોને ખોલી. તેના હાથમાં પ્રતિમાનો હાથ હતો. નયનો મીંચેલા રાખીને વિમલ મુસંબીનો રસ પી ગયો.

ત્યાર પછી દારુણ બેહોશી! એ બેહોશી સમાન ભાવે આખી રાત અને બીજા દિવસના દસ વાગ્યા સુધી રહી!

દસ વાગે દાક્તર આવ્યો. સાથે બિહારીબાબુ આવ્યા હતા...

દાક્તરે કહ્યું : "લક્ષણો જોતાં સંદેહ થાય છે કે . . ."

દાક્તરે વાક્ય અધૂરું રાખ્યું.

પણ આ નાના ઇશારાથી બિહારીબાબુનું હૃદય ફફડી ઊઠ્યું! તે બોલ્યા : "ટાઈફોઈડ ?"

દાક્તરે એક નિશ્વાસ નાખીને કહ્યું : "હં. લક્ષણો તો એવાં લાગે છે..."

કપાળ સુધી આંખો ચડાવીને બિહારીબાબુ બોલ્યા : "તો પછી..."

દાકતરે કહ્યું : "લોહી તપાસવું પડશે. એ પહેલાં કંઈ કહી શકાય નહિ!"

બિહારીબાબુએ કહ્યું : "તો પછી લોહી તપાસો..."

નિશ્વાસ નાખીને દાકતરે કહ્યું : "અત્યારે તપાસવું નકામું છે... દિવસ ગયા વગર નકામો પ્રયત્ન થશે!"

એક નિશ્વાસ નાખીને બિહારીબાબુ બોલ્યા : – " અહીં સાવ એકલા રહે છે...આપ નહિ જાણતા હો, શેઠની પુત્રી સાથે લગ્નની વાત પાકી થઈ ગયેલી છે...મોસ્ટ વેલ્યુબલ લાઈફ..."

દાક્તરે કહ્યું : " કોઈ નર્સિંગ હોમમાં લઈ જવાનું કહો છો ? "

ચિંતા ભર્યા સ્વરે બિહારીબાબુ વિચાર કરીને બોલ્યા : " આપને જેમ યોગ્ય લાગે..."

ઘડીભર મૌન રહીને દાક્તરે કહ્યું : " અહીં જે વ્યવસ્થા ચાલે છે તે ઘણી સરસ છે. જો ટાઈફોઈડ હશે તો ઔષધ કરતાં પરિચર્યા વધારે કાર્ય કરશે. પ્રતિમા–સુશીલા આ કાર્યમાં ખૂબ તૈયાર છે ! "

સાંજના પાંચ.

વિમલના માથાપર આઈસબેગ રાખીને પ્રતિમા બેઠી હતી... વિમલે આંખ ખોલી...પોતાના હાથમાં પ્રતિમાનો હાથ લઈ તેની આંગળીઓ સાથે સ્પર્શ કરીને વિમલ બોલ્યો : " મારી ચિઠ્ઠી મળ્યા પછી આવી લાગે છે ? "

પ્રતિમાએ કહ્યું : " હા..."

વિમલે કહ્યું : " તારી પાસેથી દૂર રહેવાનો એટલો પ્રયત્ન કરું છું...પણ શકય નથી, અલકા..."

પ્રતિમા મૌન બેસી રહી – કશો જવાબ ન દીધો.

વિમલે કહ્યું : " મનમાં શું થાય છે કહું ? "

આ વખતે પણ પ્રતિમાએ કશો જવાબ ન આપ્યો. સમજી, વિમલના મનમાં...

એકાએક બહારથી અવાજ આવ્યો : " ભારે માણસ......"

સિધુએ શાંતિથી જવાબ દીધો : "અજ્ઞાન અને અચેત થઈને પથારીમાં પડ્યા છે......"

આ શબ્દો પછી મૃદુ ચરણ ધ્વનિ......

પ્રતિમાએ મોઢું ફેરવીને દ્વાર સામે જોયું......

બારણામાં એક કિશોરી...પ્રશાન્ત મૂર્તિ.....કિશોરીના નયનોમાં ગંભિર ઉદ્વેગ !

કિશોરી ધીરે પગલે અંદર આવી......પ્રતિમા સામે જોઈને ગભરાયેલા સ્વરે પ્રશ્ન કર્યો : "કેટલો તાવ છે ?"

મૃદુ સ્વરે પ્રતિમા બોલી : "એકસો ચાર !"

કિશોરીનું વદન ઝાંખુ પડી ગયું...પ્રતિમાએ તે જોયું.

કિશોરીએ પૂછ્યું : "આપ ?"

પ્રતિમાએ કહ્યું : "નર્સ."

"ઓહ્......"

બંને નયનોમાં જિંદગીની સર્વસ્વ ભાવના ભરીને કિશોરી નિઃશબ્દે વિમલ સામે જોઈ રહી......

હજી પણ વિમલના હાથમાં પ્રતિમાનો હાથ હતો.

મીંચાયેલી આંખોએ વિમલે સાદ કર્યો : "અલકા..." સાથોસાથ એક ગંભિર નિશ્વાસ......

કિશોરીના હૈયા વચ્ચે જાણે સાગર તોફાને ચડ્યો......

કિશોરીએ આવી વિમલના હાથ પર હાથ રાખી કહ્યું : "હું આવી છું, વિમલબાબુ ! અહીં હતી નહિ ! બહાર ગઈ હતી. હમણા જ આવી છું. આવીને આપની ચિઠ્ઠી વાંચી. ચિઠ્ઠી વાંચીને એક મિનિટ પણ નથી ઊભી રહી......તરત આપની પાસે ચાલી આવી છું..."

કોને કહેવાનું! આ વાત વિમલના કાને પહોંચી છે કે નહિ, એ સમજી શકાયું નહિ......

પ્રતિમાએ કિશોરી સામે જોઈને મૃદુ સ્વરે પ્રશ્ન કર્યો: "આપનું નામ અલકાદેવી?"

"હા......"

પ્રતિમાએ કહ્યું: "એમણે એ ચાર વાક્યો આપને અનુલક્ષીને જ કહેલાં! શુદ્ધિ તો છે નહિ...હમણાં જ થોડીવાર પહેલાં મને આપના નામે બોલાવી હતી! કહ્યું: તું અલકા?"

## ૨૪

**પ્રતિમા** સાથે અલકાએ વાત કરી લીધી. એ વાત ટૂંકી હોવા છતાં અલકા સમજી શકી: વિમલનું દરદ સહજ નથી! અને અલકા આવીને તરત વિમલના મસ્તક પાસે બેઠી – વિમલના મસ્તક પર આઇસબૅગ રાખીને.

જાણે ધ્યાન મગ્ન! પ્રતિમા હિન્દુ નારી હતી: તેણે કોઈ સ્થળે ‘ઉમાની તપસ્યા’નું ચિત્ર જોયેલું: સેવામાં તલ્લીન બનેલી અલકાને જોઈ ને પ્રતિમાના મનમાં વારંવાર થવા લાગ્યું: અલકા જાણે એ ચિત્રની ઉમા છે!

સુશીલાએ આવીને જોયું: વિમલના બિછાના પાસે એક ખુરશી પર પ્રતિમા બેઠી છે......

ઈશારાથી તેણે પ્રતિમાને બોલાવી......ત્યાર પછી બંને ખંડ બહાર ગઈ.

સુશીલાએ પૂછ્યું : "એ...?"
પ્રતિમાએ કહ્યું : "થોડી વાર પહેલાં જ આવેલ છે."
"નર્સ છે?"

"ના. કોઈ નજીકની સગી લાગે છે! એના મનમાં સેવા કરવાની પ્રબળ ઉત્કંઠા જોઈને મેં એનો પરિચય નથી લીધો......અવસર પણ મળ્યો નથી."

પ્રતિમાની ડ્યુટીનો સમય પૂરો થઈ ગયો હતો...તે ચાલી ગઈ.

સુશીલાએ આવીને અલકાને કહ્યું : "આપ હવે ઊઠો..."

અલકા નિષ્પંદ ભાવે બેઠી હતી...મન ક્યાંક વિચરી રહ્યું હતું! સુશીલાના શબ્દોથી એ જાણે જાગૃત થઈ!

અલકાએ પૂછ્યું : "દાક્તર ક્યારે આવશે?"

"રાતના આઠ વાગે. અત્યારે એમને કેમ છે?"

એક નિશ્વાસ નાખીને અલકા બોલી : "શરીર ને માથું તો જાણે આગ જેવું છે! બેહોશ લાગે છે. જ્યારથી આવી છું......નથી આંખો ખોલી, કે નથી કશું બોલ્યા!"

સુશીલાએ કહ્યું : "સંધ્યા પછી તાવ ખૂબ વધે છે."

વ્યાકુલ સ્વરે અલકાએ પૂછ્યું : "શું કશું બોલતા નથી?"

સુશીલાએ કહ્યું : "વચ્ચે વચ્ચે ચમકી ઊઠે છે......આંખો ખોલીને કોઈને જાણે શોધતા હોય છે! ત્યાર પછી ધીરે ધીરે સાદ કરે છે......"

અલકાના હૈયાનો નિશ્વાસ દબાઈને જાણે રોકાઈ ગયો. તે બોલી : "કોને સાદ કરે છે?"

"માત્ર એક જ નામ...અલકા......"

અલકાના મનમાં થયું, આકાશ ભાંગીને એના મસ્તક પર પડ્યું

છે!...તેના નયનો સામેનું પ્રત્યક્ષ જગત જાણે અદૃશ્ય થઈને ક્યાંક મળી ગયું છે!

સુશીલાએ કહ્યું : "મને પ્રતિમાએ કહ્યું: આપ આવ્યા ત્યારથી સેવામાં બેસી ગયાં છો...હાથ–મો પણ ધોયાં નથી!"

એક નિશ્વાસ નાખીને અલકા બોલી : "આમની આ બેભાન સ્થિતિ જોઈને કશું યાદ નથી રહ્યું, બેન!"

સુશીલાએ કહ્યું : "ટાઈફોઈડ છે. અમે તો આવી માંદગી ઘણી જોઈ છે. પણ કોમ્પલીકેશન્સ એવાં નથી, એજ મોટી આશાની વાત છે!... ત્યારે આપ હવે ઉઠો...મને આઈસબેગ આપો!"

અલકાએ કહ્યું : "બરફ ઓગળી ગયો છે......"

સુશીલાએ કહ્યું : "બીજી એક આઈસબેગ છે...હું એમાં બરફ ભરી લાવું છું......"

બરફ ભરાયેલી આઈસબેગ આવી. અલકા ઊઠી નહિ......

આઠ ને પાંચ મિનિટે દાક્તર આવ્યા...સાથે બિહારીબાબુ. અલકાને જોઈને બિહારીબાબુ બોલ્યા : "આપ......"

અલકા બોલી : "બહેન નથી. ખબર મળ્યા એટલે જોવા આવી છું. ત્યાર પછી ઉઠી શકી નથી."

બિહારીબાબુ બોલ્યા : "રાત્રે અહીં રહેશો ?"

અલકાનું હૃદય થડકી ઊઠ્યું! તે બોલી : "એ વગર બીજો ઉપાય નથી! આવી હાલતમાં જઈ શકાશે નહિ! જઈને પણ નિશ્ચિંત રહેવાશે નહિ."

બિહારીબાબુએ આરામનો નિશ્વાસ મૂક્યો! કિનારા વગરના સાગરમાં જાણે અલકાએ કિનારાનો આભાસ બતાવ્યો! હજાર વાત હોય પણ સ્વજનનો પ્રાણ છે ને!

જોઈ તપાસીને દાક્તરે કહ્યું : " વ્યવસ્થા બરોબર છે. આથી વધુ ખરાબ થવાનો સંભવ નથી લાગતો. પછી તો ભાવિ! માણસથી જેટલું સાધ્ય હોય એટલું માણસ કરી શકે! ત્યાર પછી તો ભગવાનનો સંકેત...! "

દાક્તર વિદાય થયો. બારણા સુધી વળાવીને બિહારીબાબુ વિમલના ખંડમાં આવ્યા.

સુશીલાના હાથમાં આઈસબેગ હતી...ફિડીંગ કપમાં અલકા મુસંબીનો રસ ભરી રહી હતી.

વિમલે સાદ કર્યો : " અલકા..."

અસ્પષ્ટ દબાયેલો સ્વર!

એ સ્વર સુસ્પષ્ટ ભાવે અલકાના પ્રાણમાં ઝણુઝણ્યો. એ સ્વરમાં કેટલી વેદના, કેટલું અભિમાન, એ માત્ર અલકા જ સમજતી! એનો દેહ ઝણઝણવા માંડ્યો! અલકા વિમલના સામે આવી – વિમલના બંને નેત્રો મીંચાયેલા હતાં!

અલકા મૌન ઊભી રહી શકી નહિ!...આવ્યા પછી, આ એક જ પોકાર માટે કેટલી અધીર બની ગઈ હતી!

અલકા બોલી : " મને શોધો છો ? હું આવી છું...ક્યારની આવી છું."

સુશીલાએ કહ્યું : " કોને કહો છો ? અલકાદેવી! એમને કંઈ જ્ઞાન નથી! બેહોશી... જ્વરના નશામાં બોલે છે! "

અલકા નિઃશબ્દ ઊભી રહી. એ પગથી તે માથા સુધી ધ્રૂજી રહી હતી...જાણે કોઈએ સારાયે દેહમાં વિદ્યુતનો સંચાર કરી દીધો છે! પોતે શું કરી રહી છે, પોતાને શું કરવું પડશે, અલકાને તે કશું યાદ નહોતું!

સુશીલાએ કહ્યું : "ઊભું રહેવું નહિ ચાલે બહેનબા...મુસંબીનો રસ તો પાવો જ પડશે. પાવાનો સમય થઈ ગયો છે!"

અલકાને ચેતના આવી. ફિડીંગ કપ લાવીને અલકાએ વિમલના મુખ સામે ધર્યો.

બિહારીબાબુએ કહ્યું : "મને ખૂબ ચિંતા થતી હતી મા! કોની સાથે ચર્ચા કરવી! કોની સલાહ લેવી! શું કરવુ! દાક્તરને કહ્યું હતું: કોઈ અંગ્રેજ દાક્તરની જરૂર હોય તો બોલાવો. એમણે કહ્યું: એ આવીને શું કરશે? આમાં કશું કરવાનું નથી...માત્ર બેઠા બેઠા દરેક પળની સંભાળ રાખવાની છે. . ."

આ શબ્દોથી અલકાના નયન સામે કિનારા વગરનો સાગર જાગી ઉઠ્યો. . .જેનો પાર નથી...જેની સીમા નથી! એ સમુદ્રમાં માત્ર તરંગો ઉપર તરંગો પ્રબળ વેગથી ઉછળી રહ્યાં છે!

અલકાએ કશો ઉત્તર ન આપ્યો. શું આપે?

બિહારીબાબુએ કહ્યું : "શેઠને તાર કરું કે ન કરું...કશું સમજી શકતો નથી! શેઠ પાસે આમનું કેટલું મૂલ્ય છે, એ તો તું જાણે છે મા!"

શેઠની વાતથી આંખ સામે સાહેબી પોષાક પહેરેલી એ મૂર્તિ ખડી થઈ. . .રેસના મેદાનમાં વિમલ સાથે પોતે હતી ત્યારે તેમણે માત્ર બેચાર શબ્દો જ કહેલા! ત્યાર પછી ટ્રામમાં રજતની વાત પરથી અલકા બધું સમજી ગઈ હતી. શેઠ પાસે વિમલ એક મૂલ્યવાન સ્નેહધન સમાન છે!

અલકા લાકડા જેવી થઈને ઊભી રહી. ભયની છાયા સારાયે મન પર વ્યાપીને વધુ વિશાળ બની રહી હતી! પોતે જાણે અપરાધ કર્યો છે...અહીં તેનું આવવું...એ જાણે ટ્રેશપાસ! શેઠને ટેલીગ્રામ કરે ને એ જો આવે તો? આવીને અલકાને અહીં જુએ તો? એમ થાય તો તરત અલકાને વિદાય લેવી પડે!. . .આ પગારદાર સુશીલા

નર્સ, પ્રતિમા નર્સનું પણ આ સ્થળે પ્રયોજન છે, મૂલ્ય છે. . . પણ અલકા ? એ છે ટ્રેશપાસ. . .ટ્રેશપાસ. . . .ટ્રેશપાસ...સિવાય અન્ય કોઈ નહિ !

બિહારીબાબુને ઉત્તર ન મળ્યો. એમના મનની સમસ્યાની કોઈ મીમાંસા થઈ શકી નહિ. . . .

તે બોલ્યા : " સારું ત્યારે. . .મેં સાંભળ્યું છે, કે તું સાંજના આવી છે. . .રાતે અહીં રહેવા માટે સિધુને કહ્યું છે ? તારા ભોજન માટે. . . ? "

ગ્લાની અને સંકોચનો મોટો પહાડ તેના મન ઉપર આ સમયે પડ્યો હતો ! એક નિશ્વાસ નાખીને અલકા બોલી : " હું જમીશ નહિ. મને ભૂખ નથી...રુચિ પણ નથી. "

બિહારીએ કહ્યું : " એ કેવી વાત મા !. . .બાળક છો. . .ખૂબ ચિંતા થાય. . .થાય એવું છે, એ હું સમજું છું ! પણ એથી કંઈ ઉપવાસી રહેવાય ? રોગની સાથે અત્યારે બળપૂર્વક ઝુઝવાનું છે !. . . હું સિધુને કહું છું. . ."

અલકાએ કશો ઉત્તર ન આપ્યો. મન વચ્ચે અનેક પ્રકારની વાતો જાગૃત થતી અને વિલય પામતી...એક પછી એક...ઉતાવળી ગતિથી. એમાં બિહારીબાબુની નાની વાતને પ્રવેશ કરવાનો માર્ગ ન મળ્યો !

અલકાના ઉત્તરની રાહ ન જોતાં બિહારીબાબુ સિધુને ભલામણ કરવા બહાર ગયા.

નિસ્તબ્ધ ઘર......

વિમલ બોલ્યો : " અલકા..."

અલકા સ્થિર રહી શકી નહિ...વિમલનો હાથ સ્નેહપૂર્વક પોતાના હાથ વચ્ચે ધીમેથી દબાવીને બોલી : " હં...હું અલકા. કહો, શું કહો છો ?"

કોઈ ઉત્તર નહિ. . .

અલકાનું મન જાણે વ્યથાની ચક્કીમાં પીસાઈને ચૂર્ણ બની જશે: અલકા બોલી : " કહો, શું કહેવું છે, કહો. . ."

અલકાના સ્વરમાં અધીર ચાંચલ્ય ! એ ચાંચલ્યના વેગથી તેના બંને નયનોમાં આંસુની વરાળ છવાઈ ગઈ.

વિમલ નિસ્તબ્ધ. . . .માત્ર અતિ મૃદુ સ્વરે એકવાર નિશ્વાસ મૂકતાં બોલ્યો : "હં. . ."

ત્યારપછી ઘરમાં પાછી દારુણ નિઃશબ્દતા !. . .

બિહારીબાબુએ ઘરમાં આવી એ નીરવતાનો ભંગ કર્યો: કહ્યું : " મારી વાત સાંભળવી પડશે મા ! હું વૃદ્ધ છું. . .બાપ સમાન. . .તું તો મારી દીકરી છે ! સિધુને કહી દીધું છે. . .સિધુ બધી વ્યવસ્થા કરશે. . .ગમે તે હોય પણ જમી લેવું જોઈએ. કહે જમીશને ? કહે બેટા, નહિ તો હું નિશ્ચિંત મનથી મારા ઘેર જઈ શકીશ નહિ. જમી લઈશ ને ?"

કંપિત ઉદાસ સ્વરે અલકા બોલી : " હા. . ."

" સારું. . ." ત્યારપછી ઘડિયાલ સામે જોઈને બિહારીબાબુ બોલ્યા : " સવાનવ ! હું જઉશ મા. તમે બંને બેનો રહેજો. . .હા, કાલ સવારે ટેલીફોન ઓફિસેથી કંપનીના માણસો આવીને અહીં ટેલીફોન ગોઠવી જશે. એથી ઘણી સગવડ થશે. કોઈ પ્રકારના નવા ઉપસર્ગ જણાય તો ડાક્તરને તરત કહી શકાય. . .અથવા ઓફિસે મને જણાવી શકાય. . ."

બીજી બેચાર આશાભરી વાતો કરીને બિહારીબાબુ વિદાય થયા.

સુશીલાએ કહ્યું : " હવે ટેમ્પરેચર જોવું જોઈએ: "

અલકાએ કહ્યું : " હું તપાસું છું. તમે બેસો. "

સુશીલાએ કહ્યું : " સામેના ખાનામાં થર્મોમિટર પડ્યું છે. . ."

થર્મોમિટર લઈને અલકાએ જ્વર માપ્યો. . .જોઈને ધ્રૂજી ઉઠી.

સુશીલાએ પૂછ્યું : " કેટલું ટેમ્પરેચર છે?

અલકાએ કહ્યું : " એકસો ત્રણ, પોઈન્ટ છ. "

સુશીલાએ કહ્યું : " આ વખતે આટલો જ તાવ હોય. રાતના બાર વાગે એકસો ચાર પોઈન્ટ છ થશે. . ."

આથી પણ વધારે તાવ! ભયથી અલકાની આંખો પહોળી થઈ ગઈ!

સુશીલાએ કહ્યું : " ચાર્ટમાં લખી લો. હવે તો છેક પાછલી રાતે તાવ ધીમો પડશે!"

આ શબ્દો અલકાના કાન પર ગયા નહિ. . .ચાર્ટમાં ટેમ્પરેચર લખીને તે ચાર્ટ જોવા લાગી.

સુશીલાએ કહ્યું : " હવે એક કામ કરવું પડશે. . ."

" શું ? "

પોતાના કંઠ સ્વરથી પોતે જ વિસ્મિત બની!

સુશીલાએ કહ્યું : " દયા કરીને આપ હવે બાથરૂમમાં જાઓ. રાતે જાગવું હોય તો વ્યવસ્થિત થવાની જરૂર છે. જોઉં છું . .ભયંકર fatigue. . .હું એકલી છું. . .બે માણસની સેવા કરવાની શક્તિ મારામાં નથી, એ હું અગાઉથી કહી રાખું છું!"

આવો સ્નેહ ભર્યો મધુર આગ્રહ અલકા ઠેલી શકી નહિ. . .તે બાથરૂમમાં ગઈ.

હાથ મોં ધોયા પણ સાડીનો પ્રશ્ન ઊભો થયો. પોતે સાડી લઈને તો આવી નહોતી. . .

અલકાએ સિધુને બોલાવ્યો...

અલકા પ્રત્યે સિધુને ઘણી મમતા જાગી હતી: કશું બોલ્યા વગર તે આવી અને કશું બોલ્યા વગર વિમલની સેવામાં પોતાનું સમર્પણ કર્યું! પહેલાં અલકાને આવતી જોઈને મનમાં કંઈક કાળી છાયા છવાતી, પણ આજ અલકાના આગમન પછી એ છાયા દૂર થઈ ગઈ અને એના સ્થાને સિધુના મનમાં પ્રકાશના તરંગો ઉભરાયા!

બાથરૂમની બહાર ઉભા રહીને સિધુએ આદરપૂર્વક કહ્યું : " શું કહો છો બહેનબા...?"

કોઈએ એને બહેનબા કહેતાં શિખવ્યું નહોતું...છતાં પણ બહેનબા કહ્યા વગર સિધુ પોતાનો મનોભાવ પ્રગટ કરી શકે તેમ નહોતો! તેથી જ તેનું મન બોલી ઊઠયું: બહેનબા!

બાથરૂમમાંથી અલકા બોલી: " તારા ભાઈની ગમે તેવી એકાદ ધોતી આપતો. મારી સાડી પલળી ગઈ છે..."

સિધુ જાણે કૃતાર્થ થયો! તે બોલ્યો: " ગમે તે ધોતી શા માટે, બેનબા? ભાઈ સાહેબના ઘણાં ધોતિયાં છે...હું સરસ લાવી આપુ છું."

સિધુ ધોતી લેવા ગયો.

અલકા ચુપ થઈને ઊભી રહી. તેના મનમાં એક દિવસનો પ્રસંગ યાદ આવ્યો...સાડી ભીંજાઈ ગઈ હતી...એ ભીની સાડી પહેરીને જ પોતાને ઘેર જવું પડયું હતું! વિમલે કહેલું: મારી એકાદ ધોતી...એના ઉત્તરમાં અલકા બોલી હતી: ભીની સાડીથી માર્ગમાં જે શરમ લાગશે...તે કરતાં ધોતી પહેરીને જતાં શરમ વધી પડશે...

એક નિશ્વાસને તે રોકી શકી નહિ! મન બોલ્યું: તમારી એ ઇચ્છા આજ પૂરી થઈ...તમારી જ ધોતી છેવટે અલકાને પહેરવી પડે છે! પણ તમે તો આંખે જોઈ શકશો નહિ....

## ૨૫

ત્રણ ચાર દિવસ પછીની વાત.

બે વાગ્યા હતા. પ્રતિમાની પુત્રીની તબિયત નરમ હતી... જ્વર. અહીં જરા વ્યવસ્થિત કરીને બે કલાકની રજા લઈ પ્રતિમા પોતાની પુત્રીને જોવા માટે ઘેર ગઈ હતી.

અલકા મૌન ભાવે બેઠી છે... પુતળા માફક નિષ્પંદ... વિમલના માથા પર આઈસબેગ રાખીને...

સિંધુએ આવીને સાદ કર્યો: "બહેન બા..."

અલકા સિંધુ સામે જોઈ રહી.

સિંધુએ કહ્યું: "બે વાગ્યા... ક્યારે જમશો ?"

અલકાએ કહ્યું: "પ્રતિમા બહેનને આવવા દે."

સિંધુએ કહ્યું: "એને અત્યારમાં શા માટે જવા દીધાં! આપ જમીને એને રજા ન આપી શકત ?"

અલકા બોલી: "તું શું કહે છે સિંધુ ? સાત વરસની છોકરીને તાવ આવ્યો છે... એને એકલી મૂકીને આવેલ માનું મન કેટલું અસ્થિર બને, એ વિચાર કરી જોતો !"

સિધુએ કહ્યું : " પુત્રીને તાવ આવ્યો હતો તો શા માટે આવવું જોઇએ ? ગમે તેને બદલામા મોકલી શકત ! એને ખબર છે: આપ છો, . . . જરા કહેશો એટલે રજા મળી જશે . . . રોજના પૈસામાં વાંધો નહિ આવે ! ચાકરી કરવા જતાં આટલી માયા ન પોષાય, બહેન બા."

આ શબ્દોથી અલકાના દેહમનમાં એક ધ્રુજારી છૂટી . . .

તે જાણતી હતી: કેટલા દુઃખ સાથે માણસને છોડી, સ્નેહ – પ્રીતિ – મમતાના બંધનો અળગાં કરી કેવળ પૈસા ખાતર બહાર નિકળવું પડે છે ! અલકા પણ નોકરી કરે છે . . . પારકી નોકરી ! આ સ્થળે કેટલાક દિવસોથી મમતાના બંધનમાં પોતાની જાતને બાંધી રાખી નોકરીની વાત તે ભૂલી ગઇ છે ! જેની નોકરી કરે છે, તેને ત્યાં આટલા માટે કોણ જાણે કેટલીય અગવડતાઓ ઊભી થઇ હશે...

નોકરીની વાત ભૂલીને શા માટે બેસી રહી છે અલકા ? ચિઠ્ઠી લખીને ખબર તો આપવા હતા....રજાની માગણી કરવી આવશ્યક હતી. આ પ્રતિમા ગઇ: વિનંતિપૂર્વક રજા માગીને તે ગઇ છે ! અને અલકા ? અલકા ચંચળ બની ગઇ. તે બોલી : " એક કામ કરી શકીસ સિધુ ? "

" કહો . . ."

" મારું ઘર તો તેં જોયુ છે . . ચિઠ્ઠી લઇ ને તું ગયો હતો ને . . . આ રસ્તા પર બાર નંબરનું મકાન ? "

" હું જાણું છું."

અલકાએ કહ્યું : " ત્યારે તું જો એકવાર ત્યાં જાય તો સારું... મારો માણસ ત્યાં છે, કાલુ. . .એને એકવાર બોલાવી દે ને ! "

સિધુએ કહ્યું : " હમણા જ જઉં ? આપ એકલાં રહેશો ? "

વિમલ સામે નજર કરીને અલકા બોલી : " એમાં કેટલીવાર લાગશે ! તે સિવાય તારા શેઠ તો અત્યારે સુતા છે. . ."

સિધુ અલકાના ઘેર ગયો...

અહીં નિર્જન ઘર...અહીં બીજું કોઈ નહોતું..વિમલ અને અલકા !

અલકાના મન પ્રાંગણમાં અનેક ચિંતાઓ ગિરદી કરવા માંડી... આ બધી ચિંતાઓ અન્ય લોકો હોવાથી મન પાસે આવી શકી નહોતી !

અલકાનું મન કહેતુંઃ તમે આ અસુખ શા માટે કર્યું, તે હું જાણું છું!...પણ ઉપાય શો ?...હું દૂર દૂર રહેવા ઇચ્છતી હતી... તમને એથી શા માટે દુઃખ થાય છે ? હું જાણું છુંઃ તમને દુઃખ થાય છે.. શું મને નથી થતું ? હું સમજું છું...તમે કેમ સમજતા નથી ! જાહેર રસ્તા પર આટલી ગિરદીમાં આપણે પડખો પડખ ઊભા રહી શકીશું નહિ...ઊભા રહેવા જેવી જગ્યા આપણને મળશે નહિ...

તેના બંને નયનો આંસુની વરાળથી ઘેરાં બન્યાં...

અલકા મનમાં ને મનમાં બોલવા લાગી : તે દિવસે તમારી સાથે મળવાનું શા માટે બન્યું હતું! આવાં મિલન માણસ માણસ વચ્ચે કેટલાં બને છે!..પણ કોણે ધાર્યું હતું કે આ મિલન આટલું વેદના ભર્યું બનશે ! દૂર દૂર રહેવાનો જેટલો પ્રયત્ન કરું છું...તેટલા જ પ્રયત્નથી કોઈ મને પકડીને જાણે તમારી પાસે ધકેલી રહ્યું છે.

...તું બોલ, તને ગમતું નથીઃ સ્ત્રી થઈને જીવન યુદ્ધમાં ઝંપલાવવું ! એના કરતાં...

...પણ કેવી રીતે તમે સમજોઃ જીવન સંગ્રામના લલકારથી આજ સ્ત્રીઓને ઘરમાંથી નિરુપાય બનીને બહાર નીકળવું પડે છે! આ જીવન સંગ્રામથી એનું ઘરતો સાવ ધરાશાયી થઈ ગયું છે... સંકટો વચ્ચે ઘેરાયું છે...સ્ત્રીનું ઘર આજે પહેલાની માફક નિરાપદ કુંજ જેવું નથી રહ્યું ! તે સમયે માણસ જે ઉપાદાનોથી ઘર બાંધતો, આજે એ ઉપાદાનોથી ઘરને જાળવી રાખવું ઘણું કઠિન છે !

તે સિવાય...

એકાએક ચિંતાના પ્રવાહમાં વિઘ્ન પડ્યું... અલકાનો હાથ પકડાયો....

ચમકીને અલકાએ જોયું: વિમલે મજબૂત રીતે તેના હાથને પકડ્યો છે. વિમલના નયનો ખુલ્લાં થયાં...એ આંખોની કરુણ દ્રષ્ટિ અલકા સામે સ્થિર હતી.....

એ ઝાંખી દ્રષ્ટિમાં કેટલી વિનંતી ભરી હતી... અલકા તે બરાબર જોઈ શકી!

અલકાએ કહ્યું : "કંઈ કહેવું છે?"

વિમલે કશું કહ્યું નહિ...તેના બંને નયન કિનારે બે અશ્રુ બિન્દુ આવ્યાં!

છેડાવતી આંસુ લૂછીને અલકા બોલી : "શું જુઓ છો?"

વિમલે કહ્યું : "હજી પણ રોષ છે?"

ધ્રૂજતો દબાયેલો કંઠસ્વર!

અલકાનું હ્રદય આંસુના તોફાનથી વિક્ષુબ્ધ થઈ ગયું.

ઘડિયાલમાં ત્રણના ટકોરા થયા.

અલકા બોલી: "આપને નાળિયેરનું પાણી પાવાનું છે... હું નાળિયેરનું પાણી લાવું?"

ધીરે ધીરે વિમલના હાથનું બંધન ખોલીને અલકા નાળિયેરનું પાણી તૈયાર કરવા ગઈ.

નાળિયેરનું પાણી પાઈને અલકાએ ચાર્ટમાં લખ્યું...

ટેલીફોનની ઘંટડી રણકી.

રિસિવર હાથમાં લઈને અલકા બોલી: "યસ..."

સામેથી અવાજ આવ્યો: "હું પ્રતિમા..."

"બોલો..."

"અત્યારે તાવ કેટલો છે?"

"એકસો એક...છોકરીને કેમ છે?"

"એકસો ત્રણ તાવ છે. બે ત્રણ વાર ઊલટી થઈ છે. દાક્તરને સમાચાર મોકલ્યા છે. ઈન્ફ્લુએન્ઝા. દાકતર આવીને જોઈ જશે એટલે હું આવીશ બહેન. સાવ નિરુપાય છું!"

અલકાએ કહ્યું : "ગભરાવાની જરૂર નથી!.. હું આપને કહું છું: પુત્રીને છોડીને આવશો નહિ. હું હવે સઘળી વ્યવસ્થા જાણું છું...."

"સારું...ત્યારે ધન્યવાદ. જોઉં છું, ગમે તેમ કરીને એકવાર આજે આવી જઈશ."

રિસિવર છોડીને અલકા વિમલ પાસે આવી.

વિમલની આંખો ખુલ્લી હતી...

અલકાને જરા શાંતિ મળી! આવી રીતે કેટલાય દિવસથી જોયા નહોતા!

સ્નેહ–મમતાથી અલકાનું હૃદય ઉલ્લાસથી ભરાઈ ગયું: અલકા બોલી : "શું જોઈએ છે?"

વિમલે કહ્યું : "પાસે આવીને બેસ..."

દબાયેલો મૃદુસ્વર!

અલકા પાસે આવીને બેઠી. અલકાના ખોળામાં વિમલે પોતાના બંને થાકેલા હાથ મૂક્યા......

વિમલે કહ્યું : "સાચે અલકા છો?"

મૃદુ હસીને અલકા બોલી : "હા, હું અલકા છું! છાયા નથી... સ્વપ્ન નથી!"

વિમલ મૌન રહીને ઘણીવાર સુધી અલકા સામે જોઈ રહ્યો...

અલકાની નજર પણ વિમલના વદન પર સ્થપાયેલી હતી–સ્થિર અપલક દૃષ્ટિ!

વિમલે કહ્યું : "ચાલી જશે નહિ ને?"

અલકાના હૈયામાં તરંગોનું ડોલન! આંસુની વરાળ કંઠમાં આવીને જામી ગઈ. ગળગળા સ્વરે અલકા બોલી : "ના..."

"મારી પાસે રહીશ?"

"હા, રહીશ."

એક નિશ્વાસને વિમલ રોકી શક્યો નહિ. અલકાના હૈયામાં ઢગલા બંધ નિશ્વાસ... એ નિશ્વાસ એણે ઘણા પ્રયત્ને દબાવી રાખ્યા!

ત્યારપછી બીજી કોઈ વાત નહિ! અલકાનો હાથ વિમલના હાથમાં...હારેલા અસહાય માફક વિમલે જાણે અલકાને પ્રાણપણે પકડી રાખી છે...સુદૃઢ બંધન! આ બંધન તોડીને અલકા ચાલી જાય, અલકામાં એ શક્તિ નથી, સામર્થ્ય નથી! મુક્તિનો પણ જાણે કોઈ આશા નથી...સંભાવના નથી!

વિમલની થાકેલી દૃષ્ટિ નીચી ઢળી.. .ત્યારપછી નિદ્રા...વિરામ દેનારી સ્વપ્ન ભરી મધુર નિદ્રા...

અલકા લાકડા જેવી બનીને બેઠી છે...તેના હૈયા પર ઢગલાબંધ વાદળદળો આવી વસ્યાં...

બાજૂના મકાનમાં એકાએક કોઈને સંગીતનો નશો લાગ્યો... તે ગાવા માંડ્યો :—

આમ છાડા ઐ રાંગા માટીર પથ
આમાર મન ભૂલાયરે!
કાર પાને મન હાત બાડિયે
લુટીયે જાય ધૂલાય રે!...

૨૬

બીજા પાંચ દિવસ પસાર થઈ ગયા.

વિમલનો તાવ હવે વધવા તરફ નહોતો. બે દિવસથી એનો વેગ ધીરો હતો. અર્થાત ૧૦૨ થી વધતો નહોતો અને ૧૦૧ થી ઘટતો નહોતો. ઘણા ઉપસર્ગો પણ નહોતા...માત્ર વખતે વખતે તંદ્રા જેવા ભાવ જણાતા. વચ્ચે વચ્ચે એ ભાવ દૂર થઈને સ્વાસ્થ્યની ચમક પણ દેખાતી !

ડાક્તરે કહ્યું : " ટાઈફોઈડ નથી..."

બિહારીબાબુએ કહ્યું : " અલકાનું તપ છે ને...!"

સુશીલાએ કહ્યું : " સાચે,...ભય થતો હતો ! પણ અલકા બહેને આવીને જાણે જાદુમંત્ર કર્યાં...!"

અલકા સ્થિર થઈને બધી વાત સાંભળતી ! એના હૃદય વચ્ચે જે થતું, એ પોતે જ જાણતી! અને જાણીને નિરુપાયતાનો નિશ્વાસ નાખી આંખ સામે માત્ર ધૂમાડાના ગોટા જોતી !

કાળુ રોજ આવીને સમાચાર આપી જતો: ફિલ્મ કંપનીનો માલિક વારંવાર આવીને ચાલ્યો જાય છે. એણે કહ્યું છે: કંપનીને નુકશાનનો પાર નથી! અલકાએ એને જવાબ આપ્યો: એ લોકો આવે તો કહેજે: પોતાના અંગત માણસની તબિયત નરમ હોય ત્યારે સ્થિર મનથી કોઈપણ કાર્ય કરી શકાય નહિ! તેમાંય ફિલ્મનું કામ...

સંધ્યા વખતે વિમલ કંઈક વધુ સ્વસ્થ જણાયો.

વિમલના મસ્તક પાસે અલકા બેઠી હતી...અત્યારે માથા પર આઇસબેગ રાખવાની જરૂર નહોતી; તોય મસ્તક પાસેનું આસન અલકા માટે કાયમી બનેલું હતું. તે જરા દૂર બેઠી હતી; પણ વિમલે વિરોધ કર્યો: "ના, દૂર નહિ! તું મારી પાસે બેસ. નહિતો ફરી પાછી મારી તબિયત બગડશે!"

બંને વચ્ચે આજે વાતો થઈ.

અલકાએ કહ્યું: "હવે કશો ભય નથી! દાક્તરે આજે કહ્યું છે: ધીરે ધીરે આપ સાજા થઈ જશો..."

કશો ઉત્તર ન આપતાં વિમલ કરુણ નજરે અલકા સામે જોઈ રહ્યો.

અલકાએ કહ્યું: "હવે મને રજા આપો. સાચે પારકી નોકરી કરું છું. એ લોકોની આંખ લાલ બને છે!"

વિમલે કહ્યું: "દાસખત લખી આપ્યું છે?"

મૃદુ હસીને અલકા બોલી: "એક રીતે તો એવું જ ને! હિસાબ કરીને પૈસા આપે છે, કામ ન લ્યે?"

વિમલે કહ્યું: "એ લોકો કેટલા રૂપિયા આપે છે?"

અલકાએ કહ્યું: "ઘણા રૂપિયા! મેં આશા ન રાખી હોય, એટલા રૂપિયા?"

વિમલે કહ્યું: "એ રૂપિયા હું આપીશ, એ લોકોને પાછા મોકલી દે."

અલકાએ કહ્યું : " એવું તે બને ?"

" કેમ ન બને ?"

" ત્યાર પછી ? "

" સિનેમાનું કામ તારે કરવાનું નહિ!"

" તો પછી શું કરું ? "

વિમલે કહ્યું : " સ્ત્રીઓ જે કરે છે તે...લગ્ન કરીને ગૃહસંસાર."

આવેલો નિશ્વાસ બળપૂર્વક રોકીને ધીમેથી અલકા બોલી: " ભલે, લગ્નની વ્યવસ્થા થશે ત્યારે કરી લઈશ. પરંતુ જ્યાં સુધી વ્યવસ્થા ન થાય, ત્યાં સુધી તો દિવસો ચલાવવા જોઈએને!"

વિમલે કહ્યું : " દિવસો ચલાવવા માટે માણસને ઘણા પૈસાની જરૂર નથી પડતી."

અલકાએ કહ્યું : " સહુને જરૂર નહોય, મને છે! મેં તો કહ્યું છે, શા માટે જરૂર હોય!"

વિમલે કશો ઉત્તર ન આપ્યો – અપલક નજરે અલકા સામે જોઈ રહ્યો.

ઘણીવાર સુધી...

ત્યાર પછી એક નિશ્વાસ નાખીને વિમલે અન્ય દિશાએ જોયું.

અલકા વિમલ સામે જોઈ રહી હતી...બોલી : " એકાએક ઊંડો નિશ્વાસ નાખ્યો! મનમાં કઈ વ્યથા જાગી ?"

આ પ્રશ્નનો પણ વિમલે ઉત્તર ન આપ્યો...અલકા સામે જોઈ રહ્યો...શૂન્ય ઉદાસ નજરે!

અલકા બોલી : " માનસિક ચિંતા જાગીને ?...ના, ના...માનસિક ચિંતા નકરો...નહિતો તાવ વધશે!"

વિમલે કહ્યું : " હું એજ ઈચ્છુ છું..."

" શું ઈચ્છો છો ? "

વિમલે કહ્યું : "મને ખૂબ તાવ આવે...એકસો ત્રણ, ચાર, પાંચ, છ..."

અલકા બોલી : "આવું શા માટે ઇચ્છો છો?"

વિમલે કહ્યું : "એમ થાય તો નિશ્ચિંત મનથી તું નોકરી કરવા જઈ શકે–રોકવાની શક્તિ મારામાં ન રહે!"

એક નાનો નિશ્વાસ અલકા રોકી શકી નહિ! ઝાંખા છતાં મૃદુહાસ્ય સાથે તે બોલી : "મને ત્યારે બરોબર ઓળખી શક્યા છો!...વાહ!...પણ નહિ, સાચે, મને શા માટે આ પ્રમાણે બંધનમાં રાખવા ચાહો છો, કહો તો? એમાં આપને શો લાભ?"

વિમલે કોઈ ઉત્તર ન આપ્યો...ઉદાસ નજરે અલકા સામે જોઈ રહ્યો...

અલકાએ વિમલની ઉદાસ દ્રષ્ટિ જોઈને કહ્યું: "સાચે, મને આપ મુક્તિ આપો...આમ બંધનમાં ન રાખો. આ બંધનથી મને કેટલીય વ્યથા થાય છે...આપને પણ વ્યથા થશે!...મારી ચિંતા છોડી દો. મારા ભાવિ માટે આપ જેટલું વિચારો છો, હું ખરેખર કહું છું કે એથી સોમા ભાગનું પણ મારી જાત માટે વિચારતી નથી...વિચારતી નથી એનું કારણ: વિચારીને કોઈ ઠેકાણે મને કિનારો મળવાનો નથી!...પરંતુ આપ કયા દુઃખે આટલું વિચારો છો, કહો તો! પૃથ્વીમાં સહુના દિવસો શું આનંદ અને સુખમાં જતા હશે?...મારા જીવનમાં પ્રથમથી જ અંધકાર ઉતર્યો છે...આપ જેવા પાંચ માણસોએ દયા કરીને એ અંધકારમાં જે કંઈ સ્નેહકિરણો વરસાવ્યાં છે, એ કિરણો જ મારા માટે સદાના સૂર્ય પ્રકાશ જેવાં રહેશે...તેમાં જ મારું મન પ્રકાશ મેળવીને ધન્ય બન્યું છે!"

એક સાથે આટલું બધું બોલવાથી અલકા જાણે હાંફી રહી હતી! તે મૌન રહી.

વિમલ અલકા સામે જોઈ રહ્યો. અલકાની દ્રષ્ટિ વિમલના ચહેરા પરથી પાછી ફરવા ચાહતી નહોતી !

વિમલના કપાળે પરસેવો છૂટયો...ટુવાલથી અલકાએ પ્રસ્વેદ બિંદુઓ લૂછી નાખ્યાં. અલકાનો એક હાથ પોતાના હાથમાં લઈને આવેગભર્યા સ્વરે વિમલ બોલ્યો : " શું હું તારા માટે કશું ન કરી શકું અલકા ? કોઈપણ ઉપકાર ?"

અલકાનું હૃદય ધડકી ઊઠયું ! ધ્રૂજતા સ્વરે તે બોલી : " આપે મારું ઘણું કર્યું છે...ભગવાને મારું જે અનિષ્ટ કર્યું છે...બીજા અનિષ્ટ કરવાનો ભગવાનના મનમાં સંકલ્પ હોય, સાચું કહું છું, આપના ઉપરકારથી એ અનિષ્ટના ચિહ્ન પણ મારા દેહ–મનમાં નથી ! આપના એ ઉપકારના ફળથી ભગવાનને બીજાં અનિષ્ટ કરવાના સંકલ્પનો હવે ત્યાગ કરવો પડશે !"

વાતના છેલ્લા શબ્દો વખતે અશ્રુનો એક સમુહ હૃદયમાંથી ઉછળીને અલકાની આંખ પાછળ આવ્યો...

એ સમયે પ્રતિમાએ ઘરમાં પ્રવેશ કર્યો...

પ્રતિમાને જોઈ ને વિમલના હસ્તબંધનમાંથી અલકાએ પોતાનો હાથ મુકત કર્યો...

પ્રતિમાએ કહ્યું : " બે વાગ્યાઃ હવે સ્પંજ કરવું પડશે. દાક્તર કહી ગયા છે, સ્પંજીગ કર્યા પછી રાતના તાવ ઓછો થાય છે કે નહિ, એ જોવું છે."

અલકાએ કહ્યું : " પાણી ગરમ થયું છે ?"

પ્રતિમાએ કહ્યું : " સિધુ ગરમ પાણીની કીટલી લાવે છે. નાનું ટબ અહીં છે."

અલકાએ કહ્યું : " ત્યારે હું ટોઈલેટ લાવું...?"

અલકા ઊઠી.

સ્પંજીગનું આયોજન સંપૂર્ણ થયા પછી, અલકા બાજૂના ખંડમાં ગઈ.

કાળુ આવ્યો હતો. સિધુ પાસે બેઠો હતો.

કાળુને જોઈને અલકાએ પ્રશ્ન કર્યો : "કેમ કાળુ ! ખાસ કંઈ ખબર છે ?"

કાળુએ કહ્યું : "જી હા. ફિલમવાળા ત્રિદિવ બાબુ આવ્યા હતા... તેની સાથે કોક મારવાડી બજરંગી બાબુ હતા !"

બજરંગી બાબુ ફિલમ કંપનીના માલિક.

અલકાએ કહ્યું : "એ લોકોએ શું કહ્યું ?"

"એકવાર આપને મળવા ચાહે છે...અહીં આવ્યા છે...બહાર ઊભા છે."

એક નિશ્વાસ નાખીને અલકાએ ચારે દિશાએ જોયું. ત્યાર પછી કહ્યું : "આ ઓરડામાં બોલાવી લાવ."

કાળુ બોલાવવા ગયો...અલકા મૌન થઈને ઊભી રહી...

સિધુએ પૂછ્યું : "કોણ છે બહેન બા ?"

અલકાએ કહ્યું : "જેને ત્યાં હું નોકરી કરું છું, તે."

સિધુએ કહ્યું : "આપ નોકરી કરો છો ? કયા દુ:ખે આપ નોકરી કરો છો બેનબા ?"

મૃદુહાસ્ય સહ અલકા બોલી : "તું જે દુ:ખે નોકરી કરે છે– સિધુ, મારે પણ લગભગ એવા જ દુ:ખે નોકરી કરવી પડે છે !"

સિધુ જાણે આશ્ચર્યમાં પડી ગયો ! આવાં બહેન બા...આવો પોષાક...આવું મન...બહેનબા નોકરી કરે ! સિધુએ પ્રશ્ન કર્યો : "ભાઈ સાહેબને ખબર છે ?"

"હાજ તો !"

"જાણવા છતાં ભાઈ તમને નોકરી કરવા દે છે ?"

હળવો નિશ્વાસ નાખીને અલકા બોલી : "ભાઈ સાહેબ શું કરે, કહે ?"

સિધુએ કહ્યું : "શું કરે, એ હું જાણતો નથી, પણ નોકરી શા માટે નથી છોડાવી, એનો જ મને વિચાર થાય છે!"

મૃદુ હસીને અલકા બોલી : "માણસ બધું આપી શકે સિધુ, ભાગ્ય ન આપી શકે !"

કાળુની સાથે બજરંગી બાબુ અને ત્રિદિવ ભટ્ટાચાર્ય આવ્યા.

અલકાએ કહ્યું : "આવો...નમસ્કાર !"

બંનેએ કહ્યું : "નમસ્કાર!"

અલકા બોલી : "ઠપકો દેવા આવ્યા છો?"

બજરંગીએ કહ્યું : "અમારો તો સત્યાનાશ થવા બેઠો છે... અલકાદેવી ! પારકો સ્ટુડિયો ભાડે લઈને કામ કરવાનું...બેઠાં બેઠાં ભાડું ચૂકવીએ છીએ...ઘણું નુકશાન થઈ રહ્યું છે..."

અલકાએ કહ્યું : "મારે આવવાનો કોઈ ઉપાય નથી બજરંગી બાબુ...થોડા દિવસો સુધી બીજા સીનના કામ પૂરાં કરી લ્યોને..."

ત્રિદિવે કહ્યું : "એ ન બને. એનું કારણ, આ શેટ પૂરો થયા વગર એ લોકોનો ફ્લોર કલીયર થાય નહિ. ફ્લોર કલીયર ન થાય તો પછી ત્યાં બીજો શેટ લઈ કેવી રીતે શકાય?"

અલકાએ ધીરજથી વાત સાંભળી...આ વાતની પાછળ દાસત્વ ઉપર જે હળવો ઈશારો હતો, તે કાંટાની માફક ખૂંચ્યો ! જરા નેત્ર સંકુચિત કરીને અલકા બોલી: "જો હું પોતે બિમાર પડી ગઈ હોત તો?"

બજરંગી બાબુએ ઉત્તર આપ્યો : "એ જૂદી વાત છે અલકાદેવી. એમ હોત તો કોઈ પ્રશ્ન રહેત નહિ ! પરંતુ..."

અલકાએ મૃદુ નિશ્વાસ નાખ્યો: આવી વાતો સામે મોઢેથી કશું બોલી શકી નહિ.

ત્રિદિવ ભટ્ટાચાર્યે કહ્યું : "મિત્રની નરમ તબિયતના કારણે કંપની નુકશાન ન સહી શકે, અલકાદેવી..."

આટલું કહીને ત્રિદિવ જરા હસ્યો. અલકાની આંખના ખૂણે વિરક્તિની એક ચિનગારી ચમકી! જોઈને ત્રિદિવે પોતાના અધર પર હાસ્યની મૃદુ રેખા દોરી! એ હાસ્યનો અર્થ હતોઃ આવી ચિનગારીથી મને ન બાળો. દેવી...હું તો તમારા પક્ષમાં છું! કંપનીનો ઠપકો અને સંશય મેં જ આજસુધી નિવાર્યો છે! પણ સમજો છો ને, પાઉન્ડ–શિલિંગ–પેન્સને આ જાતિ પરમેશ્વર માનીને ચાલે છે!

અલકાને આ અસહ્ય જણાયું! બજરંગી સામે જોઈને અલકા બોલી : "ત્યારે શું થાય કહો ? જો વધુ બે દિવસની રજા માગું તો શું મંજૂર નહિ થાય?"

બજરંગીએ કહ્યું : "એ વાત નથી અલકાદેવી. ઘણા દિવસોથી આપ આવ્યાં નથી...આપને ઘેર આવ્યો ત્યારે પણ આપ મળી શક્યા નથી...કશા સમાચાર પણ આપના તરફથી ન મોકલ્યાં! ત્યાં સ્ટુડિયોવાળા ઉતાવળ કરે છે...અગાઉથી ભાડું એ લોકોએ લઈ લીધું છે! કામ તો તમે સમજી શકો છો, ન થાય તો અમારું શું થશે, કહો? કલાકારોની અગવડતાઓ જોવા માટે હું નારાજ નથી!"

છેલ્લા શબ્દો બોલતી વખતે બજરંગીએ પોતાની અસહાયતાનો અભિનય કર્યો.

અલકા બોલી : "તો પછી આપ શું ઇચ્છો છો? અર્થાત હમણા જ મારે નોકરી પર જવાનું છે?...કહો...ખરેખર, હું સમજી શકતી નથી. દાસખત લખી આપ્યું છે...એટલે મારું પોતાનું મન, કે મનમાં ઉદ્વેગ–ચિંતા, માયા–મમતા કશું ટકી શકે નહિ!"

અલકાના શબ્દો ત્રિદિવના મનમાં ભાલાની અણી માફક આરપાર ભોંકાયા!

ત્રિદિવે કહ્યું: "વિમલ બાબુ કંઈ આપના સ્વજન તો છે નહિ...તે સિવાય પહોચતા પામતા માણસ છે...પરિચર્યા માટે બે નર્સ રાખી છે!"

આ શબ્દો સાંભળીને અલકાનું મન ત્રિદિવના શ્લેષને પીસી નાખવા માટે વિદ્રોહી બની ગયું. ત્રિદિવને પ્રચંડ આઘાત દેવા ખાતર અલકાના મને શસ્ત્રો ધારણ કર્યાં! પણ એક જ પળમાં અલકા સઘળું પી ગઈ. માત્ર કઠોર દ્રષ્ટિએ ત્રિદિવ સામે જોયું! એ નજરમાં જાણે અસંખ્ય પ્રાણ વેધક તીર હતાં...

ત્રિદિવ ઝાંખો પડી ગયો. બોલ્યો: "મારું કહેવાનું એમ છે કે, કાલ એક વાગે જો આપ કહો તો...એટલે વિમલબાબુ કંઈક સ્વસ્થ હોય તો...ત્રણ ચાર કલાક માટે...તો પછી આપના માટે અહીં જ ગાડી મોકલીને લઈ જઈએ. અને સીન પૂરો કરી લેવાય...એટલે, Just a favour..."

અલકાએ કહ્યું: "Favour નહિ ત્રિદિવબાબુ...જ્યાં શેઠ નોકરનો સંબંધ હોય...ત્યાં નોકર favour કરી શકે? હું આર્વાશ-મારે આવવું જ જોઈએ!...સારું. કાલે આપની ઇચ્છા હોય ત્યારે ગાડી મોકલજો. અહીં નહિ. મારા ઘેર મોકલજો. ક્યારે ગાડી મોકલશો? એટલું કૃપા કરીને કહેતા જાઓ."

ત્રિદિવે એક નિશ્વાસ નાખ્યો. નિશ્વાસ નાખીને બોલ્યો: "એટલે, આપ રોષ ન કરશો. હું સમજું છું, અત્યારે આપના મનમાં ઘણો ઉદ્વેગ અને ચંચલતા છે...આવા મનથી કામ કરી શકાય નહિ... તેમાય ફિલમનું કામ!..."

બજરંગીએ વચ્ચે જ કહ્યું: "ત્યારે કાલ સવારે દસ વાગે ગાડી મોકલું તો?"

અલકા બોલી: "સારું. મારા ઘેર મોકલજો. દસ વાગે હું તૈયાર રહીશ. એક મિનિટ પણ ગાડીને ખોટી નહિ થવું પડે!"

વાતમાં કોઈ સ્થળે આર્દ્રતા નહોતી! ત્રિદિવે તે જોયું – કહ્યું:

"ત્યાર પછી say, બહુબહુ તો ત્રણ વાગે અમે આપને મુક્ત કરી દઈશું."

અલકા બોલી: "એની કશી જરૂર નથી. જ્યાં સુધી કામ પૂરું નહિ થાય ત્યાં સુધી હું રહીશ. રહેવા માટે બંધાયેલી છું under terms of ouf Agreement! ત્યારે આ પ્રમાણે જ નક્કી થયું. આપ હવે જઈ શકો છો!" આટલું કહીને અલકા કોઈ પણ ઉપાયે ઉપરછલા નમસ્કાર જણાવી વિમલના ખંડમાં ચાલી ગઈ.

પ્રતિમાએ વિમલના વસ્ત્રો બદલાવી નાખ્યાં હતાં...

અલકાને જોઈને વિમલે કહ્યું: "ક્યાં ગઈ હતી?"

અલકાએ કહ્યું: "નોકરી ચાલુ રાખવાની વ્યવસ્થા કરવા!"

વિમલે કશો ઉત્તર ન આપ્યો.

દાક્તરનું અનુમાન સાચું પડ્યું. સ્પંજીંગના પરિણામે રાતે તાવ વધ્યો નહિ...ઘણા દિવસ પછી વિમલે અખંડ સુનિદ્રામાં રાત્રિ પસાર કરી.

બીજે દિવસે સવારે નિત્ય કૃત્યથી પરવારીને અલકા જવા માટે તૈયાર થઈ. વિમલ પાસે આવીને બોલી: "મને અનુમતિ આપવી પડશે."

ખુલ્લી બારી વાટે વિમલ બહાર આકાશ સામે જોઈ રહ્યો હતો. અલકાની વાત સાંભળીને તેણે અલકા સામે જોયું. વિમલના બંને નયનોમાં રોગથી જર્જર બની ગયેલી કરુણ દ્રષ્ટિ હતી!

મમતાથી અલકાનું મન ભરાઈ ગયું. મનમાં થયું...

પણ નહિ...આ મમતા અત્યારે નહિ! કોણ જાણે ક્યા લગ્નમાં અલકા જન્મી હશે! મન જાણે સદાના માટે નાગપાશ બંધનથી બંધાઈ ગયું છે! અલકા બોલી: "ઘેર જઉં છું."

વિમલના બંને નયનોની દ્રષ્ટિપર વાદળની છાયા વધુ ગાઢ બની ! એ જોઈને અલકાનું હૃદય ફફડી ઊઠયું...

અલકાએ કહ્યું: " હંમેશ માટે નથી ચાલી જતી. પાછી આવીશ. આટલા દિવસોથી બહાર નીકળી શકી નથી ! આપને આજે સારું છે...ખરુંને ? થોડીવાર માટે મને રજા આપો ! "

કોણ જાણે કોને શું કહે છે ! વિમલે કશો ઉત્તર ન આપ્યો – નયનોમાં કેવળ ઉદાસ દ્રષ્ટિ !

અલકાએ વિચાર્યું: વધારે ઉત્તેજના યોગ્ય નથી ! ઉત્તેજનાથી મનની ચારે દિશાઓ કોણ જાણે...માત્ર પોતાના મનની નહિ... વિમલના મનની પણ !

એટલે ટૂંકામાં પતાવી લેવા માટે આવેગથી વિમલના બંને હાથ પકડી, સ્નેહથી દબાવીને અલકા બોલી: " પ્રતિમા છે. જે જરૂર હશે તે કરશે. હું જેમ બનશે તેમ વહેલી આવીશ...પ્રિય ..કશો વિરોધ ન કરશો ! મારો પ્રાણ અહીં છે. એટલું જાણી રાખજો...માત્ર દેહ લઈને હું જઉં છું ! "

આટલું કહી, હાથનું બંધન મુકત કરી અલકા તરત ખંડ બહાર નીકળી ગઈ.

અલકાના નયન કિનારે આંસુનો સાગર ઉમટવા મથી રહ્યો હતો, પણ અલકાએ હૈયું તોડીને એને રોકવાનો પ્રયત્ન કર્યો હતો.

બહાર આવતાં જ સિધુ મળ્યો. સિધુના હાથમાં સુધારેલા શાકની થાળી હતી.

અલકાએ કહ્યું: " અત્યારે હું અહીં જમવાની નથી. સિધુ ! જરા ઘેર જઉં છું. "

વિસ્મય પૂર્વક સિધુ અલકા સામે જોઈ રહ્યો. અલકા ઊભી ન રહી...ત્વરિત ચરણે દાદર પાસે પહોંચી.

દાદરની સામેની મોટી ઘડિયાલમાં આઠના ટકોરા થયા.

હજી ઘેર પહોંચતા સુધી આંસુ રોકી રાખવાનાં હતાં.

## ૨૭

**અ**તિ-આધુનિક કલારુચિ અનુસાર ફિલ્મ લેવાઈ રહી હતી.

ચાર વાગી ગયા હતા. એથી વધુ દૃશ્ય લઈ શકાયાં નહિ. તેનું કારણ, ડાયરેક્ટર અને પ્રોડ્યુશરના ઘણા મિત્રો જોવા આવ્યા હતા. તેઓએ આ સીન ખૂબ ચટકદાર અને સેક્સ-અપીલથી દીપી ઊઠે એવો લેવા માટે ઘણી સલાહ આપી. એટલે નક્કી કરેલી સિનાર્યો લાઈન છોડીને કથાનક જાણે આકાશમાં ઊડવા માંડ્યું! સહુના મનમાં ભારે ચિંતા પેઠી...

કથા લેખક ત્રિદિવ ભટ્ટાચાર્યે અલકા સામે જોયું...અલકા ગંભિર વદને સંપૂર્ણ નિર્લિપ્ત – નિર્વિકાર ચિત્તે એક તરફ બેઠી હતી. ત્રિદિવ તેની પાસે આવ્યો અને તેણે પ્રશ્ન કર્યો: "આપને આ ફરીથી તૈયાર કરેલો સીન કેવો લાગે છે?"

અલકાએ કહ્યું: "મને લાગવા ન લાગવાનું કશું નથી! આપ સહુનું ચિત્ર, આપની કથા...આપે જ એના સારા નરસાનો વિચાર કરવો જોઈએ!"

અલકાના મનનો વિરાગ હજી પણ ભૂંસાયો નહોતો ! એક નિશ્વાસ નાખીને ત્રિદિવે કહ્યું : " આપને ઘણું મોડું થાય છે, કેમ ? મેં તો ત્રણ ચાર કલાકની ગણત્રી કરી હતી, પણ કોણ જાણે કેમ, બજરંગી બાબુએ કહ્યું : કે અલકાદેવી જ્યારે મહામહેનતે આવી શક્યાં છે, ત્યારે આ સીન પૂરો જ કરી લ્યો !"

" એમ જ કરો. "

" એમ થશે તો રાતના દસ–બાર વાગી જશે...આટલી વાર ન લાગત...પણ, મિત્રોની સલાહ જૂદાજ પ્રકારની મળી છે...આપ મોડી રાત સુધી રોકાઈ શકશો ?"

" એગ્રીમેન્ટ કર્યું છે ત્રિદિવબાબુ...રોકાવા માટે હું બંધાયેલ છું !" આટલું કહીને અલકા હસી...મ્લાન હાસ્ય !

પલભર મૌન રહીને ત્રિદિવે કહ્યું : " જો આપની ઇચ્છા હોય તો આ શૅટ એક દિવસ લંબાવી શકાશે. નહિ તો..."

" મારા ખાતર સમય ન બગાડશો ત્રિદિવ બાબુ ! આખી રાત શુટીંગ ચાલશે તો પણ હું રોકાઈશ..."

ત્રિદિવને આશ્ચર્ય થયું ! તે બોલ્યો : " પરંતુ..."

આ વાત પર કાન ન દેતાં અલકાએ કહ્યું : " આપના સ્ટુડિયોના ટેલીફોનનો જરાવાર ઉપયોગ..."

" જરૂર આવો..."

અલકાને લઈને ત્રિદિવ ઑફિસમાં આવ્યો. ત્યાં ટેલીફોન હતો. રિસિવર હાથમાં લઈને અલકાએ નંબર મેળવ્યો: કહ્યું : " હલ્લો..."

સામે વિમલના ઘરનો ટેલીફોન...

અલકા બોલી : " કોણ પ્રતિમા બહેન ? હા, હું અલકા...... અત્યારે તાવ કેટલો છે ?...એકસો પોઈન્ટ ચાર ?...વાહ !...હં...હં ...ઓ...એમને જરા સમજાવીને કહેજો, ઘણા જરૂરી કામમાં પડી છું...હા, પૂરું કર્યા વગર ચાલે એમ નથી...હા, હા...કામ પૂરું થશે કે તરત હું આવીશ...જરૂર આવીશ. શું ?...મારી સાથે ટેલિફોનમાં

વાત કરવા ઈચ્છે છે? કહો, આજ નહિ...જે દિવસે જ્વર વિરામ પામે, તે દિવસે. હાં...મને બોલાવે છે...હું રજા લઈશ...એમને મારા નમસ્કાર..."

રિસિવર મૂકીને અલકા ઘડીભર ઊભી રહી. સ્થંભિતની માફક ...બંને નયનો મીંચીને.

ત્યાર પછી હાથબેગમાંથી બેઆના કાઢીને તેણે ટેલીફોનબોયને આપ્યા......

તે દિવસનું કામ રાતના એક વાગે પૂરું થયું...

ત્રિદિવે કહ્યું : "તમારા પોતાના જ ઘેર જવાના છો ને? કે..."

અલકાએ કહ્યું : "આટલી રાતે ત્યાં નહિ જઉં...મારા ઘેર જ જઈશ."

બજરંગીએ કહ્યું : "મહેરબાની કરી કાલે સવારે નવ વાગે... ગાડી પોણા નવ વાગે આવશે..."

અલકાએ કહ્યું : "ભલે."

ઉપરા ઉપર બે દિવસ સુધી શ્વાસ લેવાનો પણ અવકાશ ન મળ્યો. શુટીંગમાં બધા પ્રમત્ત બન્યા હતા!

અલકાના મનમાં વિરક્તિ નહોતી, તેમ પહેલા જેવો આગ્રહ પણ નહોતો.

બપોર વખતે ત્રિદિવે કહ્યું : "અત્યારે જરા સમય મળ્યો છે... ટેલીફોન કરીને તબિયતના સમાચાર જાણવા હોય તો..."

અલકાએ કહ્યું : "સવારે સમાચાર પૂછ્યા હતા, તાવ નથી."

ત્રિદિવે કહ્યું : "આ શેટનું કામ પૂરું થયા પછી આપને ત્રણ દિવસની રજા મળશે...ત્યાર પછી આસામ જવું પડશે. આસામમાં જે કેટલાક સીન લેવાના છે, એ બધામાં આપનું જ કામ છે. ચાના

બગીચા...પહાડો...વગેરે દશ્યો લેતાં લગભગ એકાદ માસ ત્યાં રહેવું પડશે...હરકત તો નથી ને?"

અલકાએ કહ્યું: "હરકત શા માટે હોય? ના...હું જ્યારે જ્યાં રહીશ, ત્યાં મારું ઘર...મારો દેશ..."

આટલું કહીને અલકા બહાર ગઈ...ત્રિદિવે જોયું: આ જાણે કોઈ જૂદી જ અલકા છે!...

ચાર દિવસ પછી છૂટી મળી. ત્યારે સંધ્યાને થોડીવાર હતી.

અલકા ઘેર આવી. ત્રિદિવ સાથે હતો. ત્રિદિવે કહ્યું : "આસામના સીનોમાં જરા તરા ફેરફાર કરવાનો છે. કાલે ચર્ચા કરવા આવું...શું કહો છો?"

અલકા બોલી : "આવજો."

"ક્યારે આવું તો આપને હરકત નહિ હોય, કહો તો?...જો સંધ્યા પછી આવું તો?"

"ત્યારે જ આવજો."

"ઑલરાઈટ...ત્યારે નમસ્કાર!"

રાતના લગભગ આઠ.

હાથ મોં ધોઈ સ્ટુડીઓના રંગ વગેરે લૂછી-ધોઈ-ત્યાંની આબો-હવાની હળવી રેખા પણ દેહ મન પર ન રહે એટલા માટે તે નાના વરંડામાં ઈઝીચેર પર બેઠી.

જ્યોત્સના...ખૂબ મનોરમ જણાતી! અલકા વિચારી રહી હતી...

ઘણા પ્રશ્નો વિચારતી. પોતાની વાત...એની સાથે આસપાસના મકાનો...ઘર પછી ઘર...એ બધા મકાનોમાં જેઓ રહે છે, તેઓની વાત. તેઓ શું અલકા માફક આ પ્રમાણે અનિશ્ચિતતા વચ્ચે રહે છે? કોઈપણ રીતે એક પછી એક દિવસો ગૂજારીને અલકાની માફક શું એ લોકો નિશ્વાસ નાખીને વિચારે છે, હાશ, આજનો દિવસ તો

ગયો? જરા આરામ...સાથોસાથ આવતી કાલની અનિશ્ચિતતાનો ગાઢ અંધકાર! શાંતિ નથી...આરામ નથી...સ્વતંત્રતા નથી! સુખનો પ્રવાહ જ્યારે ઉછળી રહેલો છે, ત્યારે મન પોકારી ઊઠે છે, શેનો આનંદ કરે છે? આ પ્રવાહનું પાણી તો પળ પૂરતું છે...આમ જો પાછળ રેતીનો વિરાટ પહાડ છે...!

નિશ્વાસની વરાળથી હૃદય ભરાઈ ગયું હતું! આ બધાં મકાનોમાં પ્રકાશ ઝળહળે છે...વરંડામાં લોકોની મંડળી જામી છે. કોઈ ઘરમાં ગાયનવાદન ચાલે છે, કોઈ ઘરમાં વાતો, વિનોદ ને હાસ્ય!...સંધ્યા પછી સહુ પોતાના દેહ–મનને કેવી સ્વચ્છ આનંદની ધારામાં વહાવી રહ્યા છે! આ ચંદ્રનો પ્રકાશ...સ્નિગ્ધ વાયુ...આ જીવનની સુમધુર ઝાલરી.. ઓહ, અલકા જેવું કોણ હશે, જે આજનો આનંદ ન ભોગવી શકતાં, આવતી કાલના અનિશ્ચિત અંધકારના બોજાથી શંકાતુર બનીને બેઠું હશે?

નિશ્વાસ નાખીને અલકાએ વિચાર્યું: શું આ જિંદગી!...આના કરતાં...કોની સાથે આ જીવનની તુલના કરી શકાય? આ જીવન કરતાં કોનું જીવન શ્રેય અને ઇચ્છવા યોગ્ય હશે? મનને ઉત્તર ન મળ્યો. દારુણ અશાન્તિ પત્થર માફક હૃદયને પાસી રહી!

અલકા ઊભી થઈ ગઈ! તેનું મન કોઈના સુખનો દ્વેષ કરતું નહોતું...કોઈના ઉપર તેને ઈર્ષ્યા નહોતી...કોઈની સાથે વિરોધ નહોતો!......

બાળપણની વાત હૈયે ચડી. ગણ્યા વર્ષમાં પોતે ક્યાંથી ક્યાં આવી પડી છે! પડખે કોઈ મિત્ર નથી, સ્વજન નથી, સાથી નથી... છતાં માણસોની વિરાટ ભીડ આસપાસ જામી રહી છે!

અલકા બેસી શકી નહિ. ઘરમાં આવી ચંપલ પહેરીને તે બહાર નીકળી.

તે સીધી વિમલના મકાન પર આવી. બે દિવસથી સારા થઈ ગયા છે......કદાચ અભિમાન કરશે...રોષ કરશે......ટેનિસની ઘણી વાતો કહેશે!

કહે ! એ વાતો કેટલી મીઠી લાગે છે...?

માત્ર વાતો ! એથી વધુ અલકા ચાહતી નથી–ચહાવાનો તેને અધિકાર નથી !

વિમલકાંતિના બ્લોકમાં આવતાં જ સિધુ સામો મળ્યો. સિધુએ કહ્યું : " આવી ગયાં બહેનબા...ત્યારે તો સારું ! હું તો વિચારતો હતો, બે દિવસની માયા બતાવી ક્યાંય ચાલ્યા ગયાં..."

અલકા બોલી : " મહત્વનું કામ આવી પડ્યું હતું સિધુ...એક મિનિટ માટે પણ આવી શકાયું નહિ ! તારા ભાઈને કેમ છે ?"

સિધુએ કહ્યું : " તમારી આંખે જ જઈ ને જુઓને બહેનબા !... ભાઇસાહેબ સારા છે. "

" મને શોધતા હતા ?"

" ના. "

અલકાના હૈયામાં ધબકારો થયો ! બીજું કશું ન બોલતાં થડકતા હૈયે તે વિમલકાંતિના ખંડમાં ગઈ.

એક ઇઝીચેર પર વિમલ બેઠો હતો...અર્ધ જાગૃત અવસ્થામાં. શરીર પર સાલ ઓઢી હતી. નર્સ સુશીલા વિમળના માથાપર પંખો ફેરવી રહી હતી. ઘરમાં દાખલ થતાં જ વિમલ સાથે અલકાની દૃષ્ટિનો વિનિમય થયો.

અલકાએ કહ્યું : " હું આવી છું. "

વિમલે કશું કહ્યું નહિ...

સુશીલા બોલી ઊઠી : " બહુ સારું થયું. અમારી વાત ફરીવાર આપને યાદ આવી ખરી ! "

અલકાએ કહ્યું: "મનમાં હોય તોય શું કરું ? હું બહુ જ પરાધિન......"

કહેતાં કહેતાં અલકાએ એકવાર વિમલને પગથી તે માથા સુધી નીરખી લીધો. જોયું: વિમલે બંને આંખો મીંચી દીધી હતી !

# ૨૮

ઘરમાં ચારે તરફ નજર ફેરવીને સુશીલા સામે જોઈ અલકા બોલી : " ન આવવાનું ખાસ બીજું કારણ હતું, કહું ?"

બ્રશ અને યુ. ડી. કૉલોનની શીશી ટેબલ પર રાખતાં સુશીલા બોલી : " કયું કારણ ? "

અલકા બોલી : " હું બહુ કમભાગી છું ! હું અહીં જેટલા દિવસ હતી, તેટલા દિવસ સુધી રોગ જતો જ નહોતો ! તેથી વિચાર્યું: બેચાર દિવસ જાઉં તો રોગ ચાલ્યો જશે ! થયું પણ એમ જ !..."

આટલું કહી હળવા હાસ્ય સાથે અલકા એક વાર વિમલ સામે જોવાનું પ્રલોભન રોકી શકી નહિ ! જોયું: વિમલના મીંચાયેલા નયનો અર્ધાં ખુલ્યાં છે !

વિમલ સામે જોઈને અલકાએ કહ્યું : " ઊંઘ આવી રહી છે ? "

વિમલે કશો ઉત્તર ન આપ્યો.

અલકાએ કહ્યું : " ત્યારે તો નકામો બકવાદ કરીને હું અન્યાય કરી રહી છું !...ના, આપ સૂઈ રહો...હું ચાલી જઉં છું. "

આટલું કહીને અલકાએ સુશીલા સામે જોઈને કહ્યું : "મારી અહીં રહેવાની જરૂર હવે નથી જણાતી, કેમ સુશીલા બહેન?"

સુશીલાએ કહ્યું : "રહેવાનીતો જરૂર છે. નહિ હો અને જરૂર પડશે ત્યારે કોણ જાણે શુંય કરશે!"

અલકા બોલી : "ના, ના, એમ નથી. ગમે તેમ તોય અમારી જાત ઘણી અનાડી છે. દરદીના ઘરમાં અમને રાખવાનો અર્થ ઉત્પાતને નિમંત્રણ આપવું! એથી સગવડતાને બદલે અગવડો જ ઊભી થાય..."

મૃદુ હાસ્ય સહ સુશીલા બોલી : "પરંતુ તમે જેટલા દિવસ હતાં, તેટલા દિવસમાં દરદીનું સ્વાસ્થ્ય સુધરતું રહ્યું છે...બગડતું ગયું નથી! દરદીએ આજ અનેકવાર મને પૂછ્યું છેઃ અલકાના ખબર મળ્યા? મેં કહ્યુંઃ ના...થોડીવાર પહેલાં જ મને કહેલુંઃ સિંધુને મોકલીને તપાસ તો કરાવવી જોઈએ! વિમલબાબુને તો એટલો બધો ડર લાગતો હતો કે, આપની તબિયત નરમ થઈ હશે તો? આ ચિંતા એમના મગજમાંથી જરાય ખસતી નહોતી!"

નિશ્વાસની વરાળથી અલકાનું મન ભરાઈ ગયું...એ વરાળ પાણી રૂપે આંખના કિનારે આવી...

આટલી મમતા...અલકા માટે તમને આટલી બધી ચિંતા થયા કરે છે? શા માટે ચિંતા કરો છો?...એ પળનું માર્ગ પર થયેલું મિલન...અલકા કોણ...શા માટે એના માટે...

અલકાએ વિમલ સામે જોયું. વિમલ એકાગ્ર દ્રષ્ટિથી અલકાને જોઈ રહ્યો હતો! એ દ્રષ્ટિમાં કેટલી કરુણ પ્રાર્થના હતી!

અલકાના હૃદય વચ્ચે જે શાશ્વત નારી બેઠેલી છે. સ્નેહ અને વાત્સલ્યભરી એ નારી કરુણાથી પીગળી ગઈ! એ નારી દેશ-કાળ-પાત્ર વિસરી ગઈ...એકદમ વિમલની સામે આવી એના પગ પકડીને બેસી ગઈ અને બોલી : "નબળા શરીરે આટલું બધું શા માટે વિચારો

છો, કહો જોઉં ?...ચિંતા કરશો નહિ! તમે તો જાણો છો, ન છૂટકે પારકાને ત્યાં નોકરી કરવી પડે છે. કર્તવ્ય કે મનની આશાઓ પુરી કરવાનું શું હર સમય બની શકે?...જુઓને આ સુશીલાબહેન રોજ રાતે અહીં ડ્યુટી પર આવે છે...મનમાં તો ઘણું થતું હશે: ઘરમાં પોતાના માણસો છે, તેમની પાસે બે ઘડી બેસોએ...પણ શું એ થઈ શકે છે ?"

કહેતાં કહેતાં અલકાના મનમાં થયું: વિમલના ખોળામાં માથું મૂકીને કહી દઉં, તમે નહિ સમજો...તમે જ્યાં સુધી સારા ન થાઓ ત્યાં સુધી તમારી પડખે રહીને તમને બળ આપવાની મારા મનમાં કેટલી મહત્વાકાંક્ષા છે ?

નબળા પડી ગયેલા બંને હાથ અલકાના હાથમાં મૂકીને વિમલ બોલ્યો : "મને હવે સારું થઈ ગયું છે. આજ આખો દિવસ આ ઇઝીચેર પર બેસી રહ્યો છું."

"દાક્તરે મના નથી કરી ?"

"મને કશી વ્યથા કે પરિશ્રમ જેવું ન જણાતું હોય, તો પછી દાક્તરને મના કરવાની શી જરૂર ?"

અલકાએ કહ્યું : "તમને સારું લાગે એ જ સારું."

અલકા ઊઠીને એક ખુરશી પર બેઠી...સુશીલા વિમલનું બિછાનું વ્યવસ્થિત કરી રહી હતી.

અલકાએ સુશીલા સામે જોઈને કહ્યું: "આજ તો તમે સૂઈ રહેજો સુશીલાબેન."

સુશીલાએ કહ્યું : "હું રાતે સૂતી નથી. ટેવ પડી ગઈ છે: રાતે સૂઈ ન રહું તો કષ્ટ ન થાય."

અલકાએ કહ્યું : "સાચે ?"

સુશીલાએ કહ્યું: "રોજ તો ડ્યુટી ન હોય ! ત્યારે જરૂર સૂઈ જાઉં."

વિમલે કહ્યું: "આપ શું રાતની ફરજ પર રહો છો ?"

સુશીલાએ કહ્યું: "લગભગ એમ જ. બધા કંઈ રાતે ન જાગી શકે !"

વિમલે કહ્યું: "એંહ..."

અલકાએ પૂછ્યું: "દિવસે સૂઈ રહેતાં હશો ?"

સુશીલાએ કહ્યું: "આખો દિવસ તો ક્યાંથી સૂઈ શકાય ! પણ જમીપરવારીને બપોરના સૂઈ જઉં અને ચાર વાગે જાગું ! તે સિવાય, ક્યાંક દિવસે જવાનું હોય તો તે પણ સંભાળવું જોઈએ !"

બાજૂના મકાનમાં કોઇના બેતાર-યંત્રમાં ગાન જાગ્યું...

સુંદર ગીત...

સુશીલાએ કહ્યું: "ગળું ઘણું સુંદર છે...કેમ ?"

વિમલે કહ્યું: "હા..."

અલકાએ તે ગીત સાંભળ્યું...કહ્યું: "ખરેખર ગીત મજાનું છે..."

વાયુલહરીમાં ગીત વહી રહ્યું હતું...

**સ્વપને હાહે છિનુ કિ મોહે,**
**જાગાર બેલા હલો,–**
**જાબાર આગે શેષ કથાટિ બલો**
**ફિરિયા ચેયે એમન કિછુ દિયો**
**બેદના હબે પરમ રમણીય......**

વિમલે કહ્યું: "રવીન્દ્રનાથનું ગીત..."

અલકા બોલી: "આપના સેટની સ્વીચ ઓન કરી દઉં ?"

એક નિશ્વાસ નાખીને વિમલે મસ્તક હલાવીને હા જણાવી.

વસંતની સૌરભ માફક ગીત વહેવા માંડ્યું...

અલકા વિચારતી, સ્વપ્નનો મોહ !...એમ જ છે !...એવું કંઇક જોઇએ...જે લઈને વેદના પરમ-રમણીય બને !

વિમલ વિચારતો, જાગવાની વેળા થઇ ! વેળા શા માટે થઇ ?... રોગની તંદ્રા મઝાની હતી...અલકા પડખે હતી... સાવ પડખે આવી હતી ! તેને કોઇ વાત કહેવી પડતી ન હોતી ..વિનતિ કરવી પડતી નહિ, – અલકા આવી હતી...આવીને તે સાવ નજીક હતી...

સુશીલા પણ ગીત સાંભળી રહી હતી, તે સાંભળતી હતી: ગાનારીનો મીઠો મધુર અવાજ...સ્વરની માધુરી...એની સાથે અનેક પ્રકારના વાદ્યોનો સુરીલો મેળ !

બરાબર આ સમયે બિહારી બાબુ સાથે દાકતરે પ્રવેશ કર્યો.

બિહારીબાબુ બોલ્યા: "મા આવી ગઈ ને ! આટલા દિવસો સુધી શું અમારો ત્યાગ કર્યો હતો ?"

શરમ ભર્યા મૃદુ હાસ્યસહ અલકા બોલી: "અનિવાર્ય કામ આવી પડયું હતું...."

દાકતરે વિમલને બરાબર ચીવટથી જોઇ-તપાસીને કહ્યું: "ભય નથી...જે મનમાં માન્યું હતું, તે નથી. હવે ધીરે ધીરે શક્તિ મળશે, પણ કંઇક શક્તિ આવે એટલે તરત બધું છોડીને હવા ફેર માટે કોઈ પણ સ્થળે જવું જોઈએ..."

બિહારી બાબુએ કહ્યું: "એવી શક્તિ આવતાં કેટલા દિવસો લાગશે ?"

દાકતરે કહ્યું: "હવે કેટલા દિવસો !....બહુ બહુ તો વધારેમાં વધારે દસ પંદર દિવસ !"

બિહારી બાબુએ કહ્યું : "ત્યારે તો દાર્જીલીંગ કાં-શિલોંગ.."

અલકાએ પૂછયું: "રાંચી જવામાં હરકત છે ?"

દાકતરે કહ્યું: "ના. રાંચી સરસ છે...તે સિવાય રાંચી તો એના વતનનું સ્થળ છે."

બિહારીએ કહ્યું: "શેઠ પણ ત્યાં છે!...શેઠને સમાચાર તો મોકલ્યા છે... પણ એમના તરફથી કશો જવાબ નથી!...મને ભારે આશ્ચર્ય થાય છે! શું થયું..."

અલકા બિહારી બાબુ સામે જોઈને બોલી: "એક બીજો પત્ર લખોને...સમાચાર જણાવો, તાવ ગયો છે."

બિહારી બાબુએ કહ્યું: "લખીશ...રોજ રાહ જોઉં છું કે, આજ જરૂર એમનો પત્ર આવશે...પણ રોજ નિરાશ થાઉં છું!"

અલકાએ કહ્યું: "કદાચ તેઓ રાંચીમાં નહિ હોય..."

બિહારી બાબુએ કહ્યું: "એમ હોય તો ઑફિસમાં એ સમાચાર છૂપા રહે કે!"

આટલું કહીને તેમણે અલકા સામે જોયું: કહ્યું: "તું ઘેર જવાની છે? કે આજ રાતે અહીં રહેવાની છે?"

અલકા બોલી: "મારે રહેવાની હવે જરૂર લાગે છે?"

બિહારી બાબુએ કહ્યું: "વિમલબાબુની સંભાળ રાખવાની ખૂબ જરૂર છે, એમ નથી. પણ પોતાનું માણસ પાસે હોય તો મનને ગમે!"

અલકાએ વિમલ સામે જોયું. વિમલના મોઢામાં કંઈ શબ્દ નહોતા...નયનોમાં એની એ કરુણ દ્રષ્ટિ અને એ દ્રષ્ટિ અલકાના વદન પર સ્થિર હતી!

અલકા બોલી: "એ નહિ સૂઈ રહે, ત્યાં સુધી હું જરૂર રોકાઈશ. ત્યાર પછી મારા રહેવાથી જો સુશીલાબહેનને કંઈક ઉપકાર કરી શકાશે..."

દાક્તર અને બિહારીબાબુ વિદાય થયા–

સુશીલાએ વિમલને કહ્યું: "હવે અહીં નહિ, બિછાના પર સૂઈ રહો. ચાલો..."

શાંત સ્વરે વિમલ બોલ્યો : " ચાલો..."

કહીને વિમલે ઊઠવાનો પ્રયત્ન કર્યો...માથું ભમવા માંડ્યું. બાજૂમાં અલકા હતી. એકદમ બંને હાથે વિમલને પકડી લીધો અને અલકા બોલી : " સુશીલા બહેન... ! "

ઈઝીચેરમાંથી ઓસીકાં લઈને સુશીલા પથારી પર વ્યવસ્થિત રીતે ગોઠવી રહી હતી. અલકાનો અવાજ સાંભળી, અલકા સામે જોઈને બોલી: " શું ?"

" હમણા જ નીચે પડી જાત !...સારું થયું કે હું તેમની પડખે હતી..."

સુશીલાએ કહ્યું : " હજી એવી શક્તિ નથી મળી કે પોતાની જાતે હાલી ચાલી શકાય. "

થાકેલો નિશ્વાસ નાખીને વિમલે કહ્યું: " એમ જ દેખાય છે..."

વિમલને પકડીને અલકાએ બિછાના પર સૂવાડ્યો. સૂઈને વિમલે આંખો બંધ કરી.

અલકા બોલી : " બેસો સુશીલાબેન...! "

સુશીલા બોલી: " આપ થોડીવાર અહીં છો ને ?"

" હા. શું કામ છે ?"

સુશીલાએ કહ્યું : " હું જરા બાથરૂમમાં જઉં છું. આજે નાહ્યા વગર એમને એમ આવી છું...એક સગાને ઘેર બપોરના ત્રણ વાગે ડીલીવરીના કેશમાં ગઈ હતી...ત્યાંથી સંધ્યા પહેલાં છૂટકારો થયો. તેથી ત્યાંથી બારોબાર અહીં આવી હતી...માણસને મારાં કપડાં લાવવાનું કહેતી આવી હતી. તે આપી ગયો છે."

સુશીલા બાથરૂમમાં ગઈ.

ઘરમાં બંને મૌન...કોઈના મોઢામાં વાત નહિ! ટેબલ પર

પડેલું ટાઈમપીસ ઘડિયાલ કેવળ એકધારી ગતિથી ટક ટક કરી પોતાની હાજરીની સાક્ષી આપી રહ્યું હતું...

અલકા બહાર જોઈ રહી હતી. સામેના મકાનના કેટલાક ખંડ દેખાતા હતા. કોઈમાં અંધકાર...કોઈમાં પ્રકાશ હતો! અલકાના મનમાં થયું: દિવસનો સંગ્રામ પૂરો કરીને એ બધા ઘરોમાં રહેતા લોકો ઘેર આવીને થાકેલા દેહ–મનને આરામ અને શાંતિ આપી રહ્યા છે! હંમેશના વિરોધ દ્વંદ્વનો સુર અલકાના મનમાં ઝણઝણી ઊઠયો! શું આ એકલવાયા જીવનમાંથી મુક્તિ નહિ મળે?

એકાએક હળવા નિશ્વાસનો શબ્દ કાન પર અથડાયો...ચમકીને વિમલ સામે જોયું : "નિશ્વાસ શા માટે નાંખો છો?"

વિમલે કહ્યું: "એમ જ..."

અલકાએ કહ્યું: "જોઈ કેમ રહ્યા છો? સૂઇ જવાનો પ્રયત્ન કરો."

વિમલે કહ્યું: "હવે કેટલું સૂઈ રહેવું? છેલ્લા કેટલાક દિવસોથી સૂઈ જ રહ્યો છું, એથી શું મારી નિદ્રાની મુડી પાછી નથી મળી, એમ લાગે છે?"

અલકા બોલી: "સારું, ત્યારે જાગતા રહો..."

બીજો એક નિશ્વાસ નાખીને વિમલે કહ્યું: "જાગતો જ રહીશ."

અલકાના મનમાં વળી મમતા જાગી! તે બોલી: "એકાદ પુસ્તક વાંચુ, સાંભળશો?"

"કયું પુસ્તક વાંચીશ?"

"અત્યારે લાઈબ્રેરીમાંથી કોઈ પુસ્તક લાવી શકાય એમ નથી એ તો નક્કી છે...આપને ત્યાં જે પુસ્તકો છે, તેમાંથી એકાદ... એટલે આપ જે કહો તે..."

અલકા સામે ઘડિક અવિચલ દ્રષ્ટિ રાખીને વિમલે કહ્યું: "વાતો જયારે બધી પૂરી થઈ ગઈ છે....ત્યારે, હં...પુસ્તક વાંચો....સાંભળતા સાંભળતા જો ઊંઘ આવી જાય તો...."

અલકાએ કહ્યું: "હવે વાતો નથી રહી એ સાચું આપની સાથે જેટલી વાતો કરી શકાય, બંનેએ તે પૂરી કરી લીધી છે. નવી વાત શું કોઈ છે? ત્યારે હાથમાં જે પુસ્તક આવશે, તે લાવીને વાંચીશ...આપ સૂતા સૂતા સાંભળજો...."

ટેબલ ઉપર કેટલાંક પુસ્તકો પડ્યાં હતાં....અંગ્રેજી ને બંગાળી. એમાંથી અલકાએ રવીન્દ્રનાથનું 'ચયનિકા' લીધું. તે બોલી: "રવિબાબુની કવિતા વાંચુ....એથી દેહ અને મન પર માયાનો સ્નિગ્ધ પ્રલેપ થશે."

અલકા વાંચવા લાગી--

> દ્વાર પર પ્રસ્તુત ગાડી, વેળા દ્વિ પ્રહર,
> હેમન્તનો તાપ ધીરે ધીરે થતો પ્રખર;
> જન શૂન્ય ગ્રામ સડકે ધૂળ ઉડતી જાય
> મધ્યાન્યના પવને, સ્નિગ્ધ પીપળાની છાય...

સુશીલા આવી,-તેના હાથમાં એક ચિઠ્ઠી હતી.

સુશીલાએ કહ્યું : "બહેન..."

પુસ્તકમાંથી મોઢું ઊંચુ કરીને અલકાએ સુશીલા સામે જોયું...

સુશીલાએ કહ્યું : "ખરેખર આજે ભગવાને તમને મોકલ્યાં છે! જુઓ આ ચિઠ્ઠી..."

સુશીલાએ અલકાના હાથમાં ચિઠ્ઠી મૂકી:

ચિઠ્ઠીમાં લખ્યું હતું:

એકવાર એક કલાક માટે આવી જાઓ. પ્રસૂતી પછીની પીડા...

સુશીલાએ કહ્યું : "આજ સાંજે જે ડીલેવરી કેશમાં ગઈ હતી, ત્યાંની ચિઠ્ઠી છે. ગાડી મોકલી છે. દાક્તર આવી ગયેલ. હું જઈને આવીશ. એક કલાકની રજા જોઈએ છીએ..."

અલકાએ કહ્યું: "સારું. હું અહીં જ છું."

સુશીલાએ કહ્યું : "હું તરત આવતી રહીશ."

સુશીલા ચાલી ગઈ...

એક પછી એક કવિતા અલકાએ વાંચવા માંડી...વચ્ચે વચ્ચે તે ઘડીક રોકાતી અને વિમલ સામે જોઈને આગ્રહપૂર્વક પ્રશ્ન કરતી : "સારું લાગે છે ને ?"

વિમલ જવાબ દેતો: "હા..."

અલકા કહેતી : "નિદ્રા આવે એટલે કહેજો...હું બંધ કરીશ..."

આંખની પલકથી વિમલે જણાવ્યું: ભલે !

વિમલ કાવ્યો સાંભળે છે...આંખો જરાય મીંચાતી નથી... માત્ર અલકા સામે આંખો સ્થિર બની છે ! અલકા વાંચતી હતી—

**ઓરે અંતરતમ,**
**બુઝી છે શું તારી સકલ પિયાસ;**
**આવી અંતરે મમ ?**
**સુખ-દુઃખની લાખો ધારાથી**
**પાત્ર ભર્યું તારું મેં આવી**
**નિષ્ઠુર પીડને હૃદય દબાયું**
**દલિત અંગુર સમ !**

એકાએક ખંડની બહાર કોઈના પગલાનો અવાજ સંભળાયો, અને એજ પળે પડદો ઊંચો કરીને ખંડમાં બિહારીબાબુએ પ્રવેશ કર્યો...તેની સાથે એક પ્રૌઢ પુરુષ અને એક કિશોરી...

વિમલે તેઓની સામે જોયું. ઓળખતાં વાર ન લાગી. પ્રૌઢ પુરુષ પ્રિયશંકરરાય અને તેની સાથેની કિશોરી એ વિભાવરી.

પ્રિયશંકર આગળ આવ્યા...

પુસ્તક બંધ કરીને અલકા ઊભી થઈ ..

વિમલના માથાપર ને શરીર પર હાથ મૂકીને પ્રિયશંકરે કહ્યું : "શરીર સારું છે...તાવ નથી."

બિહારીબાબુએ કહ્યું : "ના. બે ત્રણ દિવસથી તાવ નથી."

પ્રિયશંકરે કહ્યું : "અમે રાંચીમાં નહોતા...પ્રથમ શિલોંગ ગયા હતા...ત્યાંથી આસપાસ ફરવા નીકળી પડયા. આજે સવારે રાંચી પાછા ફર્યા, અને બિહારીનો પત્ર વાંચ્યો. વાંચીને વિશ્રામ કરી શકયો નહિ. વિભાએ પણ ખૂબ ઊતાવળ કરી...એટલે નાહી જમીને તરત ત્યાંથી મોટરમાં રવાના થયા."

વિમલ સામે તેમણે જોયું. જોઈને કહ્યું : "મને તો ખૂબ ચિંતા થઈ પડી હતી...તને સારો જોઈને જીવ હેઠો બેઠો !"

વિભાવરીએ અલકા પાસે આવીને પૂછયું : "આપ નર્સ છો ?"

અલકાના હૈયામાં સમુદ્રના ઉત્તાલ તરંગો ઉછળી રહ્યા હતા... માંડ માંડ અલકા બોલી : "ના..."

પ્રિયશંકરે અલકા સામે જોયું – ઓળખી ગયા. આ સ્ત્રીને જ વિમલ સાથે રેસના મેદાન પર જોઈ હતી !

તેમણે કશું ન બોલતાં અલકા સામે ઘડીભર જોઈને બિહારી સામે જોયું.

બિહારીબાબુએ કહ્યું : "એતો મારી મા છે! જે સેવા એણે કરી છે...એ જોઈને હું મુગ્ધ બની ગયો છું ! ખબર મળતાંજ તે વિમલબાબુની સેવામાં આવીને બેસી ગઈ છે...મારી માની એ મૂર્તિ હું કોઈ દિવસ નહિ ભૂલું !"

વિભાવરી લાકડા જેવી થઈ ને ઊભી હતી: પ્રિયશંકરે કહ્યું : "વિમલની પાસે જા વિભા...ખુશી લઈને બેસ ! તને તો ઘણી ફિકર થઈ પડી હતી...જો, ભગવાનની કૃપાથી વિમલ સારો છે!"

## ૨૯

વિભાવરી ખુરશી પર બેઠી. મુખમાં કોઈ શબ્દ નહોતો. બંને નયનો વિમલ પ્રત્યે સ્થિર હતાં. આટલી વારમાં કોણ જાણે ક્યારે વિમલે આંખો બંધ કરી દીધેલી!

અલકાએ ધીરે પગલે ટેબલ પાસે જઈને પુસ્તક મૂકી દીધું. પ્રિયશંકર અને બિહારીબાબુ પણ મૌન હતા.

ઘરમાં અત્યાર સુધી પ્રાણનો હિલ્લોલ જામ્યો હતો. એકાએક જાણે તે સ્થંભી ગયો!

બે મિનિટ, ચાર મિનિટ...લગભગ દસ મિનિટ આમ મૌન વાતાવરણથી પસાર થઈ. ત્યાર પછી પ્રિયશંકરે આ નિ:શબ્દતાનો ભંગ કરતાં કહ્યું: "કેટલા દિવસથી બિમાર છે, બિહારી?"

બિહારીએ કહ્યું: "લગભગ દસ બાર દિવસ થયા હશે!... ખરું ને, મા?" અલકાને ઉદ્દેશીને બિહારીબાબુએ પ્રશ્ન કર્યો.

ટેબલ ઉપર પુસ્તક રાખીને અલકા મૌન ઊભી હતી...જાણે આરસની પ્રતિમા! મનમાં થતું: અહીં હવે પોતાનું સ્થાન નથી...

હવે વિદાય લેવી યોગ્ય છે. પણ ચાલ્યા જવા માટે પગ ઉપડતા નહોતા. વિચાર આવતો: જતા પહેલાં ઘણું કહી જવાનું છે!...પણ શું કહેવાનું છે, એ કશું મનમાં આવતું નહિ!

બિહારીબાબુના પ્રશ્નથી તેણે તેમના સામે જોઈને કહ્યું: "મને બરાબર યાદ નથી...તોય દસ બાર દિવસથી ઓછું નહિ થયું હોય!"

આ વાતના સાથોસાથ મનમાં તે રાત્રિની વાતો વિદ્યુતના અક્ષરોએ ઝળકી ઉઠી...ગ્રીક ચર્ચની પાસે એકાએક ટ્રામમાંથી ઉતરીને અલકા માટે વિમલના મનમા થયેલી ગંભિર દુશ્ચિંતા...તે ઉપરાંત ચોકી પહેરો રાખવા માટેનો લાગણી ભર્યો જુલમ!...

એક નિશ્વાસ હૈયામાં જાગ્યો......અલકા તેનો અવરોધ કરી શકી નહિ.

પ્રિયશંકરે પૂછ્યું: "ટાઈફોઈડ તો નહોતો ને?"

બિહારીબાબુએ ઉત્તર આપ્યો: "ના."

પ્રિયશંકરે આરામનો નિશ્વાસ નાખીને કહ્યું: "સૌભાગ્ય! આવડી વયમાં એ દરદ ભારે સાંઘાતિક..."

ત્યાર પછી તેમણે વિભાવરી સામે જોઈને કહ્યું: "વિમલ સૂઈ ગયો લાગે છે! ત્યારે તું એક કામ કરને વિભા!"

"શું?" વિભાએ પિતા સામે જોયું....

પ્રિયશંકરે કહ્યું: "હાથ મો ધોઈ લે. રાંચીથી કલકત્તા...મોટરની લાંબી સફર...હાં, આપણી સુટકેશતો ઉપર આવી ગઈ છે ને?"

વિભાવરીએ કહ્યુ: "તમે લાવવા માટે કયાં કોઈને કહ્યું છે?"

પ્રિયશંકરે કહ્યું: "ઓહ..."

તેમણે બિહારી સામે જોઈને પૂછ્યું: "શું કરવું બિહારી?"

શેના માટે શું કરવું – બિહારીબાબુ બરાબર સમજી શકયા નહિ, – તેથી પ્રિયશંકરના મોઢા સામે જોઈને મૌન ઊભા રહ્યા.

પ્રિયશંકરે કહ્યું : "હોટલમાં જઈએ ? અહીં રહેવામાં કશી અગવડતા તો...?"

બિહારીબાબુએ કહ્યું : "હં...પણ આજની રાત તો અહીં જ રહો."

પ્રિયશંકરે કહ્યું : "એ ઠીક છે ! આખા દિવસની મુસાફરી... એ ઠીક પડશે. ત્યારે તું કહી દે, ગાડીમાંથી અમારી સુટકેશ વગેરે ઉપર મૂકી જાય. અને ગાડી ઑફિસના ગેરેજમાં રહેશે, ત્યાં જ લઈ જાય. કાલ સવારે..."

આટલું કહીને તેમણે કંઈક વિચાર્યું–પળ માટે. ત્યાર પછી કહ્યું : "ચાલ, હું જ ડ્રાઈવરને સૂચના આપી દઉં...અને સુટકેશ પણ......"

આટલું કહેતાં કહેતાં બિહારીને સાથે લઈને પ્રિયશંકર વિમલના ખંડમાંથી બહાર નીકળ્યા.

ખંડમાં ત્રણ પ્રાણી...શય્યા પર મીંચેલી આંખોએ વિમલ... ખુરશી પર બેઠેલ વિભાવરી...અને ટેબલ પાસે ઉભેલી અલકા.

અલકાના પ્રાણની અશાન્તિનો પાર નહોતો ! કેવળ મનમા થયા કરતું: પોતે જાણે આ સ્થળે ટ્રેશપાસ – પારકા ગૃહમાં પ્રવેશ – કર્યો છે...

એકાએક વિભાવરીનો સ્વર કાન પર અથડાયો. વિભાવરીએ કહ્યું: "આપ ઊભા કાં રહ્યાં ! બેસોને..."

અલકા બોલી : "હું હવે ઘેર જઈશ...નર્સ છે...સુશીલા બહેન...જરૂરી કામના અંગે બહાર ગયેલ છે...મને કહેતાં ગયેલાં, જ્યાં સુધી તે ન આવે, ત્યાં સુધી મારે રોકાવું ! તેથી..."

વિભાવરીએ કહ્યું : "ઓહ...શું આપ હમણાં જ જવાના છો ?"

અલકાએ કહ્યું : "આપ સહુ આવી ગયા છો...એમને હવે સંભાળી શકશો...તે સિવાય હવે Schedule રાખીને સેવા–પરિચર્યા

કરવી પડે એમ નથી તેથી વિચારું છું, હું નહિ હોઉં તો પણ ચાલશે !"

મૃદુ હાસ્ય સહિત વિભાવરી બોલી: "જો હું એમ કહું કે, આખા દિવસની કંટાળા ભરી મોટરની મુસાફરી પછી એવી થાકી ગઈ છું કે પાણીનો ગલાસ માગે અને એને બદલે કંઈ ભૂલ કરી બેસું તો ? "

વાતની મૃદુ–મધુર રીત અને અતિ મીઠું હાસ્ય અલકાને ચમત્કારિક જણાયું ! તે બોલી : " ત્યારે તો માર સુશીલા બેન ન આવે ત્યાં સુધી બેસવું પડશે...હું બેસુ છું !"

કહીને તેણે એક ખુરશી પર બેઠક લીધી.

વિભાવરીએ અલકાનું નિરિક્ષણ કર્યું...જોતાં જ અલકા આંખમાં ને મનમાં ગમી ગઈ. વિભાવરીએ કહ્યું : " આપની સાથે આમને કંઈ સંપર્ક છે ! "

અલકાના મનમાં મુશ્કેલીનો વંટોળ ઊભો થયો. તેણે વિમલ સામે નજર કરી. વિમલે બંને આંખો ખોલી હતી !

વિમલની ખુલ્લી આંખો જોઇ ને અલકાએ વિભાવરીના પ્રશ્નનો ઉત્તર આપ્યો : " આમ જુઓ એમણે આંખો ઉઘાડી છે !...એમને જ પૂછી જુઓ..."

વિભાવરીએ કૌતુક ભરી નજરે વિમલ સામે જોઈ ને પ્રશ્ન કર્યો : " આ તમારે શું થાય ? "

કોઈ પ્રકારની ચિંતા ન કરતાં વિમલે ઉત્તર આપ્યો: " મિત્ર !... મારા દુઃખી દિવસોનો સાથી..."

શહેરથી હંમેશ દૂર અને આ યુગના સમાજથી સંપૂર્ણ અપરિચિત રહેલી વિભાવરીના મનમા આવી મિત્રતાના આભાસે કદી રેખા દોરી નહોતી ! આવી મિત્રતા હોઈ શકે, એવું પણ તે જાણતી નહોતી. પલભર મૌન રહીને વિભાવરીએ કહ્યું: " આ મિત્રતાની વાત તો તમે કદી કહી નથી ! "

આટલું કહેતાં જ વિભાવરીને યાદ આવ્યું: ન કહે એમાં કશું વિસ્મય નથી. રાંચીનો ત્યાગ કર્યા પછી બન્ને વચ્ચે વ્યકિતગત સમાચારોની આપ લે બંધ થઈ હતી. પ્રિયશંકર પાસેથી વિભાએ માત્ર એટલા જ સમાચાર મેળવેલા કે વિમલ મઝામાં છે અને ઑફિસના કામ સંબંધી વિમલની કાળજી પ્રસંશા પાત્ર છે! હા, એકવાર પ્રિયશંકર બોલ્યા હતા: વિમલ રેસના મેદાનમાં જાય છે....પણ એ માટે નિષેધ કે અણગમો નથી કર્યો. માત્ર એટલું જ કહેલું: જીવનને જો તૈયાર કરવું હોય અને ઘડવું હોય તો એને છૂટું રમવા દેવું જોઈએ! ચારે દિશાએ વિધિ નિષેધની દિવાલો ચણીને જીવનનો વિકાસ થઈ શકતો નથી...હા, જીવન છૂટથી રમી રહ્યું હોય, ત્યારે કોઈ સ્થળે લપસી ન જાય એટલી જ સંભાળ રાખવાની રહે છે... નહિ તો એ રમત ઘણી વસમી પડે છે. આ બધી તત્વભરી વાતો એ વખતે વિભાવરી સમજી શકી નહોતી, સમજવાનો પ્રયત્ન પણ તેણે કર્યો નહોતો:

વિભાવરીના પ્રશ્નના ઉત્તરમાં વિમલે એટલું જ કહ્યું: "ના..."

વિભાવરીએ અલકા સામે જોઈ ને કહ્યું: "આપ કયાં રહો છો?"

અલકાએ કહ્યું: "અહિંયા જ એટલે, કેટલાક મકાન છોડીને આ રસ્તા ઉપર જ એક મકાનમાં."

વિભાવરીએ કહ્યું: "કોલેજમાં અભ્યાસ કરતાં હશો?"

અલકાએ કહ્યું: "ના."

વિભાવરીએ ફરી અલકા સામે જોયું...અનિમેષ નયને ઘણીવાર સુધી જોયું. ના, અલકાના સેંથામાં સિંદુર નથી!...શું બ્રાહ્મ હશે?... કદાચ હોય! મનમાં કૌતૂહલ જાગ્યું...પરંતુ એ કૌતૂહલ શાંત કરવા માટે બીજો પ્રશ્ન તે કરી શકી નહિ.

ઘરમાં વળી એવીને એવી સ્તબ્ધતા...

અને એ સ્તબ્ધતાનો ભંગ કર્યો પ્રિયશંકરરાયે...સિધુ પાસે સુટકેશ ઉપડાવી, ઘરમાં દાખલ થઈને...

પ્રિયશંકર બોલ્યાઃ "બાજૂના ઓરડામાં સુટકેશ મૂકી દે...આ ખંડમાં જ અમારી બંને પથારી કરજે. ગાડીમાં બે ફોલ્ડીંગ ખાટલા છે. જમવા માટે ધમાલની જરૂર નથી...થોડી પૂરી તળી નાખશે તો પણ ચાલશે. પણ તું હવે જા. વિભા...હાથ મોં ધોઈ લે...આ બહેન છે, બંને મળીને વ્યવસ્થા કરી લો..."

આટલું કહી પ્રિયશંકરરાયે અલકા સામે જોઈને કહ્યુંઃ "બેટા, પૂરી તળી શકીશ ને?"

મૃદુ હાસ્ય સહિત માથું નમાવીને અલકાએ હા જણાવી.

પ્રિયશંકરે કહ્યુંઃ "તો પછી તારે થોડું કષ્ટ સહવું પડશે. તું એકલી નહિ...વિભા પણ સહાય કરશે. તમે બંને મળીને થોડીક પૂરી તળી નાખો! સિધુ હમણા નવરો નહિ થાય...એને હું બજારમાં મોકલું છું...ત્યાર પછી એ પથારી વગેરે કરશે! હં, ત્યારે બિહારી! તારે જવું હોય તો જા. કાલ સવારે અહીં આવી જજે."

વિભાવરી અને અલકા પૂરી તૈયાર કરવા બેઠાં. વિભાવરી વણતી હતી...અલકા તળતી હતી...

આ કાર્ય કેટલા સમય પછી? અલકાના મનમા થયુંઃ લાંબા સમયથી પોત માત્ર રસ્તા પર ઘૂમી રહી છે...ઘર જાણે હતું જ નહિ!...જે ઘરમાં હંમેશ રહેતી, તે ઘરમાં તો મોઢા સામે તૈયાર ભોજન મળ્યું છે...એ ભોજનની રચના અને રુચિ પારકાની ઈચ્છા પર રહેલી છે!...આજ પોતાના હાથમાં રસોઈ ગૃહનો ચાર્જ લેતાં મનમા થયુંઃ રસ્તાની દોડ પૂરી કરીને આજ ખરેખર ઘર દેખાયું છે અને એ ઘરમાં...આશ્રય...

આ ચિંતાએ જાણે હજારો દીવા બૂઝવી નાખ્યા!...

બાજૂના ખંડમાં વિમલ અને પ્રિયશંકર વાતો કરતા હતા... શેની વાતો, તે આ ઘરમાં કાન સરવા રાખવા છતાં પણ અલકા સાંભળી શકી નહિ!

વિભાવરીએ અલકાને ઘણી વાતો કહીઃ વિમલની વાત, પોતાની વાત...પ્રિયશંકરની વાત...રાંચીની વાત!

વિભાવરીએ વિમલ સંબંધી કહેલુંઃ વિમલ ઘણો શરમાળ છે... બાલવયથી મા વગરનો...વિમલના પિતા એટલે રાંચીના મોટા વકિલ અને ધન કુબેર. આખો દિવસ અસિલો વચ્ચે જ રહે. વકિલાતનો ધિકતો ધંધો પુત્ર સંભાળી લે એટલા માટે તેમણે ઘણો પ્રયત્ન કરેલો, પણ વિમલને વકિલાતના માથાકૂટિયા ધંધા પ્રત્યે નફરત હતી! વિમલ કહેતોઃ શરમાળ માણસો માટે વકિલ થવું સાવ નકામું છે! વિમલને વેપારી થવાનો શોખ હતો. ત્રણ વર્ષ પહેલાં વિમલને એ દિવસ તાવ આવી ગયેલોઃ તાવ ઉતર્યો કે તરત વિમલ પ્રિયશંકરના ઘેર ચાલ્યો આવ્યો! શુષ્ક વદન, નયનોમાં અસહાય જેવી કરુણ દ્રષ્ટિ! બધાએ એને પૂછ્યુંઃ શું થયું છે? પણ વિમલે કોઈને ઉત્તર ન આપ્યો, છેવટે વિભાવરી વિમલને એક તરફ લઈ ગઈ અને તેણે પ્રશ્ન કર્યોઃ તાવ ઉતરી ગયો ને તરત શા માટે ચાલ્યા આવ્યા, કહો જોઉ? વિમલે ગળગળા સ્વરે ઉત્તર આપ્યોઃ આખો દિવસ એકલો બિછાનામાં પડ્યો રહું છું...કોઈની સાથે વાતો થઈ શકતી નથી... તે સિવાય રસોયાના હાથનું બાર્લિવૉટર પી પીને હવે તો મંદાગ્નિ થઈ ગયો છે. મને કંઈક ખાવા આપી શકીશ?...કોઈને કહ્યા વગર...છાનામાના. એવું કંઈક ખાવા ઇચ્છું છું કે, જેથી ખાવા પ્રત્યે રુચિ થાય!...આ સાંભળીને વિભાવરીના દિલમાં ઘણી મમતા જાગી...અને એક પ્લેટ સુપ તથા ઓવલટાઈન તૈયાર કરીને વિમલને ખવરાવ્યું!...તે દિવસે સાંજ સુધી વિમલ વિભાવરી પાસે રહ્યો... જાણે નાનું બાળક મમતાની આશા રાખીને રહે તેમ...

આ પ્રમાણે અનેક વાતો વિભાવરીએ અલકાને કહી અને અલકાએ એકાગ્ર મનથી સઘળી વાતો સાંભળી. આ વાતોમાં તેણે એક જ વસ્તુ તારવી...માનવ સ્વભાવની સમાનતા...પોતે પણ કેટલાક મહિનાથી આવો જ પરિચય પામી રહી હતી...

સુશીલા આવી ગઈ...રસોઈ ગૃહના દ્વાર પાસે. આવતાં જ બોલી: "હું આવી ગઈ છું બેન બા...એ લોકોને એટલો બધો ભય થયો હતો કે..."

વાક્ય પૂરું ન થયું...કહેતાં કહેતાં તેની નજર વિભાવરી સામે ગઈ. એ કોણ?

આવડી કિશોરવયમાં જ વિભાવરીના વદન પર રમણિય રુપ સાથે એવી મહિમામય પ્રશાન્તિ હતી – જેની અપૂર્વ પ્રતિભા પડતી. વિભાવરી સામે છોકરમત પ્રગલ્ભતા કે ચંચળતા આપો આપ ઝાંખી પડી જતી!

વિભાવરીની દ્રષ્ટિમાં જરા જેટલુંય રહસ્ય ન હોતું! તે દ્રષ્ટિ જેટલી સુસ્પષ્ટ, તેટલી જ સ્વચ્છ હતી. વિભાવરીના ચહેરા સામે જોવાથી એના મનનો ઉંડામાં ઉંડો ખૂણો પણ વાંચી શકાતો. તેને ઓળખતાં જરાય વિલંબ થતો નહિ. પળ માત્રમાં વિભાવરી સમજાઈ જતી. તેનામાં વિસ્મય નહોતું, રહસ્ય નહોતું, એ જાણે ખૂબ પરિચિત લાગતી!

સુશીલાનો વિસ્મય – સ્તંભિત ભાવ જોઇને અલકાએ વિભાવરી સામે જોયું: પછી કહ્યું: "આ રાતની ફરજ પર આવનારાં નર્સ સુશીલા બહેન. સેવા કરવાની શક્તિ અપૂર્વ છે...આખી રાત મટકું માર્યા વગર મમતાપૂર્વક પરિચર્યા કરે છે...મેં તે જોયું છે."

વિભાવરીના બંને નયનોમાં પ્રસંશાની દ્રષ્ટિ...તે સુશીલા સામે જોઈ રહી.

વિસ્મયનો ભાવ દૂર કરીને સુશીલાએ પૂછ્યું: "આમને તો કદી જોયા નથી, બહેન બા..."

અલકાએ કહ્યું: "ના! જોયાં નથી. હવે જોઈ લો એ જ સર્વસ્વ છે...એટલે, મિસ્ટર રાયના પુત્રી શ્રીમતી વિભાવરી દેવી...તમારા પેશન્ટના ભાવિ વધુ..."

સુશીલાના બંને નયનો પહોળાં થઈ ગયાં. તે બોલી : "ઓહ..." ત્યાર પછી આપોઆપ બંને હાથ પુટબદ્ધ થઈ ગયા! તે બોલી : "નમસ્કાર!"

શાંત મૃદુહાસ્ય સહીત મધુર સ્વરે વિભાવરી બોલી : "નમસ્કાર!"

અલકાએ કહ્યું : "તમારા પેશન્ટ મઝામાં છે, સુશીલા બહેન...બેસવું હોય તો અહીંજ બેસો...વાતો કરીશું."

સુશીલા ત્યાં જ બારણા પાસે એક ચાકળો પાથરીને બેઠી.

પૂરી તળાઈ ગયા પછી વિભાવરી સામે જોઈને અલકા બોલી : "હવે જાઓ, આપ નાહી લો...નહિ તો પછી આ બધી પૂરી ઠરીને ઠેકાણે પડી જશે. હું બટેટાના ભજિયાં કરીને એક શાક કરી નાખું છું, એટલી વારમાં..."

સુશીલાએ વચ્ચે જ કહ્યું : "તમે રસોઈ વિગેરે જાણો છો બહેન?"

અલકાએ કહ્યું : "શું મારા હાથે રસોઈ નહિ કરી હોય, એમ લાગે છે? આ કામમાં શું હું સાવ અણઘડ છું?...તૈયાર થાય એટલે ખાઈ જોજો...અખાદ્ય માનીને ફેંકી દેવું નહિ પડે...એ સિવાય સિધુ છે...એને પહેરો દેવા માટે ગોઠવી દોને!" આટલું કહી તેણે વિભાવરીનો હાથ પકડી, ઊભી કરતાં કહ્યુ : "નહિ, આપ હવે એક મિનિટ પણ બેસશો નહિ...નહાવા જાઓ!"

મૃદુ હાસ્ય સહિત વિભાવરીએ કહ્યું : " જઉં છું...હજી કપડાં વગેરે કાઢવાં પડશે..."

અલકાએ કહ્યું : " સૂટકેશ આવી ગઈ છે...આપ જાઓ. કપડાં લતાં કાઢી લો. એકતો આ અણઘડના હાથની રસોઈ અને પાછું મોડું થશે તો ભોજન મોઢામાં પણ નહિ મૂકી શકાય ! "

વિભાવરી ઊભી ન રહી...સુટકેશમાંથી સાડી વગેરે કાઢીને તે બાથરૂમમાં ગઈ.

સુશીલાએ કહ્યું : " બટેટાં સુધારી દઉં ? "

" હા. પણ સિધુને બોલાવ્યા વગર નહિ ચાલે. મસાલાની શી વ્યવસ્થા છે, તે હું જાણતી નથી."

સુશીલાએ હસીને કહ્યું : " ત્યારે રસોઈ કરતાં તો ખૂબ આવડે છે ! "

અલકાએ કહ્યું : " જેને ખેલતાં આવડે છે, સુશીલા બહેન, તે નકલી વસ્તુ લઈને પણ બરાબર ખેલી શકે છે ! સારુંયે જીવન હું નકલી વસ્તુ લઈને જ ખેલતી આવી છું, તેથી જ આજે કોઈપણ કાર્યમાં મને ભય નથી લાગતો. "

સુશીલા બટેટાના પતીકા કરી રહી હતી......અલકાએ સિધુને બોલાવ્યો.

સિધુ આવ્યો એટલે અલકાએ કહ્યું : " ભાઈ, તું મને ચણાના લોટમાં કેટલો મસાલો, પાણી વગેરે નાખવું એ સમજાવી દે...મારા હાથે તો મેં આ કામ કદી કર્યું નથી..."

સિધુએ કહ્યું : " ત્યારે તમે બેસોને બહેનબા......હું ભજિયાં કરી દઉં છું. "

પ્રતિવાદ કરતાં અલકા બોલી : " ના સિધુ...આજે એ બધા આવી ગયા છે. ચાર્જ સંભાળી લીધો છે......મને હવે છૂટી મળી.

જતી વખતે મારા હાથે સહુની સેવા કરતી જઉં, એમાં તું વિરોધ ન કરતો..."

સિંધુ આ વાતનો સંપૂર્ણ અર્થ ન સમજી શક્યો, પણ જે કંઈ સમજ્યો તે પરથી તે બોલ્યો : "તમે ચાલ્યાં જશો બહેનબા ?"

હસીને અલકા બોલી : "ગયા વગર કેમ ચાલે ? તારા ભાઈના નહાના ઘરમાં આટલા બધા માણસો ક્યાંથી સમાઈ શકે ?"

સિંધુએ કહ્યું : "...હં..."

શાક વઘારીને અલકાએ સુશીલાને કહ્યું : "પોતાની રસોઈ પોતાના મોઢાને કેવી લાગે છે, એ જાણવાનો ઉપાય નથી, છતાં મનમાં થાય છે કે, ન ખાઈ શકાય એવું તૈયાર નથી થયું, સહુના ભાણામાં પીરસી શકાશે..."

સુશીલાએ કહ્યું : "તમને જમવાની કોણે મના કરી છે ?"

અલકાએ કહ્યું : "ઘેરથી જમીને આવી છું ને ! વિચાર્યું હતું કે, અહીંથી કોણ જાણે ક્યારે પાછું ફરાશે...તૈયાર રસોઈ મળી એટલે એને છોડવી યોગ્ય ન લાગી."

સુશીલાએ કહ્યું : "આજ તમે ચાલ્યાં જશો ? એ લોકો આવ્યા છે ને..."

અલકાએ કહ્યું : "એ લોકો આવ્યા છે તેથી જ આજ હું નિશ્ચિંત અને પ્રફુલ્લ મનથી જઈ શકીશ. સુશીલા બહેન ! મુક્તિનો આનંદ કોને કહેવાય, તે આજ હું સમજી શકી છું !...કેવાય બંધનમાં ઝકડાઈ ગઈ હતી...એ તો માત્ર અંતર્યામી જાણે છે !" છેલ્લા શબ્દો કહેતી વખતે અલકાએ એક ગંભિર નિશ્વાસ નાખ્યો.

વિભાવરી આવી...પારાઈ કલરની નયન મનોહર સાડી પહેરીને. ઈલેક્ટ્રીક બત્તીના પ્રકાશની ઝળકમાં આ સાડીમાં વિભાવરી એવી સુંદર દેખાતી હતી – જાણે સમુદ્રમથન પછી સાક્ષાત લક્ષ્મી આવીને ઉદય થયાં છે ! અલકાના મનમાં રવીન્દ્રનાથના એ કાવ્યની પંક્તિ જાગૃત થઈ...

અલકાએ કહ્યું : "રસોઈ લગભગ પૂરી થઈ ગઈ છે ! બાપુજીને તમે હાથ મોં ધોવાનું કહી દો... મારા હાથે તૈયાર થયેલું આ અખાદ્ય તેઓ જમશેને ?"

"ખૂબ આનંદથી જમશે. બાપુજી ત્યાં પણ કોઈ કોઈ વાર મારા હાથે રસોઈ કરાવે છે. એક વખતતો કલકત્તાના કોઈ સુરતી મિત્ર પાસેથી સાંભળીને મને વટાણાની ખીચડી બનાવવાનું કહ્યું."

અલકાએ કહ્યું : "પછી આપે બનાવી હતી ?"

"જેવી તેવી બનાવી. રસોયો નજર રાખતો હતો. છતાં એ એવી બની હતી કે, એકવાર ખાય એટલે જિંદગીમાં વટાણાની ખીચડીનો મોહ ન રહે ! પણ બાપુજીએ તો ભારે આનંદથી ખાધી...!"

કહીને વિભાવરી હસી.

વિભાવરીની આ વાત અને આ હાસ્ય પાછળ અલકા જોતી, સુંદર સંસાર...સ્નેહ માયાથી એ સંસારનો ખૂણે ખૂણો ભરપુર... અને બે દિવસ પછી એ સંસાર વધુ સમગ્ર પરિપૂર્ણતાથી ભરાઈ જશે !...એ સંસારની પાસે પણ પોતાને ઊભા રહેવાનું સૌભાગ્ય કદી સાંપડશે નહિ !...

એક નિશ્વાસને તે કોઈપણ ઉપાયે રોકી શકી નહિ !

ભોજનની તૈયારીમાં વાર ન લાગી...

પ્રિયશંકરરાય વારંવાર કહેવા માંડ્યા..."બેટા તું પણ જમીલે."

વિભાવરીએ કહ્યું : "અમે બંને એક સાથે જ જમીશું..."

અલકાએ કહ્યું : "ના આપ પણ બેસી જાઓ. કેટલે દૂરથી આવો છો, કહો જોઉં ?...હું તો અહીંની છું...મારા માટે ચિંતા કરશો નહિ !"

વિભાવરીએ કહ્યું : "પણ એતો અન્યાય કહેવાય !"

અલકા બોલી : "પોતાના હાથે તૈયાર કરેલી રસોઈ પોતાના માણસોને ખવરાવતાં કેટલો આનંદ...એ આનંદ મને લેવા દો..."

વિભાવરીએ કહ્યું : "પણ મેં પૂરી તળી નથી, વણી તો છે... મારી વણેલી પૂરી આપને ખવરાવતાં મને કેટલો આનંદ થશે, એ કહો જોઉં?"

હસીને અલકા બોલી : "મારા ભાગ્યમાં એવો દિવસ આવે... મને આપ જમાડો..."

વાત પૂરી ન થઈ...અલકાએ પ્રિયશંકર સામે જોઈને કહ્યું : "પૂરી આપું-વહેલાં તળાને અન્યાય કર્યો છે...ગરમ ગરમ ઊતારીને થાળીમાં મૂકી હોત તો જમવામાં ઠીક પડત..."

પ્રિયશંકરે કહ્યું : "આમાં જરાય અતૃપ્તિ નથી..."

ભોજન લગભગ પૂરું થવા આવ્યું હતું...સિધુ સામે જોઈને અલકા બોલી : "તું દૂધ આપજે. હું હાથ ધોઈ આવું."

પ્રિયશંકરે કહ્યું : "હા, જા. અમે ઊઠીએ એટલે તારે જમવા બેસવાનું છે ને..."

અલકા ઉભી થઈ...કશું બોલી નહિ.

હાથ મોં ધોઈને અલકા વિમલના ખંડમાં આવી...વિમલ બંને આંખો બંધ કરીને સૂતો હતો...

બાજૂના ખંડમાં સહુ જમતા હતા.

ધીરે પગલે કશું બોલ્યા વગર અલકા વિમલ પાસે આવીને વિમલ સામે જોઈ રહી. હૃદય વચ્ચે સાતેય સાગર જાણે ઉછળી રહ્યા હતા,–ચારે દિશાએ એકવાર દૃષ્ટિ કરીને અલકાએ વિમલના ચરણો પર હાથ મૂક્યો.

આંખ ખોલીને વિમલે કહ્યું : "અલકા..."

અલકા બોલી : "હા..."

અલકા વિમલની વધુ નજીક આવીને બોલી : "હું જઉં છું. હવે મારી જરૂર નહિ પડે..."

વિમલે કશો ઉત્તર ન આપ્યો...અવિચળ નજરે અલકા સામે તે જોઈ રહ્યો.

અલકાએ કહ્યું : "હવે આવી અસહાય દૃષ્ટિ શા માટે?...હવે આપ એકલા નથી!...હું આજ ખરેખર નિશ્ચિંત બની...મને જે કંઈ મળ્યું છે, તે હું કદી ભૂલીશ નહિ!...મારા શ્રીકૃષ્ણ...યાદ છે ને એ વાત ?"

અલકાના વદન પર ઝાંખુ હાસ્ય!

અલકાએ કહ્યું : "ત્યારે જઈશ."

વિમલે હાથ લાંબો કર્યો.

તે હાથ અલકાએ પોતાના હાથમાં લઈ લીધો. પોતાના બને નયનો પર અડકાડ્યો. અલકા મૌન ઊભી રહી...વિમલના મોઢામાં પણ કોઈ શબ્દ નહોતો...

પડખેના ખંડમાં કલરવ. એ લોકોનું ભોજન પૂરું થયું લાગે છે ..

એક નિશ્વાસ નાખીને અલકા બોલી : "હું જઉં છું."

વિમલે કહ્યું : "હવે નહિ આવે ?"

વિમલનો સ્વર મૃદુ હતો – તે સ્વરમાં અતિ દર્દભરી ગંભિર વિનતિ......

અલકાએ કશો ઉત્તર ન આપ્યો. તેની આંખના ખૂણે આંસુનો ભાર હતો અને વદન પર ઝાંખુ હાસ્ય! વિમલનો હાથ છોડી અલકા એક પળ પણ ઊભી ન રહી...સહુની નજર ચૂકાવીને અલકા સીડી ઉતરીને નીચે આવી પહોંચી.

સામે રસ્તો......

૩૦

ઘેર આવીને અલકાએ કાળુ પાસેથી સાંભળ્યું: ત્રિદિવબાબુ આવ્યા હતા. આવીને ઘણીવાર સુધી બેસી રહ્યા હતા, થોડીવાર પહેલાં જ તેઓ ગયા. જતી વખતે એક ચિઠ્ઠી લખીને મૂકતા ગયા છે.

અલકાએ પૂછ્યું: "ચિઠ્ઠી ક્યાં છે!"

કાળુએ ચિઠ્ઠી આપી. ત્રિદિવે લખ્યું હતું:—

"અલકા દેવી,

લગભગ બે કલાક સુધી બેસી રહ્યો હતો. મેં કહેલું કે, આવીશ અને આવીને આસામ માટે ચિત્રપટમાં જે નવાં દશ્યો લખેલાં છે, તે માટે સલાહ લઈશ.

આપની રાહ જોઈને ઘણીવાર સુધી બેઠા પછી જ્યારે સાંભળ્યું: વિમલબાબુને જોવા ગયેલ છે, ત્યારે સમજ્યો: કદાચ બેસી રહેવાથી કોઈ ફળ નહિ મળે! ત્યાં જઈને આપ સમગ્ર વિશ્વને ભૂલી જાઓ છો,—તે હું જાણું છું.

એ માટે દુ:ખ નથી. પણ જે કાર્યમાં તમે ઝંપલાવ્યું છે, એ કાર્યમાં જો રહેવાની ઇચ્છા હોય, તો એ કાર્ય તરફ ઉદા-

સિનતા રાખી ચાલશે નહિ – આ ચિત્રપટમાં જ આપની ભૂમિકાને ચમકાવવાની છે. જો કહેતા હો, ચિત્રપટનું આ કાર્ય – Moment's Fancy...વિમલબાબુ એક મોટો આશ્રય છે...તો પછી કોઈ પ્રશ્ન નથી રહેતો !

સારું, કાલે વળી એકવાર આવીશ. સવારે જ મળવાનો ચાન્સ લઈશ. આટલા કષ્ટ પછી જે સીનો લીધેલા છે: પ્રિન્ટ કર્યા પછી જોતાં, બે ત્રણ 'શૉટ્' રી – ટેક કરવા જરૂરી જણાયા છે. આપની અગવડતા મુજબ એ વ્યવસ્થા થશે – રોષ ન કરશો.

ત્રિદિવ ”

અલકાએ ત્રણ વાર ચિઠ્ઠી વાંચી...ત્યાર પછી હાથમાં કાગળ રાખીને મૌન બેસી રહી. ત્રિદિવની ચિઠ્ઠીમાંની કેટલીક વાતો ઉચ્ચ સ્વરે કાનમાં ગુંજવા માંડી...

જે કાર્યમાં ઝુકાવ્યું છે...ઉદાસિનતા રાખી નહિ ચાલે...જો કહેતા હો, વિમલબાબુ એક મોટો આશ્રય છે...

ગંભીર રાત્રી. ચારે દિશાઓ નિસ્તબ્ધ. એ...નિસ્તબ્ધતા હૃદય ઉપર ભારે બોજ માફક ચડી બેઠી !...આ નિસ્તબ્ધતામાં પોતાની જાતને અલકાએ એટલી નિઃસહાય જોઈ કે...

આશ્રય...આશ્રય જોઈએ ! પડખે કોઈની સહાય નહોય તો જાણે બચી શકાય નહિ !...ચાલતાં ચાલતાં પ્રતિક્ષણે મનમાં એટલો ભય, એટલો સંશય જાગે છે ! એટલી ઇચ્છા, એટલી આશાઓના તરંગો હૈયા પર આવીને પછડાય છે ! મનમા થાય છે, એવો જ એકાદ સાથી જો પડખે હોય તો !

પણ કોને મેળવવો ?

વિમલ !......

એ એકલો નિઃસંગ રહે છે ! નિઃસંગતાની વેદના એ બરોબર સમજે છે ! અલકાને પાસે મેળવીને–તેથી જ છોડવા ચાહતો નથી...

હૃદય ધબકી ઊઠયું !...યાદ આવ્યું: આજથી તે એકલો નથી ! નિઃસંગ નથી ! આજથી એને અલકાની જરૂર નહિ પડે ! આજ એને પડખું મળ્યું છે...

એક નિશ્વાસ ! હૃદય ઉપર જાણે કોઈ ભારે સ્ટીમ રોલર ચાલી રહ્યો છે ! રોલરના દબાણથી હૃદય ભાંગીને ભૂકો થઇ રહ્યું હોય એમ લાગે છે !

ઘડિયાલમાં એકનો ટકોરો થયો. એ શબ્દથી ચમકીને અલકાએ ઘડિયાળ સામે જોયું. આશ્ચર્ય !...પોતે પાછી ફરી હતી બારને દશ મિનિટે...આવ્યા પછી તરત કાળુએ ત્રિદિવની ચિઠ્ઠી હાથમાં આપી હતી ! એ ચિઠ્ઠી વાંચીને પોતે શું પચાસ મિનિટ સુધી આમ લાકડા જેવી થઈને બેસી રહી છે !

અલકાનું મન ક્રૂર મશ્કરીના તીક્ષ્ણ બાણો વડે અલકાને વીંધીને જર્જરિત કરતું ગયું. શું પોતે પાગલ બની ગઈ છે ? આ કઠિન પૃથ્વી...દાનવની મૂર્તિ માફક અન્નવસ્ત્રનો કઠિન પ્રશ્ન, સામે અહોરાત સળગી રહ્યો છે...પુરાણના તે શ્રીવત્સ રાજાની સામે શનિ દેવ માફક !... સર્વક્ષણ કોઈ પણ પ્રકારનો લાગ શોધવાની ઇચ્છાએ...જરાક સાવચેતી ગુમાવતાં કોણ જાણે કેવોય સત્યાનાશ ઊભો કરશે ! અને એ દાનવને ભૂલીને અલકા...

કાળુએ આવીને પ્રશ્ન કર્યો: "જમવાનું લાવું ?"

આહાર પર રુચિ નહોતી રહી. અલકાએ કહ્યું: "ના."

કાળુએ કહ્યું: "એ ઘેરથી જમીને આવ્યાં છો ?"

એક નિશ્વાસ નાખીને અલકાએ કહ્યું: "હા..."

થોડીવાર પછી તે બોલી: "તું તારે એ જમી લે."

કાળુ કશું બોલ્યા વગર ચાલ્યો જતો હતો...અલકાએ સાદ કર્યો: "કાળુ..."

કાળુ પાછો ફર્યો. અલકાએ કહ્યું: "બાજૂના ખંડમાંથી મારી સાદી સાડી આપી જા. પછી તું તારે જમી લેજે. હું સૂઈ જઉં છું, મને ઘણી નિદ્રા આવી રહી છે."

બત્તી બંધ કરીને અલકા શય્યામાં પડી. નિદ્રા માટે આંખો બંધ કરી.

પણ નિદ્રા ન આવી! માથામાં સાતસો ચિંતા–સાતસો અક્ષૌહિણીની માફક દર્પથી કૂચ કરીને ઘૂમવા માંડી!

ચિંતાઓ કહેતી: 'તેં શું વિચાર્યું હતું કહેતો? શેની આશા... શેનો લોભ?'

આર્ત આતુર મન પોકારી ઊઠયું: 'આશા નહિ, લોભ નહિ, કશું નહિ!'

ચિંતાઓ બોલી: 'જો કશું નહિ, તો...?'

મન બોલ્યું: 'ના...ના...તેમ નહિ! માણસ એકલો રહી શકતો નથી. એ સાથી ચાહે છે...એવો સાથી કે જે દુઃખ ન આપે, અનિષ્ટ ન કરે...જીવન યાત્રાના માર્ગને તે સુમધુર કરી રાખે!'

ચિંતાઓ બોલી: "મન સાથેની એ બધી દગલબાજી છે!... વિચાર: વિમલનું મન શું તને નથી ચાહતું? અને એ ચાહનાને તેં શું સ્થાન નથી આપ્યું?'

તીક્ષ્ણ તીરવડે મનને જાણે કોઈ વીંધી રહ્યું છે. વેદનાથી આર્ત બનીને મન પોકારી ઊઠયું: 'ના, ના...એવું હીન, એવું નિર્લજ મન મારું નથી!'

ચિંતાઓ બોલીઃ ' માયાવિનીની માયા કોઈ પણ દિશાએથી તરુણના મનને વિહ્વલ કરી મૂકે...'

અસત્ય !

આ બધા તર્કની મીમાંસા નહિ થાય, થવાની નથી !...છતાં પણ નહિ, અલકા માયાવિની નથી...અને માયાવિનીની વૃત્તિ લઈને તેણે વિમલને કોઈ પણ દિવસ મુગ્ધ કરવાની ઇચ્છા નથી રાખી !

ચિંતાઓના સૈન્યે ફરીવાર માથામાં કોલાહલ મચાવ્યો. ચિંતાઓ જોરથી પોકારી ઊઠીઃ ' જો એમ ન હોય, તો પછી તે દિવસે વિમલમાં એટલું સાહસ ક્યાંથી આવી શકે, કે તને હૈયા સરસી દબાવી લ્યે ? '

શરમના ભારથી અલકાનું મન ઢળી પડ્યું. મન બોલ્યુંઃ તે દિવસના એ બનાવથી આ દેહ ઉપર ઘૃણા વસી ગઈ છે !...અલકાના દેહને જોઈને જ વિમલનું મન તે દિવસે મોહમાં તણાયું હતુંઃ અલકાને એ સમજતાં વાર નહોતી લાગી ! તેથી જ અલકા – પોતાના દેહને શત્રુ તરીકે જોઈ રહી છે ! એ શત્રુના ભયથી જ અલકા હંમેશ સશંકિત રહ્યા કરે છે ! અને એ શંકા...

પણ કોણ...આ વાત પર કોણ વિશ્વાસ કરશે ?

## ૩૧

સવારે ત્રિદિવ ભટ્ટાચાર્ય આવ્યો.

ઉત્સાહ પૂર્વક અલકા બોલી ઊઠી: "ઓહ્...આપ! આપની જ ખાતર હું બેસી રહી છું!...હં, આપ નવા લખેલા સિન લેતા આવ્યા છો?"

ત્રિદિવ અવાક્ બની ગયો! શું અલકા પોતાની મેળે ચિત્રપટના સિન સંબંધી ચર્ચા કરવા ચાહે છે?

ત્રિદિવે કહ્યું: "લાવ્યો છું."

"તો પછી..."

પળ માટે અલકા રતંબી ગઈ, ત્યાર પછી બોલી: "ચા લેશો? કે ચા પાન કરીને આવ્યા છો?"

ત્રિદિવે કહ્યું: "સવારે આઠ વાગે છે: ચા પાન કર્યા વગર કોઈ ઘરમાંથી બહાર ન નિકળે?"

અલકા હસી – હસીને બોલી: "તેમાંય આપના જેવા ગણત્રીબાજ માણસો...સારું ત્યારે હમણા જ એ બધું વાંચી જશો?"

ત્રિદિવે કહ્યું: "એ પહેલાં એક વાત કહેવાની છે. ચિઠ્ઠીમાં મેં રી – ટેક માટે લખ્યું હતું ને..."

"ક્યારે રી – ટેક લેવા માગો છો, કહો..."

"જે દિવસે આપને સગવડતા હોય..."

"મારે સગવડતા ? મારે તો હંમેશ સગવડતા છે. કહો તો, અત્યારે જ હું તૈયાર છું."

ત્રિદિવના વિસ્મયની સીમા ન રહી...એ ચિહ્ન ત્રિદિવના બંને નયનો પર સ્પષ્ટ દેખાયાં !

ત્રિદિવે પ્રશ્ન કર્યો: "વિમલબાબુને કેમ છે ?"

અલકાએ કહ્યું: "ઘણું સારું છે. તે સિવાય તેમના પત્ની આવી ગયાં છે – શ્વસુર આવ્યા છે. કાલ રાતે એ લોકો આવ્યા હતા. તેથી જ મારે મોડી રાત સુધી ત્યાં રોકાવું પડ્યું હતું !"

ત્રિદિવ બોલ્યો: "ઓહ..."

તેના મોઢામાં કોઈ શબ્દ આવ્યો નહિ. તે મૌન બેસી રહ્યો.

અલકાએ કહ્યું: "તો પછી અત્યારે શું કરવા ચાહો છો ?"

ત્રિદિવે કહ્યું: "જો આપને અગવડ ન હોય...એટલે કાલ રાતે આપને મળી શકાયું ન હોતું તેથી હું આપને જણાવી શક્યો ન હોતો... આજ સવારે બજરંગીબાબુએ ફોન કર્યો છે – એકવાર સ્ટુડિયો પર આવવાનું જણાવ્યું છે...રી – ટેકની વ્યવસ્થા માટે. એટલે, આપને અગવડ ન હોય તો અત્યારે સ્ટુડિયો પર આવશો ? ત્યાં આપની સગવડતા સમજીને રી – ટેકની વ્યવસ્થા કરી શકાશે અને સમય મળશે ત્યારે આ નવા સીનો પણ ચર્ચી શકાશે..."

ઉત્સાહ પૂર્વક અલકાએ કહ્યું: "સારું, ત્યારે મને પાંચ મિનિટનો સમય આપો...કપડા બદલી લઉં."

ત્રિદિવે કહ્યું: "ભલે."

વસ્ત્ર પરિવર્તન કરીને ત્રિદિવની સાથે અલકા નીચે આવી. બહાર રસ્તા ઉપર બજરંગીબાબુની મોટર ઊભી હતી. ત્રિદિવ પ્રથમ મોટરમાં દાખલ થયો. અલકા મોટરમાં દાખલ થવા જતી હતી ત્યાં

પાછળથી અવાજ આવ્યો: "બહેન બા..."

પાછળ ફરીને અલકાએ જોયું: સિધુ.

અલકાએ કહ્યું: "શું ખબર છે સિધુ?"

સિધુએ કહ્યું: "ચિઠ્ઠી છે."

હૃદય થડકી ઊઠયું! હજી પણ ચિઠ્ઠી?

અલકાએ ચિઠ્ઠી લીધી. કવર ઉપર બંગાળી લીપીમાં મરોડદાર અક્ષરોએ લખ્યું હતું: શ્રીમતી અલકા દેવી...

કવરમાંથી કાગળ બહાર કાઢીને અલકાએ વાંચ્યો. વિભાવરીએ ચિઠ્ઠી લખેલી. તેમાં લખ્યું હતું:

**શ્રીમતી અલકા દેવી,**

કાલ રાતે જે રીતે ચાલ્યાં ગયાં છો, તેથી મને ઘણો આઘાત થયો છે. આપની સઘળી વાત સાંભળી. આપ કોણ, આપને શું કહેવાં, જાણુતી નથી. અમારા સહુની ખાસ ઈચ્છા [ મારી ઈચ્છા બધા કરતાં વિશેષ ] છે કે અત્યારે જ આપ અમારે ત્યાં આવો અને અમારી સાથે વાતો, પરિચય, ભોજન વગેરે કરો.

નહિ આવો તો બધાના મનમાં ખૂબ કષ્ટ થશે, તે આપ સમજી શકશો ને? આપના 'પેશન્ટે' કહ્યું છે, આપ નહિ આવો તો આપની સાથે ભયંકર અબોલા કરશે. આવા શબ્દો એમણે નથી કહ્યા: આ મારું અનુમાન છે. કારણ, આપના સંબંધે આપના પેશન્ટે જે પરિચય આપ્યો છે, તે પરથી મારા મનમાં થયું છે.

આશા રાખું છું: જરૂર તરત આવશો.

પત્ર વાંચતા વાંચતા અશ્રુની વરાળથી આંખો ભરાઈ ગઈ!... કોઈ પણ ઊપાયે નિશ્વાસનો અવરોધ કરીને તે બોલી: "ચિઠ્ઠી મળી. સિધુ! તું જઈને વહુરાણીને કહે જે, ખૂબ જરૂરી કામના અંગે મારે બહાર જવું પડે છે. ક્યારે પાછી આવીશ, એ નક્કી નથી! તેથી અત્યારે આવી શકાતું નથી!..."

કશું ન બોલતાં સિધુ અલકા સામે જોતો ઊભો રહ્યો. એ દ્રષ્ટિ

અલકાના પ્રાણમાં કંટક માફક ભોંકાણી !...એ ઘરના પ્રત્યેક માણસોનો જે પરિચય મળ્યો છે...રેસના મેદાનપર જોયેલા તે પ્રિયશંકર રાય... એમના સ્વરમાં પણ મમતા...તે ઉપરાંત પગારદાર નર્સો: પ્રતિમા અને સુશીલા...આ બધા પરિચય પછી એ ઘરમાં આશ્રય લેવા માટે મન...

આ વખતે તે નિશ્વાસને રોકી શકી નહિ ! નિશ્વાસ નાખીને અલકા બોલી : "...સમય મળશે એટલે હું આવીશ. સિધુ ! તું જઈને વહુરાણીને કહેજે..."

અલકા ઘેર આવી ત્યારે લગભગ બાર વાગ્યા હતા !

કાળુએ કહ્યું : " એ ઘેરથી બે વખત માણુસો આપની તપાસ માટે આવ્યા હતા. કહેતા હતા: આપની ઘણી જરૂર છે. એક બહેન પણ આવ્યાં હતાં, સિધુની સાથે."

બહેન ?...ત્યારે તો વિભાવરી !...

અલકાએ એક નિશ્વાસ નાખ્યો...

કાળુ મૌન ભાવે ઊભો હતો. અલકાએ કહ્યું : " મારું માથું પકડાયું છે. ગરમ પાણીથી નાહી લઉં...જો કંઈક માથું હળવું પડે તો..."

નાહીને આવ્યા પછી અલકાએ કહ્યું : " મારું ભોજન લઈ આવ કાળુ..."

કાળુ ભોજનની થાળી લાવ્યો.

ભોજન કાર્ય પતાવીને અલકાએ કહ્યું : " હું પેલા ઘેર જઉં છું...ત્રિદિવબાબુ જો આવે તો એમને બેસવાનું કહેજે. "

કાળુએ કહ્યું : " સારું. "

અલકાએ કહ્યું : " કહેજે, મને ત્યાં બહુ વખત નહિ લાગે..."

વિભાવરીએ ઘણો ધોખો કર્યો: કહ્યું : " કહો જોઉં, આપ જમીને શા માટે આવ્યાં ?"

વિમલે કહ્યું : " એ તો આપણને હંમેશાં ઋણના બોજા તળે દાબી રાખવા ચાહે છે. અહીં જમે તો એ ઋણની..."

હસીને અલકા બોલી : " ત્યારે તો મારું ઋણ એટલું સામાન્ય છે કે એક વખત પેટ ભરીને જમાડો એટલે આપ ઋણ મુક્ત બની જાઓ, એમ જ માનો છો ને ?"

વિમલે કહ્યું : " મેં તને નહોતું કહ્યું વિભા, અલકાદેવીમાં વાત કહેવાની શક્તિ આશ્ચર્યકારક છે ! એનો જવાબ સાંભળ્યો ને...આ જવાબ મારી વાતનો છે..."

અલકાના મન વચ્ચે જાણે દાવાનળ પ્રજળી ઊઠ્યો ! આટલા અલ્પ સમયમાં મારા સંબંધી શું આટલી બધી વાતો થઈ ગઈ છે ? મારો પરિચય, મારી વાક્પટૂતા ? આશ્ચર્ય !

વિભાવરીએ કહ્યું : " આપની સાથે એમને પ્રથમ પરિચય કેવી રીતે થયો હતો...કેશૈનોવામાં બધા લોકોની સામે ન જોતાં આપ એમની પાસે ગયેલાં...એ વાત વિમલ બાબુએ મને કહી..."

અલકાના મનમાં હજી પણ એ દાવાનળ એટલા જ વેગથી પ્રજળી રહ્યો હતો ! જીવનનું સઘળું બળ એકઠું કરી – મોઢા પર હાસ્યલાવી – ને અલકા બોલી :–" ઓહ્...ત્યારે તો આપે બધી વાતો કહી દીધી લાગે છે, કેમ વિમલબાબુ ? મારા માટે કશું બાકી રાખ્યું હોય એમ નથી લાગતું ! દ્રૌપદીના શ્રી કૃષ્ણની ઉપમા વાળી વાત પણ આપે કહી હશે...? અને તે દિવસે આપ મોટો અપરાધ માનીને ગ્લાનીના ભારથી વારંવાર ક્ષમા માટે..."

આટલું કહીને તેણે વિમલ સામે જોયું: વિમલના ચહેરાનો ભાવ જોઈ ને અલકા એક શબ્દ વધુ બોલી શકો નહિ. તેણે વિભાવરી સામે દ્રષ્ટિ વાળીને કહ્યું : "અમારું પ્રથમ મિલન એ રીતે થયેલું ! કોઈ શુભ પળે ! બંનેની સ્થિતિ લગભગ સમાન હતી, — એ પણ એકલા રહેતા...હું પણ એકલી રહેતી ! એણે મને ઘણી આફતોમાંથી ઉગારી છે !...આપે તો ગઈ કાલે રાતે જ એમનો પરિચય મને આપ્યો હતો ને...એ ખૂબ અભિમાની અને ભયંકર લાગણી પ્રધાન

છે...હું પણ એમને એ રીતે જ ઓળખી શકી છું! એમનો એ પરિચય તો હાડેહાડમાં વણાઈ ગયો છે! શું કહો છો...ખરું ને?"

છેલ્લું વાક્ય કહેતી વખતે અલકાએ વિમલ સામે જોયું...વિમલે જોયું: અલકાની દ્રષ્ટિ તીક્ષ્ણ અને પ્રખર છે!

વિભાવરીએ કહ્યું: "બાપુજીએ પણ કહેલું કે, તેમણે તમને બંનેને રેસના મેદાન પર જોયેલાં. મેં એ વખતે બાપુજીને કહ્યું: 'તમે શા માટે સાવ માન રહ્યા હતા?' એટલે બાપુજીએ કહેલું: 'દરેક વસ્તુ નિહાળવી સારી છે. અંગુરને દાબડામાં ભરી રાખવાથી બાળકો માણસ થઈ શકતા નથી!' આજે સવારે જ રેસના મેદાનની વાત નીકળી હતી...વિમલ બાબુએ કહ્યું કે: આપના લીધે જ ઘણા પૈસાના નુકશાનથી તે દિવસે તેઓ બચી ગયા હતા..."

અલકાએ કશો જવાબ આપ્યો નહિ...જવાબ આપી શકાય એવા કોઈ શબ્દો મોઢા પર ન આવ્યા. આ બધી વાતો સાંભળીને તેના મનમાં એક જ વાત જાગી રહી હતી...જ્યાં સુધી ગિરદી નહોતી, ત્યાં સુધી આ સ્થળે પોતાનું સ્થાન કેટલું સહજ હતું! અને આજે!

અલકાના મનમાં ભૂતકાળની એક વાત યાદ આવી......જે સમયે અલકાના નાના જીવતા હતા. એ સમયે એક વખત પશ્ચિમમાંથી અલકા પોતાના નાના સાથે કલકત્તા આવી રહી હતી. ટ્રેનના ડબ્બાની બારી પાસે બેસીને તે બહારનું વિશ્વ જોઈ રહી હતી: વન–ઉપવન, પહાડ–સરોવર, નદીઓ, નાના નાના મેદાનો, એ મેદાનોમાં છવાયેલાં નાના નાના ઘરો, અને એ ઘરોમાંથી...વહુ, માતા, કન્યા, નાનાં મોટાં બાળકો–બધાં બહાર નીકળીને તૃષિત નયને ટ્રેન તરફ જોઈ રહેલાં! એ બધાં દર્શકોમાંથી અલકાએ એક ગામડાના ઘરની વહુને જોયેલી! સહુની પાછળ ઊભી હતી...ઘુંઘટમાં એનું વદન છૂપાયું હતું! ઘુંઘટ અળગો કર્યા વગર માત્ર બે આંગળીઓ વ્યવસ્થિત રાખીને એ કોઈની નવવધુ ચાલતી ટ્રેનમાં બેઠેલા યાત્રીઓને જોઈ રહી હતી! અલકાએ એ નવવધુનો ચહેરો નહોતો જોયો...જોઈ શકાયો નહોતો

...જોવાનો કોઈ ઉપાય નહોતો. માત્ર એ નવવધુની બે આંખો દેખાતી હતી ! એ બંને ચળકતા નયનોમાં અલકાએ વાંચી હતી, વિરહની અપૂર્વ વેદના...આશાની કોઈ અધીર ઊર્મિ...સ્વપ્નની કોઈ અપરૂપ માધુરી ! એ બંને નયનોની દ્રષ્ટિ અલકાને એટલી ચમત્કારિક લાગી હતી...વારંવાર એ બંને નયનો જોવાની ઈચ્છા થયા કરતી...પરંતુ જોવાનો કોઈ ઉપાય નહોતો...જીંદગીમાં ફરીથી એ જોવાનો ઉપાય મળ્યો નહિ...કદી મળશે પણ નહિ ! બરાબર એજ પ્રમાણે આજે આ બધી વાતોઃ વિનોદ, હાસ્ય, આનંદ વગેરે; એ નવવધુની દ્રષ્ટિ માફક મનના પટ ઉપર ચિરકાળ પર્યંત અંકિત રહેશે...એને પ્રત્યક્ષ કરવાનો કે એનો ઉપભોગ કરવાનો સુયોગ હવે જીવનમાં ફરી વાર નહિ મળે !

પરંતુ વિમલ ? અલકા માટે વિમલે શું કહ્યું હશે ? કેવો પરિચય આપ્યો હશે ?

ગઈ કાલે શય્યા પર પડીને અનંત વિચારો વચ્ચે અલકા અટવાઈ રહી હતી ! એના દિલમાં એક એવો વિચાર પણ ઉગ્યો હતોઃ કદાચ વિમલ અલકાને...

પરંતુ ગ્લાનિથી ભરેલું મન તરત પોકારી ઊઠયું : ના...... ના...ના...!

અલકાએ કહ્યું : " વિભા બહેન ! આજે તો આપ મને માફ કરોઃ હું આવી શકી નહોતી, એ બદલ ક્ષમા માગવા આવી છું. ક્ષમા માગવા સિવાય આજે કશું વધારે બોલી શકું એમ નથી ! એટલે, પારકી નોકરી કરવી પડે છે...આસપાસ દાસત્વના બંધન છે !... નિરુપાય ! પણ મને સમય મળશે એટલે હું આવીશ. અત્યારે તો મારે કામ પર જવાનું છે, એટલે રજા લઈશ. "

આટલું કહ્યા પછી અલકા એક પળ પણ ઊભી ન રહી. ઘરમાંથી બહાર નીકળી, સીડી પાર કરીને રસ્તા પર આવી ગઈ.

કર્મ ચક્રની ગતિ ન ઉલંઘી શકાય એવી બની ! એ ગતિના વેગમાં

દેહ – મન લઈને એક પળનો પણ વિસામો લઈ શકાય નહિ! અલકા પણ વિસામો લઈ શકી નહિ...તે પોતાના મનને પણ એકાદ ક્ષણ માટે ન નીરખી શકી, – એ મન કેટલું ઘવાયું છે, દળાઈ પીસાઈને હવે કેટલું બાકી રહ્યું છે—એ જોવાનો અલકાને અવસર પણ ન મળ્યો ! કર્મ-ચક્રમાં દેહ—મન જોડીને વિસામા વગર તે ચાલવા લાગી...મનની એક દિશા પ્રબળ વેદનાથી ઝણઝણી રહી છે, માત્ર એટલું ભાન અલકાના આધાર રૂપ બન્યું હતું !

કાર્યમાં આ વખતે અલકાનો ઉત્સાહ જોઈને કંપનીના દરેક માણસો ઉત્સાહમાં મસ્ત બની ગયા. રિ-ટેકમાં શૉટ ઉપર શૉટ લેવાવા માંડયા...એ બધા શૉટમાં અલકાએ પોતાની જાતને સંપૂર્ણ રૂપે સોંપી દીધી. એનામાં વિરકિત નહોતી, ફરિયાદ નહોતી...જાણે ચાવી વાળું પૂતળું ! અને અલકાનો આટલો આગ્રહ ઉત્સાહ જોઈને પ્રોડેકશન મેનેજરે અને ડાયરેકટરે ચિત્રપટને ઉતારવાનું ચાલુ રાખવાનું નક્કી કર્યું !

રિ–ટેકની બલામાંથી છૂટતાં ત્રણ દિવસનો સમય લાગ્યો. આ ત્રણે દિવસો સુધી અલકા જાણે પોતાનું અસ્તિત્વ ભૂલી ગઈ હતી... અને આ બલામાંથી છૂટકારો મળતાં તે જાણે સાવ ભાંગી પડી !... કોનો આશ્રય લઈને ઊભું રહેવું, એ માટે કોઈ દિશામાં અલકાને આશા ન દેખાઈ! રાતે પાછા આવતી વખતે રસ્તામાં તે મૌન બેસી રહી—અને કલરવ તેમ જ સચલ દેખાતું શહેર તેના મનને સ્પર્શ ન કરતાં પાછળ પાછળ સરકી જતું લાગ્યું ! મન કેવળ બોલ્યા કરતું: આ વખતે ?...આ વખતે...?

ગાડીમાંથી ઉતરતી વખતે ત્રિદિવ સામે જોઈને અલકા બોલી : “ કામ માટે મારામાં હવે ખૂબ ઉત્સાહ આવ્યો છે...જો આસામ જવા ઇચ્છતા હો તો ઢીલ કરશો નહિ ! હું ખરેખર કહું છું, મારામાં આ પ્રમાણે ઉત્સાહ રહે એ દરમિયાન ચિત્ર પૂરું કરી શકો, તો અભિનય ખૂબ સફળ થવાની ગેરંટી હું આપી શકું છું !”

ઉત્સાહિત મનથી ત્રિદિવ બોલ્યો : “ સારું, ત્યારે હું એક બે

દિવસમાં જ વ્યવસ્થા કરી નાખીશ...અહીંનું કામ તો એક રીતે પૂરું થઈ ગયું છે..."

પોતાના ઘેર આવીને અલકાએ સાંભળ્યું: વિમલબાબુ અને એક બહેન આવેલાં. એ બહેન એકવાર અહીં સિંધુ સાથે આવી ગયેલાં. એ લોકો ચિઠ્ઠી લખીને મૂકતાં ગયાં છે.

"ક્યારે આવ્યાં હતાં?"

કાળુએ કહ્યું : "લગભગ દસ વાગ્યા હશે."

દસ ! અત્યારે ?

અલકાએ ઘડિયાલ સામે જોયું...નવ ઉપર સાડત્રીસ મિનિટ !

નિશ્વાસ નાખીને અલકા સોફા પર બેસી ગઈ. કાળુએ તેના હાથમાં બે ચિઠ્ઠી મૂકી. એક વિભાવરીની લખેલ...અને બીજી વિમલની.

વિભાવરીએ લખ્યું હતું:

"કયો અપરાધ કર્યો છે, જાણતી નથી ! નીરાંતે વાતો કરવાનો સમય આપ્યો નહિ ! આજ અમે શિલૉંગ જઈએ છીએ. બપોરના બેને ચાલીસની ટ્રેનમાં. હું હવે ફરીવાર આ તરફ આવી શકું એવો સંભવ નથી ! આશા રાખી શકું, સમય મળે એટલે આપ એકવાર આવશો ? અમારા રહેઠાણ ઉપર ન પહોંચી શકાય, તો શિયાલદા સ્ટેશન પર જરૂર મળજો. ટ્રેનમાં બેસીને હું આપની રાહ જોતી હઈશ ! નમસ્કાર અને પ્રેમ સ્વીકારજો. વિભાવરી

ચિઠ્ઠી વાંચીને મન ઉદાસ થઈ ગયું !...કેમ...? કેમ મારી સાથે વાતો કરવા ચાહે છે, વિભા ? તને ખબર નથી, કેવું મહાદુર્ભાગ્ય લઈને હું જન્મી છું !...એક પછી એક દિવસો મારા કેવા યે જાણે જાય છે ...તારા સ્નેહમાં હવે મને લોલુપ ન કર ! હું...હું...

અલકાના હૈયા વચ્ચે ફરીવાર સાતેય સાગર ગર્જવા માંડ્યા...

...મનને શાંત કરીને અલકાએ વિમલની ચિઠ્ઠી ખોલી. વમલ લખતો હતો...

એક વાતનો વિશ્વાસ કરજો, અલકાદેવી. મારું મન પત્થર બની ગયું છે. એક જ આશા લઈને હું આવ્યો હતો...આપના શબ્દોનો આઘાત લેવા...એ આઘાતથી આ પત્થર જો ભાંગીને ભૂક્કો થઈ જાત, તો મને આરામ મળત!

વિભા સાથે આવી છે—છોડયો નહિ. મેં એકલા આવવાનું નક્કી કરેલું, પણ સહુના મનમાં ભય હતોઃ દુર્બળ શરીર...વખતે ચાલવાનું કષ્ટ ન સહી શકું!

એ લોકો મને પકડીને લઈ જઈ રહ્યા છે—શિલૉંગ. એમાં મારી પોતાની ઇચ્છા કે અનિચ્છા જરાય નથી! તોય વિશ્વાસ રાખજોઃ આપને હું કોઈ દિવસ ભૂલી શકીશ નહિ! હવે પછી શું કરીશ, કે કરું, એ જાણતો નથી! મારી પોતાની ઇચ્છાથી કંઈક કરીશ, એ ઇચ્છા મારામાં નથી અને યુદ્ધ કરવા જેવી શકિત પણ મારામાંથી ચાલી ગઈ છે! મનમાં થાય છે; મારામાં મારાપણું હવે નથી રહ્યું, જેના બળ પર હું મને ઊભો રાખું.

જો હું બચીશ, તો જરૂર મળીશ. આશા રાખું છું, એ મિલન પહેલાં મારા માટે મત બાંધશો નહિ!

વિમલે આ શું લખ્યું છે! આ બધી વાતોનો અર્થ!...

ઘણી મહેનત કરીને અલકાએ પ્રત્યેક શબ્દ સમજવા માટે મનને પરોવ્યું. જેટલો બની શકે તેટલો અર્થ સમજી શકાય તો...

લખ્યું હતુંઃ 'જો હું બચીશ, તો જરૂર મળીશ'...લખે છેઃ 'એ મિલન પહેલાં મારા માટે મત બાંધશો નહિ...'

એનો અર્થ?...એ મિલન વખતે શી વાત કહેશે? શું ચાહશે?

બંને આંખોના ખૂણામાં આંસુની વરાળના સઘન ઉચ્છ્વાસ...એ વરાળથી ચિઠ્ઠીના અક્ષરો અસ્પષ્ટ અને અદૃશ્ય થઈ ગયા.

બાજૂના ઘરમાંથી રેડીઓ દ્વારા ગીત વહી રહ્યું હતુંઃ

શું ન મળ્યું, તેનો હિસાબ કરવા
મન મારૂં નથી રાજી,
આજ હૈયાને પ્રકાશ—પડછાયે
બંસરી રહી છે વાગી...

સોફામાંથી ઊઠીને અલકા નાના વરંડામાં આવીને ઊભી રહી... મસ્તકપરના ગગન મંડળમાં અસંખ્ય નક્ષત્ર. સ્થિર નજરે અલકા સામે એ નક્ષત્રો જોઈ રહ્યા.

રાતની જ્યોત્સના ધારામાં સુરની વાણી સમાનભાવે વહી રહી છેઃ

વચ્ચે વચ્ચે કોઈ તૂટયા તા તાર
તેથી થતો હૈયામાં કપરો હાહાકાર!
છતાં ય સુર હતા ત્યાં બારેબાર—
આજ રહ્યું મન જાણી...

બે દિવસ પછી.

કંપની પહાડના સીન લેવા માટે કલકત્તાથી ઉપડી...

દાર્જીલીંગ મેલ. સેકન્ડ કલાસનો ડબ્બો. પાંચ જણમાં ત્રણ જણા નિદ્રા સુખનો ઉપભોગ કરી રહ્યા છે–બજરંગી, ડાયરેકટર અને કેમેરામેન...નીચેની સામસામી બે બર્થ પર બે જણ જાગે છે...અલકા અને ત્રિદિવ ભટ્ટાચાર્ય. કથાની આલોચનામાં બંને પરોવાયાં છે...

પોડાદા સ્ટેશનથી ગાડી છૂટી. લગભગ રાતના સાડા અગિયાર...

અલકાએ કહ્યું : "નાયક સંતોષને નાયિકા આભા ગુપ્ત રીતે ચાહે છે,–સંતોષ તે જાણતો નથી...એટલે, આભાએ સંતોષને પોતાનો પ્રેમ જણાવા નથી દીધો...એમ જ છે ને?"

ત્રિદિવે કહ્યું : "હા..."

અલકાએ કહ્યું : "જો એમજ હોય તો વાર્તાના અંત ભાગમાં સંતોષ અને પ્રતિભાના લગ્ન સમયે, એવી રીતે આભા કરી શકે નહિ! ફૂલની માળા લઈને આભા આવે અને બંનેનાં ગળામાં ફૂલની માળા પહેરાવીને આંસુ બિછાવે–એ તો ભયંકર Silly! એમ બની શકે જ નહિ!"

ત્રિદિવે કહ્યું : "ન બની શકે!...એટલે?"

અલકાએ કહ્યું : "ના...It is absurd આ melo-dramatic ઊર્મિથી આભા માણસ રહેતી નથી...માટી બની જાય છે તે..."

ત્રિદિવે કહ્યું : "પણ આભાનો કંઈક અંત તો બતાવવો જોઈએ ને ?"

અલકાએ કહ્યું : "એથી શું આ રીતે અંત લાવવો જોઈએ ?... આભાનો આવો અંત આવી શકે જ નહિ !"

ત્રિદિવે કહ્યું : "કેવી રીતે આવે કહો...Well, I invite your suggestion......"

ઉદાસ નયને અલકા બહારના વિશ્વ સામે જોઈ રહી...તેના મોઢામાં વાત નહોતી...

કૌતૂકભર્યા ભાવે ત્રિદિવે કહ્યું : "કહો..."

એક નિશ્વાસને બળપૂર્વક રોકીને અલકા બોલી: "આભા કોઈ દિવસ આ પ્રમાણે પ્રેમ વ્યક્ત નહિ કરે. એ પ્રેમ તેના આ જીવનમાં જ્યારે સાર્થક થવાનો નથી, ત્યારે આ જીવનમાં એ પ્રેમને નીરવ ભાવે તે હૈયામાં સાચવીને પૂજ્યા કરશે !...સંતોષને આભાએ મેળવ્યો છે...સંતોષને લઈને સંસારધર્મ કરવા માટે ન મેળવવા છતાં પણ સંતોષનું સંતોષત્વ...એટલે, તેનું મન...એ મન સાથે આભાના મનનો અભેદ અને ગાઢ સંપર્ક છે. સંસારના કલરવ–કોલાહલમાં પ્રાણ અશાંત થતાં આભા એકાંતમાં બેસીને સંતોષનું સ્મરણ કરશે. સંતોષ સાથે એની જે પળો પસાર થઈ છે, એ પળોનું સ્મરણ કરીને આભા આરામ મેળવશે–સાંત્વના મેળવશે. આ બધી વાતો વિચારીને પોતાના મનની જે શક્તિ, જે રંગ, આત્મા મેળવે, એનાં suggestion લઈને કથા પૂરી કરો. આભાનું ભાવિ એ સ્મરણોના રંગથી રંગાયેલું હશે, તો એ કથાનક કેટલું સુંદર લાગશે, કહો તો !"

ત્રિદિવે કહ્યું : "પણ લોકો એ સમજી શકશે નહિ. લોકો તો નજરે જોઈ શકાય એવો અંત ચાહે છે !...Climaxના પછી આભા સંબંધી કોઈના મનમાં દ્વિધા રહેશે નહિ !...જે લોકો પ્રણય ત્રિકોણને ચાહે છે, તેઓ વિચારશેઃ આ પછી સંતોષ અને પ્રતિભાના ઝમઝમાટ ભર્યા ઘર સંસારમાં આભા કદાચ એક દિવસે ઉદય થશે."

અલકાનું મન વિરક્તિથી ભરાઈ ને સળગી ઊઠ્યું ! તે બોલી : "આભાને જો આ પ્રમાણે Cad કરીને છોડી દેશો, તો અંતભાગનો અભિનય હું Fail કરીશ...ભયંકર Fail કરીશ, એ જાણી રાખજો... આટલું મોટું અન્યાયપૂર્ણ...આવું Psychological blunder... સ્ત્રી જાતિને શું સમજો છો કહો તો ? સ્ત્રીના મનનું જોર કેટલું... હસતા મુખે કેટલી નિરાશા–યાતના તે સહી શકે છે એનું તમને ભાન છે ? હં, આમ Fundamental blunder કરીને જ આપણા દેશી ચિત્રપટો ધૂળ જેવાં બને છે !"

આટલું કહીને અલકાએ બારી બહાર જોયું. બહારના વિશ્વ સામે તે જોઈ જ રહી. કાળા અંધકારમાં એ તરફ મળેલાં હતાં: કેટલાંય ઘર...લોકો...એ બધા લોકોના મનમાં હાસ્ય–રુદનના કેટલાંય ડોલન.

બંને નયનો આંસુના ભારથી ભરાઈ ગયાં. મન વચ્ચે કેવી આકુળતા...

એકાએક ટ્રેન ઊભી રહી. ઉપરની બર્થ ઉપરથી નિદ્રાથી ઘેરાયેલા સ્વરે ડાયરેક્ટરે પ્રશ્ન કર્યો : "કયા સ્ટેશને ગાડી ઊભી રહી ત્રિદિવ ?"

પ્લેટફોર્મ તરફ નજર કરીને ત્રિદિવે કહ્યું : "ઈશ્વરદિ..."

સમાપ્ત

JACKET PRINTED BY LOKBAIN PRINTERY, AHMEDABAD.